॥ श्री मदनमोहनो विजयते ॥

# અર્પણ પત્રિકા.

અખંડ ભૂમંડળાચાર્યચક્રચૂડામણિ,—શ્રી હરિવદન વૈશ્વાનર,—ભક્તિમાર્ગામ્બુજમાર્તંડ,—માયાવાદનિહાર સહસ્રાંશુ. શ્રીવ્રજપતિરતિપથપ્રવર્તક—**શ્રીમદ્વલ્લભાચાર્ય** ચરણકમલમાં—

કોટિશઃ દણ્ડવત્ પ્રણતિપૂર્વક, એઓશ્રીનાજ અનુગ્રહભાજન, એઓશ્રીનીજ કૃપાકણિકાથીજ દિગંત વિસ્તારિયશસ્, પરમ મહાનુભાવી, ગુર્જર ભૂમ્યવતંસ, પરમ ભગવદીય **કવિશ્રી દયારામભાઈ**નાં પુષ્ટિ ભક્તિના રસથી ભરેલાં, આ ઉત્તમ કાવ્યોને સમર્પીને, એ કવિવરનો ઋણી અનુચર હું કૃતકૃત્ય થાઉં છું.

શ્રીમદ્વલ્લભાબ્ધિ દાસાનુદાસ

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ.**

---

## આભારદર્શન.

આ પુસ્તક છપાવવામાં ધર્મપ્રિય શ્રીમાન્ શેઠ **હરખલાલ હરિદાસ ભગત** મુંબઈવાળા તરફથી આર્થિક સહાય મળી છે તેથી આ સ્થળે તેમનો સપ્રેમ આભાર માનવામાં આવે છે.

પ્રકાશક.

# ગ્રંથો મળવાનાં ઠેકાણાં.

| | | | |
|---|---|---|---|
| નારાયણદાસ પરમાનંદદાસ શાહ કબોઇવાળા. | | ઠે. માધવબાગમાં પાંજરાપોળની નવી ચાલી– | મુંબાઈ. |
| મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું | બુકસેલર | ઠે. કાલબાદેવી રોડ– | મુંબઇ. |
| એલ. એમ. ઠક્કર | બુકસેલર | ” | ” |
| વસનજી પરમાનંદ | ” | ” | ” |
| નારણજી મુળજી | ” | ” | ” |
| જેઠારામ મુકુંદજી | ” | ” | ” |
| ચુનીલાલ કૃષ્ણાશંકર | ” | ઠે. મોટું મંદિર–ત્રીજો ભોઇવાડો– | મુંબઇ |
| મહાદેવ રામચંદ્ર જાગુટે | બુકસેલર | ઠે. ત્રણ દરવાજા | અમદાવાદ. |
| હરગોવનદાસ હરજીવનદાસ | ” | ” | ” |
| જીવણલાલ અમરસી મહેતા | ” | ઠે. પીરમસા રોડ | ” |
| લલ્લુભાઇ છગનલાલ દેસાઇ | ” | ઠે. રીચીરોડ | અમદાવાદ |
| રણછોડલાલ મોતીલાલ | ” | ” | ” |
| નારણદાસ મોતીલાલ | ” | ” | ” |
| મોહનલાલ મનસુખરામ | ” | ઠે લેહેરીપુરા રોડ | વડોદરા. |
| દલસુખભાઈ પરમાનંદદાસ શાહ | | ઠે. પોષ્ટ પાસે–ડભોઈ | (વડોદરા) |
| શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય | | | નડીઆદ. |
| શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય | | | કરાંચી. |
| રા. રા. મકનજી જુઠાભાઈ મુગટવાળા | | | શ્રીનાથદ્વારા. |
| દા. બેચર મેઘજી | | ઠે. પુરાબજાર | રાજકોટ. |
| કરસનદાસ નારણદાસ | બુકસેલર | નાણાવટ | સુરત. |
| દેસાઈ બ્રધર્સ | ” | ઠે. ફનો પોર બજાર | ભરૂચ |
| ઉત્તમચંદ લખમીચંદ | ” | | રાજકોટ. |

---

એ સીવાય બહાર ગામના જાણીતા બુકસેલરો.

## પ્રકાશકની પ્રસ્તાવના




ગુર્જર કવિરત્ન ભક્તરાજ શ્રી દયારામભાઇનાં કાવ્યમણિઓની આ ત્રીજી માળા સાહિત્ય રસિક અને ભક્તજનોના કંઠમાં આરોપતાં અત્યંત આનંદ થાય છે. પ્રથમની બે કાવ્યમણિમાળાઓનો આદરપૂર્વક સત્કાર થયેલો જોઇ એકવાર પ્રસિદ્ધ થયેલાં કાવ્યમણિઓ પણ તે સ્વચ્છ ન હોવાથી અસલ હસ્ત લેખિત પ્રતિઓ સાથે મેળવી શુદ્ધ કરાવી તેને સારો સંસ્કાર આપીને આ માળામાં ગોઠવ્યાં છે; અને તે ઉપરાંત કેટલાક નવિન અપ્રસિદ્ધ સુંદર સુંદર પદો શોધી કાઢીને આ માળામાં દાખલ કર્યાં છે.

પ્રથમના બંને ભાગોમાં કવિશ્રીનાં મોટાં મોટાં કાવ્યો, તેના ઉપર વિસ્તૃત ટીકા સાથે હોવાથી નાનાં કાવ્યો અને બોધક પદોની જનસમાજ તરફથી માગણી થયા કરતી હોવાથી, અને મારી પણ કવિનાં તમામ કાવ્યો શુદ્ધ રૂપે છપાયલાં જોવાની ને જનસમાજ આગળ મૂકવાની ઇચ્છા હોવાથી આ ગ્રંથમાં અનેક નીતિ ભક્તિનાં ગુજરાતી પદો દાખલ કરવામાં આવ્યાં છે. અને તે ઉપરાંત હિંદી, મરાઠી, મારવાડી, પંજાબી અને વ્રજભાષાનાં પણ નમુના દાખલ થોડાં થોડાં રસિક પદો દાખલ કર્યાં છે જે વાચકવર્ગને આનંદદાયક થઇ પડશે. આ ઉપરથી કવિશ્રીનું બહુ ભાષાભિજ્ઞપણું વાચકને જણાઇ આવ્યા વગર રહેશે નહિ. દયારામભાઇનાં નાનાં નાનાં પદો, ભક્તિશૃંગારની ગરબીઓ, અને નીતિભક્તિનાં કાવ્યો એકજ મોટા પુસ્તકમાં આવી જાય તો રસિક જનોને વાંચવાની વધારે અનુકૂળતા પડે એવા હેતુથી આ ગ્રંથ છપાવવામાં આવ્યો છે.

અન્ય પ્રકાશકો તરફથી અત્યાર સુધીમાં કવિ શ્રી દયારામભાઇનાં કાવ્યો છપાવી બહાર પાડવામાં આવ્યાં છે તેમાં અનેક પ્રકારની અશુદ્ધિઓ રહી ગયેલી જણાય છે. કેટલાંક કાવ્યોમાં તો આખી લાઇનોની લાઇનો રહી ગયેલી હોય છે. આમ હોવાથી વિદ્વાનો તરફથી કવિશ્રીને અન્યાય થતો હતો અને કોઇ કોઇ ઠેકાણે તો અર્થ સમજાતો નહિ તથા વિપરીત અર્થ ઉત્પન્ન થતો તેથી કવિની કીર્તિને ઝાંખપ લાગતી. આથી કાવ્યો શુધ્ધ અને પૂર્ણ રૂપે છપાવવાની મને ઉત્કંઠા થઇ ને તેથી આ સંગ્રહ બહાર પાડવાનો વખત આવ્યો. અન્ય પ્રકાશકો તરફથી છપાયલાં કાવ્યોની અશુદ્ધિની સંપૂર્ણ નોંધ કરીએ તો એક આખું પુસ્તકજ ભરાય; પણ તેમ ન કરતાં દૃષ્ટાંત તરિકે અહીં થોડીક અશુદ્ધિઓ ટાંકી બતાવું છું:–" સુજને અડશોમાં, આધા રહો અલબેલા છેલા અડશોમાં " એ પદ આ ગ્રંથમાં કોઇ જુદીજ રીતે–દયારામભાઇની અસલ બાનીમાં છપાયલું જોવામાં આવશે. "શ્રી કૃષ્ણ સ્તવન મંજરી"માં કડી ૪ માં " એ અદલતા ", કડી ૭ માં " અબળા ", કડી ૧૩ માં " ઓખા મેહેલ ", કડી ૧૭ માં " જનનું, " ને કડી ૨૩ માં " કહાન " શબ્દો બીજી છાપેલી પ્રતોમાં માલમ પડે છે; તેને ઠેકાણે ખરા શબ્દો " દયાળુતા ", " અંબા ", " ચોખામેળ ", " ગજતું " ને " કહેણુ " એ શબ્દો જોઇએ જે આ ગ્રંથમાં સુધારીને છાપવામાં આવ્યા છે. આ તો એકજ પદની વાત થઇ બીજાં એવાં ઘણાં પદો છે.

**પ્રેમ રસ ગીતામાં**—બીજાં પુસ્તકોમાં અશુદ્ધ અને અર્થ વગરનું કેટલુંક છપાયલું છે તે અમે અસલ પ્રતો ઉપરથી નીચે પ્રમાણે સુધારીને છપાવ્યું છે.

## પદ ૧૬

અશુદ્ધ પાઠ—

જળ વિના દાદુર પંકમાંરે પડી રાખે જયમ દેહને
જુઓ મચ્છજળથી વિછરતાં તજે પ્રાણ ધન્ય એહુને

શુદ્ધ પાઠ—

જળ વિના દાદુર પંકમાં પડી રાખે જ્યમત્યમ દેહને
પણ જુઓ મચ્છજળથી વિછરતાં તજે પ્રાણ ધન્ય એ સ્નેહને

---

## પદ ૧૭

અશુદ્ધ પાઠ—

ભુખ્યો ભોજન તણે ધ્યાને નંદરાયજી

શુદ્ધ પાઠ—

ભૂખ્યો ભોજન તણે ધ્યાને ન ધરાયજી

અશુદ્ધ પાઠ—

અજીદા સરખા જોગને

શુદ્ધ પાઠ—

એ ઝીદા સરખા જોગને

---

## પદ ૧૮ મા

અશુદ્ધ પાઠ—

તેં ભગાડયાં બહુ કમળ કોમળ ભમરાતુ પીમળે ગયો
ઉડી ગયો આનંદથી પછી જ્યાં હાં તુ સુખીયો થયો

શુદ્ધ પાઠ—

તે બગાડયાં કોમળ કમળ ભમરા તું પ્રીત કરી પ્રીમળે ગયો.
કરી નીરસ નલીન સઘળાં ગરજ સરી ઉડી ગયો

---

પદ ૧૯ મું

અશુદ્ધ પાઠ—

કહ્યું સરવે હેત વખાણીજી

શુદ્ધ પાઠ—

સમજાવ્યા ઉદ્ધવને વાત વખાણીજી

અશુદ્ધ પાઠ—

તું થાકની શીદ ગુણ ગુણ કરે છે

શુદ્ધ પાઠ—

તું કયા શિદ ગુણં ગુણ કરે છે

ચાતુરીના ગરબામાં—

અશુદ્ધ પાઠ—

"બગડી બુંદ જે હોય ન સુધરે"

શુદ્ધ પાઠ—

"બગડી બુંદ ના હોજે સુધરે"

અશુદ્ધ પાઠ—

"ચોકોડીનો ચાંલ્લો ભાળે સતના પાછળ પાયે"

શુદ્ધ પાઠ—

ચોકોડીનો ચાંલ્લો ભાળે શતનાં પાયલ પાયે"

વગેરે વગેરે.

શરૂઆતની ત્રણથી પાંચમી એ ત્રણ કડીઓ જે બીજાં પુસ્તકોમાં છપાયલી નથી તે આ પુસ્તકમાં આ ગરબામાં છાપેલી છે. બીજાં પુસ્તકોમાં આવી તો અનેક ખામીઓ રહેલી છે તે બધી આ પુસ્તકમાં સુધારવામાં આવી છે તેથી સુજ્ઞ વાંચનારાઓને આની ઉપયોગિતા જણાયા વગર નહિ રહે.

" વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું " એ આખું પદ બીજાં પુસ્તકોમાં અર્થ રહિત તદ્દન ખોટું છપાયલું છે જે આ પુસ્તકમાં શુદ્ધ કરીને છપાવ્યું છે. સરખામણીને માટે એ બંને પદો અમે બંને આપીએ છીએ.

બીજા પુસ્તકોમાં અશુદ્ધ છપાયુ છે તે—

" વ્રજ વાહલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવુ;
નંદ કુંવર કમાંહાંથી લાવું. વ્રજ—

સોહીયે લલિતા ત્રિવેણીમાંરે ગિરધારી, સંગે સોહીયેં જ્યાં રાધા પ્યારી,
તે વિના આંખ ન ઠરે મારી. વ્રજ—

ત્યાંથો શ્રીયમુનાગિરિ વર છે એ નહી, મુને અશક્તિ છે ઘણી એહેની.
તે વિના મારો પ્રાણ પ્રસન્ન રહે નહિ. વ્રજ—

ત્યાંહાં શ્રી વૃંદાવન રાસ નહિ, વ્રજ વનતા સંગ વિલાસ નહિ,
વિષ્ણું વેણું વાયાનો અભ્યાસ નહિ. વ્રજ—

વૃક્ષે વૃક્ષે વેણુકા ધારી, પત્રે પત્રે હરિ ભુજચારી.
હેવા રજુ રજુ છું સંગતિ ભારી. વ્રજ—

હેવા વિશ્વ શિવ સખી રૂપ થયા, હેવા રજુ રજુ તે રસનારે રહ્યા,
ઉધવ સરખા તે ત્રણ કૃષ્ણુ થયા. વ્રજ—

સુખ સ્વર્ગનું કૃષ્ણવિના કડવું, મને ન ગમે બ્રહ્મસદન અડવું,
ધિક જન સુખ પામી પાછું પડવું. વ્રજ—
શું કરૂં શ્રીજી સહુજ પામી, તેહમા નહિ આપણુ ઉ૨ સ્વામી,
મારે દાસપણામાં હાવે શી ખામી. વ્રજ—
વ્રજ જન વૈકુંઠસુખ જોઇ વળી, ન ગમે તો બ્રહ્માડમાંરે ભલી.
એવા સ્વરૂપાનંદ અતિશે ગળી. વ્રજ—
ગુરૂ બળે ગોકુળવાસી થઇશું, શ્રી વલ્લભ શરણે નિત્ય જઇશું,
દયા પ્રીતમ સેવી રસજસ ગઇશું. વ્રજ—

વાચકો જોઇ શકશે કે આમાં કેટલી બધી અશુદ્ધિ છે. કેટલીક લીટીઓના તો અર્થજ સમજાય એમ નથી, ગમેતેમ અક્ષરો ગોઠવી માર્યા છે. એનું કારણ એટલુંજ કે એ લોકોને અસલ પ્રતો મળેલી નહિ ને કોઇને મોઢેથી સાંભળીને પદો ઉતારી લીધેલાં તેથી જ્યાં સમજ ન પડી ત્યાં ગમે તેવા અક્ષરો ગોઠવી દીધા. જ્યારે અમારી પાસે તો શુદ્ધ પ્રતો આવેલી અને સમજીને શુદ્ધ ગાનાર પાસે જ અમે પદો સુધરાવેલાં તેથી આ પ્રમાણે રહેલી બધી અશુદ્ધિઓને દૂર કરી શુદ્ધ રૂપેજ બધાં કાવ્યો આ પુસ્તકમાં છપાવેલાં છે. ઉપરનુજ પદ આ પુસ્તકમાં અમે શુદ્ધ છપાવ્યું છે તે નીચે પ્રમાણે—

" વ્રજ વહાલુંરે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવુ,
ત્યાં શ્રી નંદકુંવર ક્યાંથી લાવું. વ્રજ૦—
જોઇએ લલિત ત્રિભંગી મ્હારે ગિરિધારી, સંગે જોઇએ શ્રી રાધેપ્યારી.
તે વિના નવ આંખ ઠરે મ્હારી. વ્રજ૦—
ત્યાં શ્રી જમુનાં ગિરિવર છે નહિ, મુને આસક્તિ છે ઘણી એ બેની.
તે વિના મ્હારો પ્રાણુ પ્રસન્ન રહે નહિ. વ્રજ૦—

જ્યાં શ્રી વૃંદાવન રાસ નથી, વ્રજ વનિતા સંગ વિલાસ નથી.
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ૦—
જ્યાં વૃક્ષે વૃક્ષે વેણુકા ધારી, પત્રે પત્રે છે હરિ ભુજચારી.
એક વ્રજ રજ ચોમુકિત વારી. વ્રજ૦—
જ્યાં વસવાને શિવ સખી રૂપ થયા, હજુ અજ વ્રજરજને તરસતારે રહ્યા
ઉદ્ધવ સરખા તે તૃણ કૃષ્ણ થયા. વ્રજ૦—
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, અને ન ગમે બ્રહ્મસદન અડવું,
ધિક સુખ જેને પામી પાછું પડવું. વ્રજ૦—
શુ કરૂં શ્રીજી હું સાયુજ્ય પામી, એકતામાં તમો ના રહો સ્વામી
મ્હારે દાસપણામાં રહે શી ખામી. વ્રજ—
વ્રજ જન વૈકુંઠ સુખ જોઇ વળ્યાં, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યાં
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યાં. વ્રજ—
ગુરૂ બળે ગોકુળવાસી થાશું, શ્રી વલ્લભ શરણે નિત્ય જાશું
દયા પ્રીતમ સેવી રસ જશ ગાશું. વ્રજ—

આ ઉપરથી વાચકોની ખાત્રી થશે કે અમે કવિનાં કાવ્યો શુદ્ધ કરાવીને છપાવાની કેટલી કાળજી રાખી છે. વાચકોને અમે દરેકે દરેક કાવ્ય વાંચી જવાની અને બીજી પ્રતો સાથે મેળવી રહસ્ય શોધવાની વિનંતિ કરીએ છીએ.

આ ગ્રંથમાં ભક્તિપોષણ, પ્રબોધબાવની, મનમતિસંવાદ, પ્રેમરસગીતા, શ્રીનાથજીનું વર્ણન, શ્રીકૃષ્ણ અષ્ટોતર શતનામ ચિંતામણિ, શ્રીવલ્લભ અષ્ટોતર શતનામ, શ્રીવિઠ્ઠલ અષ્ટોતર શતનામ, શ્રીરાધા અષ્ટોતર શતનામ, શ્રીપુરૂષોતમ અષ્ટોતર શતનામ, શ્રીવ્રજભક્ત અષ્ટોતર શતનામ, હીરાવલી, વ્રજમહિમા, એ ગ્રંથો ઉપરાંત કવિશ્રીનાં અર્થગાંભીર્યયુક્ત ભક્તિરસથી ભરપૂર અનેક ઉત્તમોત્તમ પદો છપાવવામાં આવ્યાં છે.

આ જમાનાને કેટલાક સુધારાનો જમાનો કહે છે, પણ પ્રજાજીવનની ખરેખરી જાગૃતિ હજી આપણા લોકોમાં આવી નથી. પાશ્ચાત્ય દેશોમાં ત્યાંના પ્રાચીન કવિઓનાં કાવ્યોના સખ્યાબંધ ગ્રંથો છપાઇને પ્રતિ વર્ષ બહાર પડે છે, ત્યારે આપણે ત્યાં પ્રેમાનંદ, દયારામભાઇ કે શામળ કવિ પ્રજામા કેટલા વચાય છે ને તેમના કાવ્યગ્રંથોનો કેટલો આદર થાયછે? સામાન્ય રીતે લોકોમાં નોવેલો, નાટકો, ને એવા જ હલકા વાચનનો પ્રચાર વિશેષ છે, એ શું ધર્મગ્લાનિ નથી ? તો તેને બદલે આવાં ધર્મનીતિનાં બોધક કાવ્યો વધારે પ્રમાણમાં લોકમા વંચાતાં થાય, તો સમાજજીવન કેટલું સુધરી જાય ?

કવિશ્રી દયારામભાઇનાં કાવ્યો એ કંઇ કોઇ અમુક વ્યકિતની માલિકીનાં નથી, પણ સમગ્ર સમાજને કવિશ્રીએ તે પોતાનો વારસો આપેલો છે; કેવળ પરોપકારને અર્થેજ કવિએ કાવ્યામૃત આપણને આપી મૂકેલું છે; તો તેમનો તે શ્રમ સફળ થવા અને પોતાનું કલ્યાણ કરવા એનો સૌ કોઈ આસ્વાદ લેશે એવી સર્વે વૈષ્ણવજનને તથા લોકસમૂહને મારી વિનંતિ છે.

ડભોઇ નિવાસી પરમ ભગવદીય જોષી છોટાલાલભાઇ ઉર્ફે નાથજીભાઇ ગિરજાશંકર જે કવિશ્રીના શિષ્યપુત્ર થાય છે અને દયારામભાઇનાં કાવ્યો ઉપર જેમને અનહદ પ્રેમ છે, તેમજ એ કાવ્યો શુદ્ધ સ્વરૂપે બહાર પડે તે જોવાને જે ઘણા ઉત્સુક છે, તેમણે ઘણા પરિશ્રમથી કવિનાં કાવ્યોનો સંગ્રહ કરી રાખેલો તે ઉદારતાથી છપાવવા આપ્યો; તેમ ઘણી મહેનત લઇને કવિનાં કાવ્યો શુદ્ધ કરી આપ્યાં તે માટે હું તેમનો બહુ આભારી છું.

વળી વડોદરા નિવાસી મારા મિત્ર રા. જગજીવનદાસ દયાળજી મોદીએ પણ કાવ્યોની અશુદ્ધિ દૂર કરવામા તથા પ્રુફ સુધારવાનુ કામ કરવામા સ્નેહભાવથી મને મદદ કરી છે તથા ઉપોદ્ઘાત લખવાની તસ્દી લીધી છે તે બદલ પણ તે ભાઇનો અત કરણથી ઉપકાર માનુ છુ.

કવિશ્રીના કાવ્યોનો કેટલોક સગ્રહ ડભોઇમા કવિના શિષ્ય જોશી રણછોડભાઇના વશજ શ્રીમાન્ જોશી છગનલાલભાઇ પાસે છે પરતુ કવિના કાવ્યો પ્રસિદ્ધિમા આવેલા જોવાને કોણ જાણે શાએ કારણથી તેઓ રાજી નહોય તેમ તેમની પાસેનો સગ્રહ અપ્રાપ્ય થઇ પડેલો છે તેઓ પોતે પણ પ્રસિદ્ધ કરતા નથી, ને બીજા કોઇને પ્રસિદ્ધ કરવા આપતા પણ નથી ગુજરાતનુ ઘણુ સાહિત્ય આ પ્રમાણે ઉધઇના મુખમા જઇ પડેલુ છે પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપો

મહત્વની ભૂલોનુ શુદ્ધિપત્રક છેવટે આપ્યુ છે તે પહેલેથી સુધારીને વાચવા વિનતિ છે અને હજુ પણ કાઇ અશુદ્ધિ રહી ગઇ હોય તે કોઇ વાચક બતાવશે તો ઉપકાર સાથે બીજી આવૃત્તિમા સુધારો કરીશુ

વિજયાદશમી સ ૧૯૭૯ } **નારાયણદાસ પરમાનદદાસ શાહ**
ડભોઇ } ડભોઇવાળા,

# ॐ શ્રી હરિ.

## ઉપોદ્‌ઘાત.

---

ગુજરાતના કવિરત્ન રસમૂર્તિ કવિવર શ્રી દયારામભાઇને કોણ નહિ ઓળખતું હોય ? એમની અલૌકિક વાણીનો રસાસ્વાદ એક વખત જેણે ચાખ્યો હશે તેના હૃદય મંદિરમાંથી એની સુવાસ તો કાળાન્તરે પણ નહિ ખસી હોય. એ ચમત્કારથી ભરેલી રસથી ટપકતી વાણીનો જેને મોહ લાગ્યો તેને તેનો નિરંતર આસ્વાદ લીધા વગર ચેન પણ નહિ પડે. કવિની વાણીના શબ્દોનું માધુર્ય અને કાવ્યમાં રહેલા ઉત્તમ ભાવો તે સાંભળનારને મુગ્ધ બનાવે છે. સંગીતની ખરી માધુરી તો તે કોઈ કોકિલ કંઠી સ્ત્રીજનના મુખમાંથી સાંભળવામાં આવે ત્યારે જ અનુભવી શકાય. ખરેખર જગતમાં મીઠામાં મીઠું મધ છે અને તેનાથી મીઠું અમૃત છે. પણ તે સૌથી મીઠામાં મીઠી–અધિકતર મીઠી તો કવિની વાણી છે. અને દયારામની વાણીમાં સહજે તે અનુભવાય છે. દયારામ પોતેજ સારા ગવૈયા હતા, અને તે પોતેજ જ્યારે મધુર રાગ લલકારી પોતાની દૈવી વાણી લોક સમૂહને ચખાડતા, તે વખતના લોકોના ભાગ્યની તો પરિસીમાજ હતી. એ વખત કવિની વાણી સાંભળવામાં ગુજરાત ગાંડુ થઇ ગયું હતું. ડભોઇ, ચાંદોદ ને વડોદરાની દેવીઓએ ગરબા ગરબીઓ અને ધોળનાં ગાયનોથી સ્વર્ગની અપ્સરાઓને ઝાંખી પાડી દીધી હતી. ઘેર ઘેર કવિની વાણીના મધુર સ્વરોથી વાતાવરણ ગાજી ઉઠતું હતું, રસ્તે જનાર માણસ ઘડી ભર તે સાંભળવા થંભી જતું, અને જ્યાં ગરબા ગવાતા અને કવિની ભાવવાહી ગરબીઓ કિન્નરકંઠીઓના મુખમાંથી સરી પડતી ત્યાં

તો લોકનાં ઝુંડનાં ઝુંડ ભેગાં થઇ જઇ ચિત્રવત્ બની જતાં. કવિની ભક્તિ રસની, જ્ઞાનની, નીતિની ને દીનતાની કવિતાઓ કંઇ કમી નથી. ભક્ત મંડળીઓમાં કવિનાં એ પદો ગાજી ઉઠે છે અને હજારો આત્માઓને તે પાવન કરે છે. કવિના શબ્દની ચોટ જેને લાગી તે ઘાયલ થઇ જાય છે અને તેનો આખો મનખો સુધરી જાય છે. સાત સાત દિવસની સપ્તાહોમાં કવિનાં આર્જવનાં ને ભક્તિનાં પદોનો સતત પ્રવાહ ચાલ્યા કરે છે ને ભજનાનંદી લોકો તેમાં સંસારનું ભાન ભૂલી જાય છે. આજે પણ એ દૈવી વાણીનો ચમત્કાર કંઇ ઓછો થયો નથી. દયારામની વાણી સંસ્કારી છે, શુદ્ધ છે, શિષ્ટ છે. જ્યાં જેવા જોઇએ તેવા શબ્દો ત્યાં ત્યાં સુઘટિત રીતે એમનાં કાવ્યોમાં ગોઠવાયલા છે. એમનું કોઇપણ પદ લો, તેને રાગથી ગાઓ, અર્થનો વિચાર કરો, અને પછી જુઓ કે તેમાં કેટલી મઝા પડે છે. કોઇમાં અર્થની ચમત્કૃતિ માલમ પડશે, કોઈમાં શબ્દની ચમત્કૃતિ જણાશે, કોઇમાં ઉત્તમ ભાવો ભરેલા દેખાશે, અને જમાવટ એવી જણાશે કે તેમાંથી રસના તો કલ્લોલ ખીલી ઉઠતા જણાય. દયારામનાં કાવ્યો વાંચી જવાથી પણ આનંદ મળે છે; પરંતુ એની ખરી ખૂબી તો રાગતાલમાં ગાવાથી અથવા કોઇ મધુર રાગે ગાતું હોય ત્યારે સાંભળવાથીજ જણાય છે. એમનાં કાવ્યોમાં નર્યું સંગીતજ ભરેલું છે; અને એકલું સંગીતજ કોનું મન હરણ નથી કરતું ? સંગીતને માટે કોઇ અનુભવી કવિએ કહ્યું છે કે:—

सुखिनि सुख निधानं दुःखितानां विनोदः
श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः ।
अति चतुर सुगम्यो वल्लभः कामिनीनां
जयति जगति नादः पंचम श्चोप वेदः ॥

અર્થાત્ સગીત-સુખીયાઓને સુખના ભ ા-ડપ દુખીયાઓને દુખ મટાડવાનો વિનોદ કરાવનાર, કાન અને હૃદયને હરણ કરનાર, કામદેવનો મુખ્ય દૂત, ચતુર માણસને જલદી આવડી શકે એવુ, અને સ્ત્રીઓને બહુ પ્રિય છે એવુ સગીત પાંચમો વેદ ગણાય છે ને તે જગતમા જય પામે છે દયારામના ગ્રન્થો આવા સગીતભરેલા છે અને તે એકલા સુરની મીઠાશવાળા નહી પણ શબ્દ અર્થ અને અદર રહેલા ગૂઢ ભાવોની ચમત્કૃતિથી ભરેલા છે દયારામના જમાનામા એમણે લોકોના મન હરણ કરી લીધેલા ત્યાર પછી જમાનો બદલાતા તે વિસરાવા લાગેલા પરતુ હવે નવા યુગમા જેમ જેમ લોકની જાણમા તે આવતાં જાય છે તેમ તેમ તેના ઉપર લોકોનો આદર વધતો જાય છે દયાનામની વાણી હૃદયસ્પર્શી છે તેથી જે તેને સમજીને વાચે છે, તે તો તેમા તલ્લીન થઇ જાય છે

દયારામે અગ્રેજ કવિઓની પેઠે અને તેમનુ અનુકરણ કરનારા હાલના ગુર્જર કવિઓની પેઠે નાની નાની કલ્પનાઓ ગોઠવીને કાવ્યના ટૂકડાઓ નથી લખ્યા કે લોકરજનને માટેજ ગાવાના પદો નથી લખ્યા દયારામનુ કાવ્યો લખવાનુ દૃષ્ટિબિદુ બહુ ઉચુ હતું અને તે દૃષ્ટિબિદુ લક્ષમા રાખીને એમણે કાવ્યો લખ્યા છે સામાન્ય કવિઓની માફક એમનો ઉપદેશ કે એકનુ વર્ણન એમના ગ્રન્થોમા નથી કોઇ ચમત્કારિક કલ્પનાઓ સાથે રસ અને અર્થની જમાવટ કરીને સુદર શબ્દોમા એ જે કહેવાનુ હોય તે કહે છે દયારામે કવ્યદ્વારા નીતિ, ભક્તિ, વૈરાગ્ય, વ્યહાર ચાતુર્ય અને તત્ત્વજ્ઞાન અચ્છી રીતે સમજાવી દીધા છે દયારામ સિધ્ધાતી કવિ છે, ને પોતાનો માન્ય સિધ્ધાત પોતાના કાવ્યોમા તેમણે એવી સારી રીતે છપ્યો છે કે એક વખત તો વાચનાર માણસ નીચુ

માથુ જ નમાવી દે. દયારામનો નીતિ ભક્તિનો બોધ સચોટ છે અને તત્ત્વ-જ્ઞાન ગભીર છે. દયારામના કાવ્યોમાથી વ્યવહારદક્ષતા શિખેલો માણસ જગતમાં કદી ઠગાય નહિ.

દયારામ ફાંકડો રસિક કવિ હતા, અને તેથી તેમનાં કાવ્યો શૃગારી છે એમ ગણી ઘણાઓએ તેની ઉપેક્ષા કરેલી હતી. પણ દયારામનો શૃગાર તે જગતનો લૌકિક શૃગાર નથી. દયારામનુ મુખ્ય દૃષ્ટિબિદુ ભક્તિ—પોતાના ઇષ્ટ શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ઉપરની પ્રેમલક્ષણા ભક્તિ છે, અને તેથી તે ભક્તિને અગેજ તેમણે પોતાનાં કાવ્યોમાં શૃગાર, નીતિ, તત્ત્વજ્ઞાન, વ્યવહાર વગેરેની ગુથણી ગુથેલી છે એટલે દયારામનો શૃગાર તે લૌકિક કામવાસનાથી ભરેલો માયિક શૃગાર નથી, પણ શ્રીકૃષ્ણ ભગવાનના ઉપર ભક્તિભાવ ઉત્પન્ન કરાવનારો અલૌકિક પવિત્ર શૃંગાર છે. લોકો શૃગાર અને કામને એક કરી નાખે છે ત્યાંજ મોટી ભૂલ થાય છે. શૃગાર અને કામ બને જુદી વસ્તુઓ છે. બને વચ્ચે મહદ્ અંતર છે. કામ આત્માનો શત્રુ હોઇ માયામા લપટાવી સસારચક્રમા પાડનારો છે; અને પ્રભુ ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવનારો પ્રભુના ગુણાનુવાદ રૂપ શૃગાર માયાથી અળગા કરી મોક્ષ સુખ અપાવનારો છે. પૂરી પાત્રતા વગર એ વસ્તુ સમજવામાં આવે એમ નથી અને તે વગર દયારામનો કાવ્યરસ પચવો મુશ્કેલ છે. માટે દયારામના કાવ્યો વાંચનારે પહેલાં દયારામના હૃદય સાથે પોતાના હૃદયની એકતા કરવાની જરૂર છે. એમ થશે ત્યારે જ તેમાં ખરો આનદ અનુભવાશે.

જે વખતે પ્રેમાનદ યુગના પડઘા પડતા હતા તે વખતે દયારામ યુગની શરૂઆત થતી હતી. પ્રેમાનદનાં આખ્યાનો અને શામળની

વાર્તાઓમાંથી કાઢી દયારામે લોકસમુદાયનાં મન જુદીજ દિશા તરફ વાળ્યાંહતાં. કૃષ્ણલીલાના રસમાંજ લોકોને તરબોળ કરી તેમણે તેમને અનેક પ્રકારની ચમત્કૃતિથી ભરેલાં મધુર પદ્યોનો મોહ લગાડયો હતો. એ મોહને લીધે દયારામનુ અનુકરણ કરનારા પણ ઘણા કવિઓ નિકળ્યા હતા.

દયારામનો યુગ એ ખરી રીતે કવિયુગ નહિ પણ સતયુગ હતો. સ્વામીનારાયણ સપ્રદાયના સસ્થાપક સ્વામીશ્રી સહજાનંદ પોતાના યોગ બળનો પ્રભાવ ગુજરાત કાઠીઆવાડમાં દર્શાવી રહ્યા હતા; એ સંપ્રદાયના પ્રેમાનદ, બ્રહ્મ નદ, નિષ્કુલાનદ વગેરે સાધુ કવિઓ ઉત્તમ ઉત્તમ ભજનો બનાવી તે દ્વારા અજ્ઞાન લોકોને જાગ્રત કરી રહ્યા હતા; ધીરો, નિરાંત, બાપુ, કબીર અને મીરાંનાં પદો ભજન મંડળીઓમાં ગામે ગામ ગવાઇ રહ્યાં હતાં; રવિરામ અને ભાણદાસના ઉપદેશો ચાલુ રહ્યા હતા; ભજનની સપ્તાહો થતી; એવા યુગમાં કવિશ્રી દયારામભાઇ આદિ કવિશ્રી નરસિંહ મહેતાનુ અધુરૂ રહેલુ કામ પૂરૂં કરવાને ભક્તિ-રસથી ટપકતા પોતાના કાવ્યામૃતનુ પાન ડભોઇ ચાંડોદ ને વડોદરાની રસજ્ઞ પ્રજાને પાઇ રહ્યા હતા. ડભોઇ પાસે બહાદરપુરમાં ભગવદી આરોળા જ્ઞાતિના વલ્લભદાસભાઇ, કપડવણજમાં પુલ કુંવરબાઇ, જુનાગઢમાં રાજ કુંવરબાઇ, દેવગઢ બારીયામાં કેસરદેબાઇ, અને ભરૂચમાં જગજીવનદાસ તથા ભાગનગરના કેશવદાસ આદે શ્રીગોકુલેશ સ્વરૂપાસક્ત ભરરૂચિ મતના ભક્ત કવિરત્નો પુષ્ટિમાર્ગમાં અનન્ય ભક્તિની વર્ષા કરી રહ્યાં હતાં. વિક્રમનું ઓગણીસમુ સૈકું સતપુરૂષોના સંચારનું હતું અને તેમાંજ કવિનુ વિચરણ સફળતા ભરેલું તથા પુણ્યપ્રદ થયું હતું.રાજકીય અધાધુંધી મટી જઇ શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યની સ્થિરતાનો સમય સસાર કલેશથી થાકેલા લોકોને

ધમ બોધ આપવાને યોગ્ય સમય હતો. લોકો શાતિ શોધતા હતા અને ગુજરાતના સતો પોતાની દેવી વાણી વડે તેમને સસારનો તાપ ભૂલાવતા હતા.

આ પુસ્તકમાં કવિના મુખ્ય ગ્રથો શ્રી ભકિતપોષણ, પ્રબોધ બાવની મનમતિ સવાદ અને પ્રેમરસગીતા લીધેલા છે

**ભકિતપોષણ**—કવિનો માન્ય સિદ્ધાત શુદ્ધાદ્વૈત અને પ્રભુપ્રાપ્ત કરવાનુ મુખ્ય સાધન પુષ્ટિભકિત છે એ પુષ્ટિભકિતનુ ખરેખરૂં રહસ્ય આ ગ્રંથમા કવિએ સચોટ વાણીમા સમજાવેલું છે આ ગ્રંથના વાચનથી ભકિતને પોષણ મળે છે ભકિતની દૃઢતા થાય છે તેથી કવિએ ગ્રથનુ આપેલુ નામ સાર્થ નિવડે છે. ભકિતની શ્રેષ્ટતા સાબીત કરવામાં કવિએ અનેક શાસ્ત્ર પ્રમાણો, દ્રષ્ટાતો અને યુકિત પ્રયુકિતઓ વાપરી છે જો કોઇ માણસ ગોપટની પેઠે આ ગ્રંથને મુખ પાઠ કરી લે તો પછી ભકિતની વિરૂદ્ધ બોલનાર ભલભલા પ્રતિવાદીને પણ મહાત કરવાને તે સમર્થ નિવડયા વગર ન રહે. સર્વશાસ્ત્રનુ અવલોકન કરીને કવિએ આ ગ્રંથ લખ્યો છે, એટલે સર્વશાસ્ત્રના દોહનરૂપ કવિનો ભકિતનો સિદ્ધાત છે. શરૂઆતમાજ કવિ કહે છે કે—

ચારવેદ ખટ શાસ્ત્રનો, વારે વારે કર્યો મે વિચાર,
ઉપનિષદના અર્થનો, શોધતા નિકળ્યો એ સાર;
નિકળ્યો સાર શ્રી કૃષ્ણની ભકિત, સત્સગમા કરવી આસકિત,
શ્રી પૂર્ણ પુરૂષોત્તમને યુગચરણે, સર્વ સમર્પીને રહેવુ શરણે.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ

એ પૂર્ણ પુરૂષોત્તમ કોણ તેને માટે કવિ કહે છે કેઃ—

- નહિ કોઇ જેની સમોવડી, કોઇ ઇશ નહિ જેને શીષ,
સર્વ વસ્તુ જે થકી થઇ, જે કોઇ કહાવે સર્વના અધીશ;
સર્વાધીશ વંદે સહુ જેને, નિગમ નેતિ નેતિ કહે છે તેને,
શેષ મહેશ વિધિ શ્રી અગમ્ય, તેને કહિયે પૂર્ણ પુરુષોતમ.
એવો શ્રીકૃષ્ણ કૃપાળ.

એ પૂર્ણ પુરૂષોત્તમ તે વ્રજાધીશ શ્રીકૃષ્ણ ચક પરમાત્મા પોતેજ પણ એ શ્રીકૃષ્ણ તે આ કલ્પના–દ્વાપરને અંતે અને કલિયુગના આરંભે જન્મેલા શ્રીકૃષ્ણ નહિ પરંતુ સારસ્વત કલ્પને વિષે જે શ્રીકૃષ્ણ ભગવાન જગદ્ધાર કરવાને અવતર્યા હતા અને તે વખતના વ્રજમંડળમાં જેમણે લીલાઓ કરી હતી તે. તેને માટે કવિ પોતેજ એક પદમાં ગાય છે કેઃ—

શ્રીકૃષ્ણજી વર્યા મેં શ્રીકૃષ્ણજી વર્યા.
રાધિકેશ એક મેં શ્રીકૃષ્ણજી વર્યા.
કલ્પ સારસ્વત પ્રગટ પૂરણ સ્વયમેવ.
શ્રી ભાગવત ગાય સેવે શ્રી વલ્લભદેવ. મેં શ્રી૦
(પૃષ્ઠ ૨૧૯)

કલ્યાણનું સાધન ફક્ત શ્રી હરિની ભક્તિજ છે. કવિ તો ભાર દઇને કહે છે કે:—

"વેલુ પીલતાં જો તેલ નિકળે, જળ મથે નવનિત હોય,
"મૃગજળથી જો તૃષા ટળે, તોહે ભક્તિ વિના ભદ્ર ન હોય.

અને તેને માટે શાસ્ત્રનો આધાર આપતાં કવિ કહે છે કે.
"હું **નથી કહેતો** પોકારે છે વેદ, સમરો શ્રી કૃષ્ણ ટળે સહુ ખેદ ".

બીજાં બધાં સાધન કરતાં પ્રેમ ભક્તિની શ્રેષ્ટતા વર્ણવતાં કવિ કહે છે કે.

"**મંત્ર** આધીન સહુ દેવતા, યોગે વિરાટ પણ વશ થાય.

"**જ્ઞાની** અક્ષરને જઇ મળે, ( પણ ) પુરૂષોત્તમ પ્રેમે પમાય.

"પ્રેમ ભક્તિ વશ પૂર્ણાનંદ, એ ન પડે અન્ય સાધન ફંદ
'શ્રી મુખે ભાખ્યુ શ્રી ગીતામાંહે, ના માનો તો જો જો ત્યાં હે
"સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

ત્યાર પછી કવિ ભક્તિના પ્રકાર ગણાવે છે અને સર્વથી શિરોમણિ રૂપ પ્રેમ ભક્તિ છે. એમ કહે છે એ પ્રેમ ભક્તિ તે કયી તેને માટે કવ કહે છે કે–

" રૂપ ગુણ દ્રવ્ય ત્રણ એ કારણ પ્રીતિ થવાનાં કહાવે
" એ ત્રણ વિકાર રહિત સહજ સ્નેહ તે શ્રી કૃષ્ણને ભાવે

આવી રીતનો નિમિત્ત વગરનો નિ સ્વાર્થ સહજ સ્નેહ તેજ ખરો પ્રેમ. પ્રભુમાં એ પ્રેમ ઉત્પન્ન થાય ત્યારે જબરી પ્રેમ લક્ષણાભક્તિ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી કવિ પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા એવા ચાર ભેદ સ્નેહના બતાવે છે તથા તેનાં લક્ષણ કહે છે અને પછી તે દરેકના પેટા ભેદ સમજાવે છે. પ્રેમની ખરી ફિલસુફી આ ગ્રંથમાં આ ઠેકાણે કવિ બતાવે છે. એવી ઉંડી ઝીણવટથી પ્રેમના ખરા સ્વરૂપને કોઇએ સમજાવ્યું નથી. લૌકિક પ્રેમ–શૃંગાર અને પ્રેમ ભક્તિમાં શો સૂક્ષ્મ ભેદ

રહેલો છે, તે આ ઠેકાણે વાચનારને સમજાઇ આવશે. કવિની બુદ્ધિ કેટલી સૂક્ષ્મ છે તેનું ભાન વાચનારને આ જોઇને થયા વગર નહિ રહે.

ભક્તિની શ્રેષ્ઠતા બતાવવાને કવિ કેવી સુંદર દલીલો કરે છે તેમાંની એક બે જોઇએ.—

" શ્રી કૃષ્ણની ભક્તિ અંક છે, બીજાં સાધન સરવે શૂન્ય
" અંક વિના સર્વે અફળ છે, સહ શૂન્ય શૂન્ય દશ ગુન્ય
" દશ ગણાં બિંદુ આદ્ય અંક એક, અંક વિના શની ગન્ય અનેક,
" ભક્તિ કરી તેણે સર્વ કાઇ કીધું, ભક્તિ વિના બીજું કાઇ ના સીધું.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

આમાં જેમ ગણિતમાં અંક વિના ગમે એટલાં મીંડાં આવે તો પણ તેની કશી કિંમત નથી, પણ અંક પાસે જેટલાં મીંડાં આવે તેની દશ દશ ગણી કિંમત વધી જાય છે, તેમ ભક્તિ એ અંકને સ્થાને છે અને બીજાં સાધન બધાં મીંડાને સ્થાને છે, એમ ગણિતના દૃષ્ટાંતે કવિ ભક્તિની શ્રેષ્ટતા સાબીત કરે છે. તેમજ—

" ભક્તિ નૌકા તારે સર્વને, જે કો શરણે આવે શુચિપામી
" અન્ય સાધન દારૂ તુંબડાં, અહો ભલાય તરે કો કદાપિ;
" તરે કદા બચે કામાદિ ગ્રાહથી, સમર્થ નહિ અર્ણ તારવા શાથી,
" વિબુધ વિચારી જુઓ નિજમંન, ભક્તિ ભલી કે સાધન અન્ય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

વળી જ્ઞાન અને ભક્તિની સરખામણી કરતાં મણિ અને દીપકના દૃષ્ટાંતથી કવિ ભક્તિની શ્રેષ્ટતા કહી બતાવે છે:—

ભક્તિ મણિ જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર,
મણિ અભય દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર,
અપાર ભય વાયુથી વામે, તેલપાત્ર બત્તી વણ લય પામે,
જ્ઞાન સભય તો અન્ય ક્રાણમાત્ર, નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

આમાં કવિએ જેમ ભક્તિને નિર્ભય બતાવી છે, તેમ ભક્તિને પણ કવિ નિર્ભય વર્ણવે છે. ભક્તને માયા સપડાવી શકતી નથી ને બતાવાવા કવિ એક અજબ યુક્તિ ભરી દલીલ આપે છેઃ—

ભક્ત તે ભક્તિ સ્વરૂપ છે, તેને માયા ન પીડે લેશ,
સ્ત્રી થકી સ્ત્રી મોહોવાય નહિ, મોહ પામે પુરૂષને વેશ,
પુરૂષ જ્ઞાન વૈરાગ્યને યોગ, તેને પીડે અજારૂપીયો રોગ,
તે કારણ ભ્રષ્ટ થાય છે તેહ, ભક્તને અચળ હરિશું નેહ,
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

ભક્ત તે ભક્તિ સ્વરૂપ જ થઇ જાય છે; ભક્તિ નારી જાતિ છે માટે ભક્ત પણ નારી જાતિ; માયા પણ નારી જાતિ; અને સ્ત્રી સ્ત્રીને મોહ ઉપજાવી શકે નહિ, માટે માયા ભક્તને મોહ ઉપજાવી શકતી નથી. પણ જ્ઞાન વૈરાગ્ય ને યોગ પુરૂષ રૂપે બોલાય છે, તેથી માયા તેમને મોહ પમાડે, એટલે જ્ઞાની, વૈરાગી, અને યોગી માયાથી ચલિત થઇ ભ્રષ્ટ થાય છે, પણ ભક્તને તો શ્રીહરિ શિવાય બીજામાં મન જતુંજ નથી તેથી તેને ચલિત કે ભ્રષ્ટ થવાનું રહેતુંજ નથી. આવી યુક્તિથી ભક્તિની શ્રેષ્ટતા કવિ સિદ્ધ કરે છે. આવી આવી અનેક દલીલોથી કવિએ ભક્તિનું માહાત્મ્ય આ ગ્રંથમાં જણાવ્યું છે. સંતનાં આચરણ, હરિભક્તની મહત્તા,

દીનતા, અનન્ય શરણના દઢ ભગવદાશ્રય વગેરે અનેક બાબતોનો મચોટ ઉપદેશ આ ગ્રંથમાં કવિએ આપ્યો છે. અને છેવટે:—

મહા મંદમતિ જીવકળીના સવ શાસ્ત્ર કયાં બોળે
મારે મંગળ સિદ્ધાંત સાર તે શોધી કીધા છે રોળે
રોળે કરગ્યો પ્રભુમાત દીધાં, નિજજન જાણીને કરૂણા કીધી
ભકિતપોષણ ધર્યું ગ્રંથનું નામ, કહે સુણે સરે સર્વનું કામ
એવો શ્રી કૃષ્ણ કૃપાળ.

એમ કહીને કવિ ગ્રંથ પૂરો કરે છે આ ગ્રંથમાં ભક્તોને એક ચડાવળા છે અને તમા ન્વિ કરે છે તેમ —

**પ્રતિપક્ષ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર.**

**પ્રબોધ બાવની**—એ આ પુસ્તકમાં કવિનો બીજો ગ્રંથ છે એમાં કવિ કહે છે કે **"જગત ઉખાણે જરિત રચિત આ મનપ્રબોધિની"** એટલે એક એક કહેવત લઇને તેના ઉપરથી કવિએ જીવને પ્રભુ ભજવાનો સચોટ ઉપદેશ આપ્યો છે. એક બે દ્રષ્ટાંત જોઇએ પારસમણિનો વાટકો હાથમાં હોય ને તે લઇને ભીખ માગવા નિકળે તો તે મૂર્ખજ કહેવાય એ લોક કહેણી છે કવિ એના ઉપર કાવ્ય રચના કરે છે કે—

**" પારસ મણિને વાટકે ભટજી માગે ભીખ"**
ભટજી માગે ભીખ નામ ચિંતામણિ હરિનું
સકળ મનોરથ સે'જ સિદ્ધ ઔષધ નથી કરીનું
તે તજી ફરે કરણ યોગ વ્રત તપ મખ દીક્ષા
ત્યાગી નવનિત તક્ર શુક્ત્ય લે ઉધી પરીક્ષા
પરીક્ષા ન પોતાકને શ્રુતિ ન પામ્યો શીખ
પારસ મણિને વાટકે ભટજી માગે ભીખ.

ચિંતામણિ જેવું પ્રભુનું નામ મુખમાં છે, તેનાથી કલ્યાણ મેળવવાનું મૂકીને તેનો ઉચ્ચાર કરી ઘેર ઘેર ભીખ માગતો ફરે, વ્રત ઉપવાસો કરે, તપશ્ચર્યા કરવા જાય, એ મૂર્ખ નહિ તો બીજું શું ? શરીરમાં આળસ આવે ને ભક્તિ ન થતી હોય તો કવિ કહે છે કે—

"ગાંગડનુંજ પલાણીએ ઉંટ તણી એ રીત."

ઉંટનાણી એ રીત જીવ જડ સમો ન જાણે
પિયુષ આવીયું પાણ પાનમાં આળસ આણે
માટે કમી કલેવર ભય ધર્ય આળસ ખોઇ
દયા ભજાવો શ્રી કૃષ્ણ પ્રેમી તો વિરલા કોઇ
કોઇ નમય મનથી ન રટયા રસના હરિ ધરી પ્રીત
ગાંગડનુંજ પલાણીએ ઉંટ તણી એ રીત.

ખરો પ્રેમ તો કોઇને જ ઉત્પન્ન થાય છે. માટે શરીરને આળસ આવે તોપણ તેની પાસે જબર જસ્તી સેવા કરાવવી જોઇએ. એથી પણ પ્રભુ કોઇ દિવસ અનુગ્રહ કરશેજ. આવી અનેક કહેવતો જોડી કવિએ બાવન કુંડળીયા કર્યા છે.

**મનમતિ સંવાદ**—આ ગ્રંથમાં મન અને બુદ્ધિના સંવાદ રૂપે કવિએ ઉત્તમ બોધ આપેલો છે. મન શાંત થતું નથી, સંસારની વાસનાઓથી તે નિકળતું નથી, તેથી ભક્તિ થતી નથી, તેનો ઉપાય તે મતિને પૂછે છે ને મતિ તે યથાર્થ બતાવે છે. કવિની વિષયને [illegible] બુદ્ધિ કેટલી સૂક્ષ્મ છે તે એકજ દષ્ટાંતથી જણાશે. જે પ્રશ્ન [illegible] ઉભો થાય તે પ્રશ્ન ઉભો કરીને કવિ મન પાસે પૂછાવે છે:—

મતિ એક મુજ પ્રશ્નોત્તર કર બહુ સંદેહ રહે છે,
કામકેલી કેમ પાપ અતિશે સહુ કોઇ કહે છે;
દુઃખ કોઇને થાતુ નથી બંને રહે પ્રસન્ન,
દોષ ન જોતાં છે કશો કયમ નિંદે સહુ જંન.

હરિ પણ ના મળે.

એનો ઉત્તર મતિ યથાર્થ જ આપે છે—

સુણ મન એનું હાર્દ નિઃસંદેહ કહું તુજને,
વેદશાસ્ત્ર શોધ્યે એ નિર્ણય મળીયો મુજને
વિષયી મન પરવશઅતિ સદા કશું નહિ ભાન
માટે મહા અપરાધ એ ભાવે નહિ ભગવાન

કામ ઉર રામ નહિ.

આમ મનની ઘણી ઘણી શંકાઓનાં સમાધાન મતિ કહે છે અને પછી એકજ ઉપાય બતાવે છે કે—

લાખ વાતની વાત કહું મન સાંભળ સાચી
કૃષ્ણ નામ રટ અચળ વાત સહુ જાણી કાચી
ચિત્ત ચંચળ ધન મદન દુઃખ આદિ શોષ થઇ ધીર
સહેજે સર્વ સુખ થઇ જશે જાશે દુઃખ અચિર

કાળ પણ કંપશે

પ્રેમ રસ ગીતા—કવિનો આ પ્રેમ ભકિતનો ઉત્તમ ગ્રંથ છે. ગોપિકાઓને પોતાનો ઉપદેશ આપવા અને જ્ઞાન સમજાવવા ઉદ્ધવજી આવે છે; પણ પ્રભુપ્રતિ ગોપિકાઓનો નિસ્વાર્થ અનન્ય પ્રેમ જોઇને તે ચકિત થઇ જાય છે તથા જ્ઞાનનો માર્ગ છોડી પ્રેમમાં પીગળી જાય છે. અને કવિ કહે

છે તેમ " ગુરુ થાવા આવ્યા હતા પણ શિષ્ય થયા સ્યામા તણા "
'ઉદ્ધવજીએ જોગનો ઉપદેશ કર્યો ત્યારે ગોપિકાઓએ કહ્યુ કે –

કાશી જઇ તમે જોગ સાધો હમારે નથી કામનો
હમારે એક આશરો છે એ અચળ સુંદર શ્યામનો
હમારા ઉર સ્નેહે ભર્યા ત્યા જોગ બિચારો ક્યા ઠરે
પાકુવા ખાઇ પ્રેમના રે અથડાઇને એળે મરે
નંદનંદન નગદ નાણું પ્રગટ દષ્ટે જોઇએ
એ જોગ ચીઠા ચોપડા ત્યા શિદ વૃથા દિન ખોઇએ

અને પછી આગળ કહે છે કે –

એ ઝીટા સરખા જોગને શુ પાથરીએ કે ઓઢીએ
પ્રત્યક્ષ પાવક પરહરી શિદ પથ્થરમા શીર ફોડીએ

આ પ્રમાણે પ્રેમ આગળ જોગની ગણતી આ ગ્રંથમા હિસાબમાથી જ કાઢી નાખી છે ભ્રમરને મિષે ગોપિકાઓ શ્રીકૃષ્ણને મર્મ વચનથી વિંધે છે તે તો જે સ્રીહૃદયનો અભ્યાસી હોય તેજ સમજી શકે આ રીતે આ ગ્રંથ પણ સાહિત્ય ભંડારમા રત્ન રૂપ છે

આ મુખ્ય ગ્રંથો ઉપરાત આ પુસ્તકમા કવિના ઉત્તમ ઉત્તમ પદો, કાવ્યો શોધન કરી કરીને દાખલ કરેલા છે એમાના ઉતારા આપવા એ નકામા છે કેમકે પુસ્તક ઉઘાડી કોઇ પણ પદ વાચવાથી કવિની રસિકતા, બુદ્ધિની સૂક્ષ્મતા અને વ્યવહારદક્ષતાનો ખ્યાલ આવ્યા વગર નહિ રહે. ભક્તિના, શરણના, દીનતાના પદો હૃદયને ડોલાવે એવાં છે.

"નિશ્ચેના મહેલમા વસે મ્હારો વાલમોરે, વસે મજ્યાદીયો રે
જેરે જાયે તે ઝાખી પામેજી. "

એ પદમા આપેલુ રૂપક કવિના ધર્મ સિદ્ધાંતને આમેહુબ ખડો કરે છે. કવિ તો પ્રેમમૂર્તિજ હતા તેથી—

" જે કોઇ પ્રેમ અ શ અવતરે પ્રેમ રસ તેના ઉરમા ઠરે "

એમ એમણે ગાયુ છે શ્રીકૃષ્ણની સ્વરૂપસેવા ને વ્રજલીલા આગળ તો તેમને વૈકુઠ પણ નકામુ લાગે છે ને તેથી

" વ્રજ વહાલ રે વૈકુઠ નહિ આવુ '

એ પદ એમણે ગાય છે મનની ચચળતા જોઇને કવિએ ગાયુ છે કે—

"મારૂ ઢણકતુ ઢોર ઢણકે છે સહુ નયમા નીમ એનર ખળુ કાંઇ નમૂકે"

\+ + + +

" કોટેલા રાડાઓ ધામ કયહુ કુગકા માગ ખાઇને પણ તેજ ઢંગે "

એ મન વશમા રહેતુ નથી તેથી કવિએ માગ્યુ કે—

"હે ગુરૂ ગોપાળ મે અરપ્યુ તે આપને વશ કરી રાખો નિજધામ માગુ"

" સાધુપણું શિખવી વૃંદાવન ચારજો એનેશ મારા ટળે પાય લાગુ "

કવિની પડિતાઇતો—

" કરો મારા પ્રશ્નનો ઉત્તર જ્ઞાની, પૂછુ પડિત બુદ્ધિ આત્મમાની કરો "

એ પદમા જણાઇ આવે છે ખરી વસ્તુ સમજ્યા વિનાના એક પુરાણીને એવીજ રીતે એક પદમા કવિએ ફટકો માર્યો છે કે—

" ભાગવત જાણીને શુ કર્યું ઓ ભાઇ રે તે ભાગવત જાણીને શુ કર્યું "

બીજા એક " તે ભગવદીના દર્શન દુર્લભ " એ પદમા ભગવદી ભકતના લક્ષણ કવિએ ખરોખર ગણાવ્યા છે. આમ અનેક પદમા કવિની વાણી ખીલી રહી છે. દીનતા ને શરણના પદોનો તો જોટો નથી.

ડભોઇમાં દરવર્ષે લગ્નાદિ પ્રસંગે વૈષ્ણવોને ત્યાં કીર્તનની બેઠકો થાય છે ત્યારે આરંભમાં " મહામંગળરૂપ શ્રી ગુરૂદેવ " વાળું પદ અને અંતમાં " અબકી શરન પર્યો મેરો કર ધરો હો શ્રી જી " એપદ હમેશાં ગવાય છે.

આ પુસ્તકમાં દાખલ કરેલાં શૃંગારના પદો વાસના ઉશ્કેરે એવાં નથી પણ ભક્તિ ભાવ ઉત્પન્ન કરે એવા, બાધ વગર વાચવાં ગમે એવા છે.

કવિએ અનેક ભાષામાં પ્રાવિણ્ય મેળવેલુ હતુ અને તેથી નમુના દાખલ થોડાં થોડા હિંદી, પન્જાબી, મરાઠી પદો પણ આપેલાં છે એ બધાંજ વાંચવા અમારી ભલામણ છે.

વડોદરા જગજીવનદાસ દયાળજી મોદી

# અનુક્રમણિકા.

વિષય ... પૃષ્ઠ.

## મોટા ગ્રંથો.



## પદો.

## શંગારનાં પદ

## વ્રજભાષાનાં પદો

## નીતિભક્તિનાં પદ

## શુંગારનાં પદ.

## કવિરત્ન ભક્તવર્ય શ્રીદયારામભાઇ



જન્મ, સંવત ૧૮૩૩ ના
ભાદ્રપદ શુક્લ ૧૧ શનિવાર.

ગોલોકવાસ. સંવત ૧૯૦૯
માઘ કૃષ્ણ ૫

(સ્થિતિ વર્ષ ૭૫–૭૬.)

Bombay No. 8

॥ श्रीमदनमोहनो जयति ॥

॥ श्रीकृष्णाय नमः ॥

# શ્રી દયારામકૃત કાવ્ય મણિમાળા.

## ભાગ ૩ જો.

---

# ભક્તિપોષણ.

---

શ્રીગુરૂ વલ્લભ દેવને, હું પ્રથમ કરૂં પ્રણામ;
શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ શ્રીયમુને, મહા પૂરણ કામ;
પૂર્ણ કામ દામોદરદાસ, અષ્ટ સખા પૂરો ઉરવાસ;
શુભમતિ દો અતિ પરમ પવિત્ર, ભક્તિસુપોષણ
ગાઉ ચરિત્ર—સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧

---

૧ સંપ્રદાયના શિષ્ટાચાર પ્રમાણે કવિ દયારામભાઈ ગ્રંથારંભે મંગલાચરણ કરી પોતાના ગુરૂ શ્રીવલ્લભલાલજી મહારાજને પ્રથમ વંદન કરે છે. પૂરણ કામ–કામના–ઇચ્છા પૂર્ણ કરનાર. ભક્તિપોષણ ગ્રંથ રચવામાં પરમ ભક્તોની સહાયની જરૂર છે, તેથી દામોદરદાસ વગેરે શ્રીમહાપ્રભુજીના અષ્ટ સખાને પોતાના હૃદયમાં વાસ કરવા કવિ પ્રાર્થના કરે છે.

ચારે વેદ ષટ્ શાસ્ત્રનો, વારે વારે કર્યોરે વિચાર;
ઉપનિષદના અર્થનો, શોધતાં નીકળ્યો એ સાર;
નીકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સત્સંગમાં કરવી આસક્તિ;
શ્રીપૂર્ણ પુરૂષોત્તમને યુગચરણે, સર્વ સમર્પીને રહેવું શરણે-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨

નહીં કોઇ જહેની સમોવડી, કોઇ ઇશ નહીં જહેને શીશ;
સર્વ વસ્તુ જે ચકી થઇ, જે કોઇ કહાવે સર્વના અધીશ;
સર્વાધીશ વંદે સહુ જ્હેને, નિગમ નેતિ નેતિ કહેછે ત્હેને;
શેષ મહેશ વિધિ શ્રી અગમ્ય, તેને કહીએ પૂર્ણ પુરુષોત્તમ-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩

---

૨ ચાર વેદ-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદ એ ચાર વેદ. ષટ શાસ્ત્ર-ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમિમાંસા અને ઉત્તર મિમાંસા એ છ શાસ્ત્ર. ઉપનિષદ્-વેદનો અંતભાગ. આસક્તિ-પ્રીતિ. યુગ-બે; જોડ.

૩ સમોવડી-બરોબરીઓ. ઈશ-ધણી; માલીક. અધીશ-ઉપરી. નિગમ-વેદ. નેતિ=નેતિ-પ્રભુનું સ્વરૂપ સમજાવતાં વેદમાં પ્રત્યેક વસ્તુ બતાવી "આ છે ?" એમ પ્રશ્ન પૂછવામાં આવે છે, અને તેનો જવાબ "ન" એમ મળે છે; એમ જગતની પ્રત્યેક નાશવંત વસ્તુનો જવાબ નકારમાં મળે છે; છેવટે એકજ સત્ વસ્તુ પરમાત્મા બાકી રહે છે, તે ઈશ્વર. આમ પૂછવાની રીતને નેતિ નેતિ કહે છે. અથવા ન ઇતિ ન ઇતિ કહેતાં ન સમાપ્ત ન સમાપ્ત. એટલે જેવું જેટલું જે જે પ્રકારનું છે તે સર્વ

શ્રીપુરુષોત્તમને પરહરી, જેનું અન્ય અમર મન મોહે;
(તે) કામદુધા મળી મૂકીને, મહિષીપુત્રનું પય દોહે;
દોહે ગાય મૂકી મૂઢ પાડો, તરસ્યો ગંગા તીરે ખોદે છે ખાડો;
તેમ પૂર્ણ તજી અવર આરાધે, મેહેનત માથે પડે કાંઇ ન લાધે—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪

રાખી ભરોસો અન્યનો, ન કરે આશ્રય અવિનાશ;
ઇચ્છે અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ;
આશ કરે તરવા દધિ પૂર, શ્વાનનું હાથ ગ્રહિ લંગુર;
તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિવિમુખ સંસાર—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫

---

વર્ણન પૂરું થઇ શકતું નથી એમ મહેશ—મહાદેવ. વિધિ—બ્રહ્મા. શ્રી—લક્ષ્મી. અગમ્ય—ન ઓળખી કે સમજી શકાય એવા. (શેષ ઇત્યાદિથી). પૂર્ણ પુરુષોત્તમ—પ્રભુના બીજા બધા અવતારો વિભૂતિ કલાવ્યૂહાદિ અંશાવતાર હતા; પણ શ્રીકૃષ્ણ પરમાત્મા સોળે કળા સંપૂર્ણ હોવાથી પૂર્ણ પુરૂષોત્તમ કહેવાય છે.

૪ અમર—દેવ. કામદુધા—ઇચ્છિત વસ્તુ મળે એવી ગાય. મહિષી પુત્ર—મહિષી—ભેંસ તેનો પુત્ર તે પાડો. પય—દૂધ.

૫ અખિલ—તમામ. વામવા—દૂર થવા. દધિ—સમુદ્ર. શ્વાન—કૂતરું. લંગુર—પૂંછડું.

કોડી ઉપાસન મલિનનું, જનનું તામ્રમુદ્રા સમ જાણો;
રૂપૈયો સુરસેવના, વ્યૂહ કંચન મોહોર પ્રમાણો;
કંચન મોહોર વ્યૂહ હરિ હીરો, એમ અંશ અંશી સમજી રહો;
સર્વે એ દ્રવ્ય હીરાથી થાય, (પણ) હીરો કર્યો કોઇનો નવ કહેવાય—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬

જગત વૃક્ષ ત્હેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય;
પ્રતિશાખા જળ સીંચીએ, તેથી તરુ તૃપ્તિ ના થાય;
તૃપ્તિ ના થાય વૃથા શ્રમ પ્હોંચે, સમજણ આવે ત્વારે
પછી શોચે;
મુખદ્વારા સહુ ઇંદ્રિય સંતોષે, ભોજન અંગ લેપ્યું કોઈને
ન પોષે—સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭

---

૬ આ કડીમાં કવિ ભક્તિને નાણાંની ઉપમા આપી પ્રભુભક્તિની શ્રેષ્ઠતા બતાવે છે. ઉપાસન-ઉપાસના, ભક્તિ. મલિન-હલકા ક્ષુદ્ર (મેલા) પ્રકારના દેવ, ભૂત પ્રેતાદિ. જન-માણસ. તામ્રમુદ્રા-તાંબાનાણું, પૈસા, પાઈ, વગેરે. સુરસેવના-દેવની સેવા. વ્યૂહ-ચતુર્વ્યૂહ, ભગવાનનાં ચાર સ્વરૂપ; વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ; અથવા હિરણ્યગર્ભ, પ્રાજ્ઞ, તૈજસ્ અને વિરાટ. અંશઅંશી-એક એકના ભાગ; જેમ હીરાથી ઉતરતું નાણું એ ઉત્તરોત્તર એક એકનો ભાગો છે.

૭ પ્રતિશાખા-દરેક ડાળી. શોચે-દિલગીર થાય; પશ્ચાત્તાપ કરે.

જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, જનના અવગુણ પણ ગુણ જાણે;
અવળું પડે અન્યદેવને, સામું દે દુઃખ શત્રુ પ્રમાણે;
પ્રમાણ નહિ ફળ દે તોહે જાય, હરિનું આપ્યું કહિ નાશ ન થાય;
અમર અલ્પ વર અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાટે દે રત્ન—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮

વેણુ પીલતાં જો તેલ નીકળે, જળ મથે નવનીત હોય;
મૃગજળથી જો તૃષા ટળે, તોહે ભક્તિ વિના ભદ્ર ન હોય:
ભદ્ર ન હોય હરિ વિના કદાપિ, અભય ન હરિ વિના કો
શકે આપી;
હું નથી કહેતો પોકારે છે વેદ, સમરો શ્રીકૃષ્ણ ટળે સહુ ખેદ-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯

---

૮ અવળું પડે......ઇ –બીજા દેવોની ઉપાસના કરતાં વખતે ભૂલ થાય તો તેને અવળું પડે ને ઉલટું દુઃખ દે; જેમ ચંડી પાઠ ભણતાં માર્યો રક્ષતુ ને બદલે ભક્ષતુ બોલાઇ જવાથી સ્ત્રી મરી ગઇ હતી તેમ; પરંતુ શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ કરવામાં એવો કોઇ ભય રહેલો નથી, કેમકે એ પોતે તો અવળું હોય તોયે સવળુ જ માની લે છે. અન્ય દેવો તો ફળ આપશે કે નહિ તેનું એ પ્રમાણ નથી; અને આપે તોયે તે નાશવંત અને ક્ષુદ્રફળ (તુચ્છફળ) હોય છે વર–વરદાન.

૯ વેણુ–રેતી. મથે–મથવાથી, વલોવવાથી. નવનીત–માખણ. મૃગજળ–ઝાંઝવાંનું પાણી. તૃષા–તરસ. ભદ્ર–કલ્યાણ.

મત્ર આધીન સહુ દેવતા, યોગે વિરાટ પણ વશ થાય,
જ્ઞાની અક્ષરને જઇ મળે, પુરૂષોત્તમ પ્રેમે પમાય,
પ્રેમ ભક્તિવશ પૂર્ણાનંદ, એ ન પડે અન્ય સાધન ફંદ,
શ્રીમુખે ભાખ્યુ શ્રીગીતા માહે, ના માનો તો જોજો ત્યાહે –
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૧૦

શ્રવણ કીર્તન શ્રીપ્રભુનુ, સ્મરણ સેવન અર્ચન,
વંદન દાસત્વ સખ્યતા વળી આત્મનિવેદન,
આત્મનિવેદન નવધા કહિયે, પ્રેમલક્ષણા દશમી લહીયે
એ ભક્તિ સહુ સાધનતાજ, જે પામે વશ થાય નજરાજ–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૧૧

શ્રવણ પરીક્ષિત શુક કરી, કીર્તન સ્મરણ પ્રહ્લાદ,
શ્રી સેવન પૂજન પૃથુ, વંદન અક્રૂર આહ્લાદ

---

૧૦ વિરાટ–ભગવાનનુ વિરાટ સ્વરૂપ, વિશ્વરૂપ, તે પણ યોગ સાધ નથી–ચિત્તવૃત્તિના નિરોધથી વશ થાય છે અક્ષર–જ્યાથી પાછુ પડવુ ન પડે એવુ સ્થાન, તે જ્ઞાનથી પ્રાપ્ત થાય છે શ્રીમુખે–શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ પોતાના મુખથી ભગવદ્ગીતામા કહે છે

૧૧ આમા ભક્તિના પ્રકાર ગણાવ્યા છે

૧૨ દશ પ્રકારની ભક્તિ કોણે કોણે કરી તેના નામ દયારામભાઇ ગણાવે છે શુક–શુકમુનિ, વ્યાસના પુત્ર શ્રી–લક્ષ્મીજી સેવન–પાદ

આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભક્તિ સુભદ્રા ભર્ત્તા.
આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમ લક્ષણા લીધી—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૧૨

નામ કેશવનું કર્ણમાં, પડતા સહુ થાયે પવિત્ર,
શરદૃઋતુના સંગથી, જેમ નિર્મળ નીર વિચિત્ર;
વિચિત્ર જળ તેમ જાતિ જાણો, સર્વ શુચિ સદ્ય નામે પ્રમાણો;
શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિએ થાય, માજે ઓપે તેવો મેલ ન જાય—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૧૩

નામ કીર્તન શ્રીકૃષ્ણનું, કળિમા સહુ સાધન તાજ,
ભવસાગર તરવા તણી, સહુને એ સુખપથ પાજ;
પાજ એકટ શ્રમ નહિં ઘણું રહેલું; દામ વિના ફળ થાય
સહુ પહેલું;
સર્વે અવસ્થામા સહુ ઠાર, અધમ ઉત્તમ સહુને અધિકાર.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૪

---

સેવન, પગ ચાપવા તે પૃથુ—પૃથુરાજ આહ્લાદ—આનંદ કપીશ—હનુમાન કિંકરતા—દાસ્ય, સેવક હોવાપણું. સુભદ્રા ભર્તા—અર્જુન સખ્યના—મિત્રના બલિ—બલિરાજા.

૧૩ જાતિ—મનુષ્ય જાતિ શુચિ—પવિત્ર ભગવાનનુ નામ કાનમા પડતાજ નીચ જાતિ પણ પવિત્ર થઇ જાય છે.

૧૪ સુખપથ—સુખ મળે એવો રસ્તો પાજ—પુલ—તાજ—ત્યાજ્ય, ત્યાગ કરવા યોગ્ય. સહુઠાર—સર્વસ્થળે.

સત્યુગે જે ફળ ધ્યાનથી, થાતું ત્રેતામાં યજ્ઞથી જેહ;
દ્વાપરે પૂજને પામતા, સહુ કળે હરિ કીર્તને તેહ;
તેથી અધિક પણ ફલ ગુણ ગાતાં, તો શું થયું તપ
તીરથ(માં) ન્હાતાં;
મણિ મળ્યો તે શોધે રીદ્દ કોડી, વિના વિચારે મરે મૂઢ દોડી.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૫

કલિ રૂપી આશૌચમાં, કોઇ કર્મનો નહિં અધિકાર.
અડે ના સૂતક નામને, નિર્ભય નિત્ય કરીયે ઉચ્ચાર;
ઉચ્ચાર માત્રે અભયપદ આપે, સકળ પાપ સંતાપને કાપે;
વેદ શાસ્ત્ર સહુ પુરાણ પુકારે, તો હરિ હરિ તું શેં ના ઉચ્ચારે!—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૬

નામે અજામિલ ઉદ્ધર્યો, નામે શિવે તાર્યા બહુ પાપી;
અવળે નામે વાલ્મિકી તાર્યો, અર્ધે ગણિકા ગત્ય આપી;
આપી ગત્ય ઇત્યાદિક બહુને, જેણે કર્યો આશ્રય તે સહુને;
બે અક્ષરમાં બાંધો સાર, જેણે લહ્યો તે પામ્યો પાર—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૭

---

૧૬ આશૌચ સૂ-ક.

૧૭ અવળે નામે—વાલ્મીકિને રામ નામનો ઉચ્ચાર ન આવડ્યો તેથી નારદજીએ મરા મરા એમ અવળું નામ બોલવાનું શીખવ્યું ને તેમ કરતાં રામ રામ થઇ જવાથી ઉદ્ધાર થયો. અર્ધે—અર્ધે નામે ગણિકાનો

સ્નેહસહિત શ્રીકૃષ્ણનુ, કથા કીર્તન જહાં નિત્ય થાય;
કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વને સૂતકી જાણો;
જીવના શબ સરખા સહુ તેહ, ભૂતળે ભાર કર્યો ધરી દેહ.–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૮

નટવર છબી નંદલાલની, એહેવું ચિંતન કરે ચિત્ત માંહ્ય;
મોર મુગટ શિર.તિલક કુંડળ, નકવેસર ચિબુક સોહાય;
સોહે કૌસ્તુભ મુક્તા વનમાળ, કિંકણીકર ગ્રહી મુરલી રસાળ;
પીતાંબર કટિ મેખળા સોહે, નૂપુર નખશિખ છબિ મન મોહે–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૯

સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણે નવ વામે સાત;
સ્વસ્તિક અષ્ટકોણ જંબુફળ યવ, પવિ ધ્વજ ઊર્ધ્વરેખ વિખ્યાત;

---

ઉદ્ધાર રામ શબ્દના રા નો ઉચ્ચાર કરતાં જ થઇ ગયો હતો. બે અક્ષર–પ્રભુના નામના બે અક્ષર.

૧૮ શબ–મડદું.

૧૯ નકવેસર-ચિબુક–એ આ ભૂષણ છે. મુક્તા–મોતી. નેપુર–પગનું ઝંઝર. નખશિખા–ચરણારવિંદના નખથી તે માથાના કેશ સુધી.

૨૦ ભગવાનના ચરણમાં રહેલાં સોળ સામુદ્રિક ચિન્હો કવિ ગણાવે છે. એ ચિન્હો જમણા પગમાં ૯ નવ અને ડાબા પગમાં ૭ સાત છે. સ્વસ્તિક–સાથીયો. જાંબુ ફળ–જાંબુ. યવ–જવ. પવિ–વજ્ર. ધ્વજ–ધજા.

ખ્યાત અંકુશ અંબુજ મચ્છ વ્યોમ, કળશ ઇંદ્રધનુ ને
અર્ધસોમ;
ત્રિકોણ ગોપદ ષટદશ ધ્યાન, નિત્ય કરે નિર્ભય પદ દાન.-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૦

જેમ નટ દૃષ્ટિ દોરમાં, પણિહારીની બેડલા માંહે;
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાંનું ત્યાંહે;
ત્યાંહાં તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષિવત રહેવું;
જગત જાણે જે એ છે જંજાળી, રાખે હૃદે ત્રીકમશું તાળી-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૧

કંસ શિશુપાળ કુબ્જાદિકે, વેરે કામે સમર્યા સ્યામ;
એ વિના નાના ભાવથી, સ્મર્યે સર્યા સર્વનાં કામ;
કામ થયાં તુચ્છ ભાવે જ્યારે.(તો)શું કહેવું સ્નેહે સ્મરે પછી ત્યારે;
ચિત્ત અચળ જેનું કૃષ્ણમાં લાગ્યું, (તો) ભવ સંકટ સહુ તેનું
ભાગ્યું—સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૨

---

અંબુજ-કમળ. વ્યોમ-આકાશ. અર્ધ સોમ-અર્ધચંદ્ર. ગોપદ-ગાયનું પગલું.

૨૨ કુબ્જા-કંસની દાસી. એ બહુ કદરૂપી અને ૩ અંગે વાંકી હતી અને શ્રીકૃષ્ણ ભગવાને અનુગ્રહ માત્રથી તેને રૂપવતી બનાવી હતી. રામા અવતારમાં તે કૈકેયીની દાસી મંથરા હતી ને રામચંદ્ર ભગવાન ઉપર ઈર્ષ્યારૂપી વેર ભાવ રાખતી હતી. નાના-જુદી જુદી જાતના.

અન્ય સાધને શ્રેય આપણું, પણ શ્રીહરિને શું સુખ ?
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તેજ મુખ્ય;
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય નવ ધરવા;
પૂજા તે કહી એચાલે શ્રુતિ પ્રમાણ, સેવા તે જેહમાં સ્નેહ બંધાણ–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૩

એકવાર આખા જન્મમાં, શ્રીકૃષ્ણ ચરણ સ્મરાય;
તો દર્શન યમદૂતનું, કદી સ્વપ્ને પણ નવ થાય;
થાય જો ભાવસહિત નિત્ય ધ્યાન. તો પછી શું કહું ભાગ્યનું માન;
ઉર હરિ નહીં તો તપે શું થાય, જો છે તો કરે કષ્ટ બલાય–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૪

આપ્યું ઉરસ્થળ મૂકીને, રમા ચરણ સેવા નવ ચૂકે;
હૃદય રહિત કદા હરિ કરે, પણ પદ આશ્રિત નહીં મૂકે;
મૂકે ના અંઘ્રિ છે ભક્તિ નિવાસ, માટે અવલ એ સહુ દાસ;
એ ભકિત છે અતિશય દુર્લભ, આપ્ત થયે સર્વે પદ સુર્લભ.–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૫

---

૨૩ પૂજા અને સેવાનો ભેદ છેલ્લી લીટીમાં બતાવ્યો છે. શ્રુતિ એટલે વેદ પ્રમાણે ઉપાસના કેવળ ક્રિયા માત્ર (જ્ઞાન કે ભક્તિરહિત) કરે તે પૂજા અને જેમાં સ્નેહ ભાવ મુખ્ય (પ્રાધાન્યપણે) રહ્યો હોય તે સેવા.

૨૫ અંઘ્રિ-પગ; પ્રભુનાં ચરણ કમળ ચરણકમળમાં ભક્તિનો નિવાસ છે માટે લક્ષ્મીજી તેનો ત્યાગ કરતાં નથી.

હરિ વ્યાપક લહી સર્વમાં, નવ આણવો કોઇનો દોષ;
મન કર્મ વચને જેમ બને, તેમ કરવો સર્વને સંતોષ;
સંતોષે પ્રાણી પ્રભુ પ્રસન્ન, તેથી સુખી પોષે હરિજન;
સઘળે દયા એ પૂજા હરિ કેરી, દહીને દુભવે તે કૃષ્ણનો વેરી-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૬

એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને, જન્મ ધરી જેણે કીધો;
અશ્વમેધ દશ અવભૃથના, ફળ ઉપર પગ તેણે દીધો;
દીધો પગ શા માટે કે'વાય, યજ્ઞ કરે તોહે જન્મ તો થાય;
કૃષ્ણ પ્રણામીને નહિં દેહ, મખથી અધિકતા એહમાં એહ.-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૭

નમન કર્યું નંદલાલને, સ્નેહે મન કર્મ વચને જેણે;
ધર્મ સાધન પૂર્ણ સહુ કર્યાં, નિશ્ચે જાણજો તેણે;
તેણે કર્યું હરિપદ અનુકળ, દુખ પાપનું ટાળ્યું મૂળ;
દીનભાવે કર્યું વંદન હરિને, તે જનની ગર્ભ ન આવે ફરિને.-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૮

---

૨૭ અવભૃથ-યજ્ઞની પૂર્ણાહુતિ વખતે જે મંગલ સ્નાન કરવામાં આવે છે તે. મખ-યજ્ઞ

દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરૂષોત્તમ જેને માથે;
ધણી છતે વિધવાપણું, બ્રહ્મજ્ઞાની માન્યું મન સાથે;
મન સાથે માને જે હું રૂપ, જગત પૂજે જાણી રાણીનું રૂપ;
પણ પતિ સુખ સ્વપ્ને નહીં એને, એણે એ અથડાય છે શેને—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૯

દાસપણે (જે) આનંદ છે, તે નથી ભળે જગદીશ;
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાઘ આશે છેદાવે શીશ;
શીશ છેદ્યા પછી મુગટ ક્યાંહાં ધારે, સહુ મૂર્ખ કોઇ મનમાં
ન વિચારે;
જળને તે શો જળપાનનો સ્વાદ, જન જુદો રહીપામે અહ્લાદ.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૦

---

૨૯ કેવળ પોપટની પેઠે માત્ર ॥ अहं ब्रह्मास्मि ॥ કહેનારા બ્રહ્મમય સ્થિતિ ગુણ ધર્મો વગરનાને છતે ધણીએ વિધવાપણું; કેમકે તે જીવ ઇશ્વરમાં સાદશ્યના-એકતા માને છે એટલે તેના મતે ઇશ્વર પર (શ્રેષ્ઠ) નથી. તે જગતને રાણીનું રૂપ, પટરાણી માનીને પૂજે છે; પણ એના પ્રારબ્ધમાં પતિ સુખ લખેલું નથી. જીવ બ્રહ્મના અંશરૂપ હોવાથી દાસ (સેવક) રૂપ છે અને પુરૂષોત્તમ તો અંશી છે. તત્ત્વરૂપે અંશ પણ બ્રહ્મનુંજ રૂપ છે તથાપિ પર બ્રહ્મ સ્વામિ છે ને તારતમ્યતો જીવ અને ઇશ્વરમાં છેજ. પુરૂષોત્તમના સમાન તો કોઇ પણ છેજ નહિં.

૩૦ ભળે જગદીશ-બ્રહ્મમાં ભળવાથી. જ્ઞાની-બ્રહ્મજ્ઞાની. પાઘ-પાઘડી.

જીવ બ્રહ્મ થાયે નહીં, થાયે તો બ્રહ્માનંદ કોહીને ?
સોકતાપણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને ?
શાને કહો ન્યારો નથી બ્રહ્મ નાગી, ક્યમ બોલ્યો જનક
સાયુજ્યતા પામી:
બોલે તે બીજો કહેવાય, ઈશ્વર જીવ કદા નવ થાય—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૧
અહો ભાગ્યમહો ભાગ્ય ધન્ય, વ્રજ જન પરમ પવિત્ર;
પૂર્ણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેમના મિત્ર;
મિત્ર થઇ સર્વે સુખ દીધું, સર્વ ભાવે કારજ બહુ કીધું;
શેષ મહેશ વિધિ શ્રી અલભ્ય, તે ફળ શ્રી ગોપીજનલભ્ય.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૨
દેહ પ્રાણ ઇંદ્રિ અંતઃકરણ, ધર્મ દારા ગૃહ ધંન;
પુત્ર આપ્ત આત્મા સહ, સર્વ સમર્પી જગજીવંન:
જગજીવંન સર્વાત્મા ભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે;
તેજ ગમે પ્રભુ જ્યમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૩

---

૩૧ સાયુજ્યતા-મુક્તિનો એક પ્રકાર, ઇશ્વરમાં ભળી જવું તે. કેવલાદ્વૈત સિદ્ધાંત કરતાં શુદ્ધાદ્વૈત બ્રહ્મસિદ્ધાંતની પ્રકર્ષતા કહે છે.

૩૨ વિધિ-બ્રહ્મા. શ્રી-લક્ષ્મીજી. શેષમહેશ-ઇ.-શેષ, મહેશ, બ્રહ્મા અને લક્ષ્મીજીને જે ફળ ન મળે તે શ્રી ગોપીજનોને પ્રેમ ભક્તિથી મળ્યું.

૩૩ આ કડીમાં સર્વ સમર્પણ ગદ્ય મંત્રનો ભાવાર્થ છે. દારા-સ્ત્રી.

સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પે ?
આત્મા સહિત અર્પણ કરી, હરિદાસ થાની શીક ડરપે ?
ડરપે છે કાળથી રેહે છે ઉચાટે, (તે) પરતું માન્યું પોતાનું તે માટે;
જેથી બંધાયો તે વસ્તુ દે મુકી, તારી માં જાણીશ એ રાડ
મૂકી.—સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૪
રૂપ ગુણ દ્રવ્ય ત્રણ એ, કારણ પ્રીતિ થવાનાં કહાવે;
એ ત્રણ વિકાર રહિત સહજ, સ્નેહ તે શ્રીકૃષ્ણને ભાવે;
ભાવે એ પ્રેમે વહાલો વશ થાય, તેને મુકી ક્ષણ દૂર ન જાય;
તે જને સુખ માન્યું મન એહ, જયમત્યમ થાય સુખી પ્રભુ તેહ.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૫
પ્રેમ આસક્તિ વ્યસન એ, ત્રણ રૂપ સ્નેહનાં લહીયે;
તે ઉપર ચોથાં તન્મયતા, તે થકી કાંઇ ના કહીયે;
કહીયે પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ;
વિયોગ થાય ત્યારે તપે તન, ત્યાંહાંનું ત્યાંહાં વળગ્યું રહે મન.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૬
એક વાર આખા દિવસમાં (પણ), મળ્યા વિના નવ રહેવાય;
જો ના મળે તો વિકળ થાય, આસક્તિ એ તો કહેવાય;

---

૩૪ ડરપે—બીવે. રાડમૂકી—તકરાર છોડી દઇને.
૩૬-૩૭ સ્નેહનાં સ્વરૂપ અને તેનાં લક્ષણ આ બે કડીમાં કહ્યાં છે. પ્રેમ, આસક્તિ, વ્યસન ને તન્મયતા એટલે સ્નેહનાં રૂપ જ્યારે હરિ દાન કરે અર્થાત્ પ્રભુ આપે ત્યારે જ મળે.

કહેવાયે વ્યસન આવું જ્યારે ધાય, સ્હામા સ્હામી હૃદય વિંધાય;
તન્મયતા તે મૃત્યુ સમાન, આ ચારે આવે આપે હરિદાન.–
એવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૩૭

પ્રેમ લક્ષણા વળિ દગ રૂચિ, સ્મૃતિ અભિલાષા ઉદ્વેગ ચા·;
વ્યાધિ પ્રલાપ ને ઉન્માદ ત્રણે, આસક્તિના પ્રકાર;
પ્રકાર વ્યસન તણા બે કહિયે, જડતા ને વળી મૂર્છના લહિયે;
તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુ સાદૃસ્ય પણ મરણ ન છેક.–
એવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૮

જાતિ જુઓ તો આહીરની, તેમાં અબળા અધમ અવતાર;
એ વેદાદિ નહોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર.
અધિકારવણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ;
તે ગોપીની પદરજ વંદે ઇશ, પ્રેમલક્ષણા તે સહુને શીશ.–
એવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૯

---

૩૮ પ્રેમની જુદી જુદી દશ અવસ્થાઓ ગણાવે છે. કામશાસ્ત્રમાં કહેલી અવસ્થાઓથી એ ભિન્ન છે. જેનો વાત્સ્યાયન ઋષિનો અને જયદેવજી ભક્તરાજ કૃત ગીત ગોવિન્દની અષ્ટપદીનો જે અપ્રાકૃત આશય છે તે રીતે કહે છે.

૩૯ પદરજ–ચરણની રજ, ધૂળ.

'સેવા સંગત હરિભકતની, કરે પ્રેમ ભકિત ઉત્પન્ન;
'તે કરે કૃતારથ એકલી, નવ જોઇએ કોઇ સાધન;
જોઇયે ન વય વિદ્યા વિત્ત વર્ણ, રૂપ પરાક્રમ પવિત્રાચર્ણ;
કેહેશો જોયાં નથી કહો કોયે ઠામ, તો સુણો પ્રગટ બતાવું નામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૦

ધ્રુવજીને કયાંહાં વય હતું, ક્યાં હતું સુદામાને ધન;
કુબ્જાને હતું રૂપ કયાંહાં, ઉગ્રસેન શું પુરૂષાતન;
પુરૂષાતન ન્હોતું ઉગ્રરાય, ગજને કયાંહાં હતી વિદ્યાય;
પારધિમાં કયાંહાંથી શુભ આચર્ણ, કેવળ ભકિત પામ્યા ગિરિધર્ણ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૧

દ્વાદશગુણ સંયુકત છે, દ્વિજ પંડિત સરખો કોય;
(પણ) પદ્મન ભપદ્મવિમુખ છે, તે થકી શ્વપચ ભલેરો સોય;
શ્વપચ ભલો જ્હેને કૃષ્ણ આસકિત, મનકર્મ વચને કરે હરિભકિત;
કુલ સહિત શ્રેય પામે તેહ, વિપ્ર શકે ન કરી શુચિ દેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૨

---

૪૦ પ્રેમલક્ષણા ભકિત ઉત્પન્ન થવામાં હરિભક્તની સેવા અને સંગત એ જ કારણરૂપ છે, અને એ પ્રેમ ભક્તિ એકલી જ પ્રભુ પ્રાપ્તિ કરાવી આપે છે; બીજા સાધનની જરૂર પડતી નથી. એ સાધન ક્યાં તે નીચે બતાવે છે.

૪૨ શ્રીમદ્ભાગવતમાં અને અન્ય ગ્રંથોમાં કહ્યા પ્રમાણે બ્રાહ્મણમાં તપ, શૌચ, શમ, આર્જવ, આસ્તિક્ય, સત્ય, આદિ બાર ગુણ હોવા જોઇએ. શ્વપચ-ચાંડાળ. શુચિ-પવિત્ર.

શ્રીકૃષ્ણની ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વે શુન્ય;
અંક વિના સર્વે અફળ છે, સહુશુન્ય શુન્ય દશશુન્ય;
દશ ગણાં બિંદુ આદ્ય અંક એક, અંકવિના સુની શુન્ય અનેક;
ભક્તિ કરી તેણે સર્વ કાંઇ કીધું, ભક્તિવિના બીજું કાંઇ ના સીધું.
એવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૩

નૃગભૂપે ગૌદાન કર્યાં કેટલાં, કાંઇ ગણતાં ન આવે પાર;
એક દિવસ અણું દોષ પડયો, કૃકલાસ થયો અવતાર;
અવતાર અધમ થઇ જગ હાંસી, ગૌદાન પુણ્ય ગયું કયાંહાં નાશી;
દાન કર્યાં તોહે પામ્યો દુઃખ, શા માટે જે હતો ભક્તિ વિમુખ.
એવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૪

પ્રાચીનબર્હિષ ભૂપતે, જુઓ કીધા યજ્ઞ અપાર;
ઉર્વી મખાંકિત સહુ કરી, તોહે કાંઇ ન દીઠો સાર;

---

૪૩ ગણિતના દૃષ્ટાંતે ભક્તિની શ્રેષ્ટતા કવિ સાબીત કરે છે. ભક્તિ એ અંક છે ને બીજાં સાધન મીંડાં છે; અંક વગર મીંડાં નકામાં છે, પણ અંક ઉપર મીંડાં આવે તો દરેક મીંડા દીઠ સંખ્યાની કિંમત પ્રથમના કરતાં દશ દશ ગણી વધે છે. તેમ સાધન ભક્તિની સાથે હોય તો તેની કિંમત થાય, નહિ તો તે સાધનની કિંમત શુન્ય જેટલીજ સમજવી.

( ૪૪–૪૫ ) આ બે કડીમાં મોક્ષ મેળવવાનાં સાધનોની નિષ્ફળતા બતાવે છે. 'નૃગ–એ નામનો રાજા.' એણે હજારો ગૌદાન દર્યાં હતાં, પરંતુ એક બ્રાહ્મણને આપેલી ગાય ટોળામાં પાછી આવતી રહી તેનું ભૂલથી બીજા બ્રાહ્મણને દાન અપાઇ ગયું, તેથી તેને કાચંડાનો અવ-

સારભાળ્યો એ જેજેપશુ પાડ્યા, તે રહ્યા હણવા નારદજી દેખાડ્યા
ભયદેખી લીધું સુરઋષિ શર્ણ, ભક્તિ કરીને પામ્યો હરિચર્ણ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૫

ભક્તિ તારે ચંડાળને, જેમાં કોય ન શુભ આચર્ણ;
શું પછી કહેવું તેહનું, ઉધ્ધારે અધમ અન્ય વર્ણ;
વર્ણ સર્વે ઉદ્ધારે જક્ત, નીચ ઉંચ જે નિજ આસક્ત;
એક અંગ ભક્તિ ભદ્રદાય, અચરજ શું પૂર્ણે શ્રેય થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાલ. ૪૬

ભક્તિ નૌકા તારે સર્વને, જે કોઈ શરણે આવે શુચિ પાપી,
અન્ય સાધન દારૂ તુંબિકા, ગ્રહે સભય તરે કો કદાપી;

---

તાર મળ્યો હતો. કૃકલાસ-કાચંડો. પ્રાચીનબર્હિષ-એ નામનો રાજા. એણે ઘણા યજ્ઞ કર્યા હતા; પરંતુ યજ્ઞમાં મારેલાં અનેક પશુઓ પોતાને મારવા ટાપી રહ્યાં છે એવું નારદજીએ પ્રત્યક્ષ દેખાડ્યું. ત્યારે ભય પામ્યો ને છેવટે ભક્તિ કરીને મોક્ષ પામ્યો. ઉર્વી-પૃથ્વી મખાંકિત-મખ એટલે યજ્ઞ, તેના વડે અંકિત, ચિન્હવાળી થયેલી સુર ઋષિ-દેવ ઋષિ, નારદજી.

(૪૬) એક અંગ ભક્તિ-નવધા ભક્તિમાંની કોઇપણ એક. ભદ્રદાય-કલ્યાણ આપનારી. પૂર્ણે-બધાં અંગ સહિત, નવધા ભક્તિ કર્યાથી. શ્રેય-કલ્યાણ

(૪૭) શુચ-પવિત્ર, પુણ્યશાળી. દારૂ-લાકડું. તુંબિકા-તુંબડું. લાકડું અને તુંબડાની મદદથી તરી શકાય પણ તેમાં બુડવાનો ભય રહેલો છે, તેમ બીજાં સાધનથીએ તરાય પણ તેમાં એ બુડવાનો ભય

તરે કહો બચે કામાદિ ગ્રાહથી? સમર્થ નહિ અણુ તારવા શાથી?
વિબુધ વિચારી જુઓ નિજમંન, ભક્તિ ભલી કે સાધન અન્ય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૭

ભક્તિ મણિ જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર;
મણિ અભય દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર;
અપાર ભય વાયુથી વામે, તેલ પાત્ર બાતી વણુ લય પામે;
જ્ઞાન સભય તો અન્યકોણુ માત્ર? નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૮

ભક્ત તે ભક્તિસ્વરૂપ છે, તેને માયા ના પીડે લેશ;
સ્ત્રી થકી સ્ત્રી મોહાય નહીં, મોહ પામે પુરૂપનેવેશ.

---

ખરો. પરંતુ જેમ હોડીમાં બુડવાનો ભય નથી, તેમ ભક્તિમાં નથી. ગ્રાહ–મગર. હોડીમાં બેસીને તરવામાં મગર વગેરેની બીક રહેતી નથી, તેમ ભક્તિ કરવામાં કામ ક્રોધ વગેરે ગ્રાહનો ભય નથી. લાકડું કે તુંબડાથી તરતાં વખતે મગર પકડી લે તેમ બીજાં સાધન કરવામાં કામાદિ નડે, પણ ભક્તિમાં તે ન નડે.

(૪૮) ભક્તિ મણિના એટલે રત્નના દીવા જેવી છે ને જ્ઞાન તેલના દીવા જેવું છે. રત્નનો દીવો અચળ છે, પવન વગેરેથી ઓલવાતો નથી; તેલનો દીવો પવન વગેરેથી ઓલવાઇ જાય છે; તેમ ભક્તિ નાશ પામતી નથી, પણ જ્ઞાનને ચલિત થવાનો ભય છે. દ્યુતિ–પ્રકાશ, તેજ. બાતી–બત્તી, દીવટ.

(૪૯) ભક્તિ સ્ત્રી છે ને માયા પણ સ્ત્રી છે; ભક્ત અને ભક્તિ એક સ્વરૂપ છે, સ્ત્રી ઉપર સ્ત્રી મોહ પામતી નથી, તેથી ભક્તને માયા

પુરૂપ જ્ઞાન વેરાગ્ય ને યોગ, તેને પીડે અજારૂપીયો રોગ;
તે કારણ ભ્રષ્ટ થાયછે તેહ, ભક્તને અચળ હરિશું સ્નેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૯

નિરખે નેત્ર નંદલાલને, શ્રુતિ કથા રટે મુખ નામ;
નાસિકા સુંઘે પ્રેમશું, પ્રસાદી તુળસી પુષ્પ દામ;
હામ ઘાણુ કરે કર હરિ સેવા, દોડે ચરણ પ્રભુ દર્શન લેવા;
મને ધ્યાન નટવર છબી શ્યામ, સર્વાંગે કરે દંડ પ્રણામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૦

ભકિત વિના કેવળ કૃતિ કરે, (તેને) ફળ પરલોક ન થાય,
મણિધર પવન ભક્ષી રહે, જુઓ મચ્છ તીર્થ જળ ન્હાય,
મીન તીર્થ ભિલ્લ મૃગ વનવાસી, અંધ અહે દંડ કાસદ જાય કાશી;
સર્પ દંડવત નટ સિદ્ધવેશ, દરસ તપોધમ ભાવ ના લેશ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૧

---

પીડી શકતી નથી. પણ જ્ઞાન, વૈરાગ્ય, યોગ એ પુરૂપ રૂપ છે, તે માયા વડે છળાય છે. અજારૂપીયો–માયારૂપી.

(૫૦) શ્રુતિ એટલે કાન, તે કથા શ્રવણ કરે દામ–માળા. દરેક ઇંદ્રિયે શું શું કરવું તે આમાં બતાવ્યું છે.

(૫૧) કૃતિ–કામ, તપશ્ચર્યા વગેરે. ભક્તિ વિનાની કરેલી બધી તપશ્ચર્યા નકામી છે તે દૃષ્ટાંત સાથે બતાવે છે. મણિધર–સાપ. મીન–માછલું. મૃગ–હરણ. નટ–બહુરૂપી; નાચનાર. દરસ–દર્શન. તપોધમ–એક બ્રાહ્મણની જાત, તપોધન, જે હંમેશાં મહાદેવની પૂજા ને દર્શન કરે છે. ભાવ–ભકિત, પ્રેમ.

શ્રીકૃષ્ણ શ્રીગુરૂ ભગવદી, એ ત્રણે એક સ્વરૂપઃ
ત્રયધારા જ્યમ સુરસરી, તેમાં ભેદ નહીં તદ્રૂપ;
ભેદ નહીં ત્રણ નામજ માત્ર, જોતા વિચારી દિસે એકજ ગાત્ર;
સ્નેહ વિવેકે સેવો સરે અર્થ, અવસર અમૂલ્ય ખુઓ શીદવ્યર્થ,
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૨

સત્સંગ સર્વનો સાર છે, તેનો મૂઢ ન જાણે મર્મ;
અદીપ દીપ મળે થયો, દીપ સમતા મળી વણ શ્રમ;
શ્રમવિના શ્રીનાથ મિલાવે, કલ્પનું કામ તે પલકે સરાવે;
નીચ નીર મળતાં ગંગામાં ગંગ, એમ સમોવડી દે સત્સંગ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૩

લવ હરિ સંગિના સંગના, સુખની સમતા નહીં કોય;
સ્વર્ગ તથા અપવર્ગનું, સુખ પણ સમોવડ નવ હોય;
નવ હોય સમતા મોક્ષાનંદ, તો કયાંહાં જનઈચ્છિત સુખ મંદ;

---

(૫૨) ભગવદી–ભગવદ્દભક્ત. ત્રય ધારા–ત્રણ પ્રવાહ. સુરસરી –ગંગા નદી.

(૫૩) અદીપ દીપ મળે થયો–જે દીવો ન હતો, તે દીવો મળવાથી દીવો થયો, દીવાવડે દીવો થયો. શ્રમ–પ્રયત્ન. નીચનીર–ખરાબ, મોરીનું પાણી. ગંગ–ગંગા, ગંગાજળ.

(૫૪) લવ–સહેજ. અપવર્ગ–મોક્ષ. મોક્ષાનંદ-મોક્ષસુખનો આનંદ. જનઇચ્છિત–માણસો જેની ઇચ્છા કરે છે તે, વિષય વગેરેનું સુખ. મંદ-હલકા પ્રકારનું.

અણુ અનુભવીને આશ્ચર્ય થાય, પણ અણુ સંદેહ છે નહિ રાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૪

શ્રીગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શર્ણ;
દારિદ્ર ટાળે સુરતરૂ, મળી ત્રણયે કરે ત્રણય હર્ણ;
હર્ણ કરે ત્રણ તે તત્કાળ, મળતાંમાં હરિજંન દયાળ;
જ્ઞાને તાપ હરે દર્શને દોષ, દૈન્ય ટાળે ઉપજાવી સંતોષ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૫

યોગ યજ્ઞ જપ તપ વ્રતો, બહુ કીધે કષ્ટે કર્મ
જ્ઞાન ધ્યાન અતિ દાનથી, તીર્થ આચરતા ધર્મ;
ધર્મ અધ્યયન વેદશાસ્ત્ર પુરાણ, કોટી સાધનથી ન પરમ કલ્યાંણ;
શ્રેય ન થાય ઉપાય અનેક, વિના મહત્ પદરજ અભિષેક.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૬

હરિજન તે હરિરૂપ છે, તેને મૂરખ નિજસમ જાણે;
જેમ શશી સાગરમા હતો, માન્યો તે મીને મીન પ્રમાણે;

---

(૫૫) गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापंतापं च दैन्यं च हरेत्साधुसमागम ॥

આ શ્લોકનો અનુવાદ આ કડીમાં છે શશી-ચંદ્ર. સુરતરૂ-કલ્પવૃક્ષ.

(૫૬) વિના મહત્પદરજ અભિષેક-મહાપુરૂષના ચરણની રજ માથા ઉપર પડયા વગર, અર્થાત્ મહાપુરૂષને શરણે ગયા વગર.

(૫૭) નિજસમ-પોતાના જેવો. સોમ-ચંદ્ર. મકર-મગર. વ્યોમ-આકાશ.

મી ન પ્રમાણે થયો નહીં સોમ, મકર રહ્યું જળ તે વસ્યો વ્યોમ;
તેમ વૈષ્ણવ વૈકુંઠે જાશે, અધમ તે અહાંના અહાં અથડાશે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૭

ચાર વર્ણમાં શ્રેષ્ટ સર્વથી, બ્રાહ્મણવર્ણ વિખ્યાત;
તે સહુના પણ કહાવે શિરોમણિ, મ્હોટા મુનિવર સાત;
તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુતબ્રહ્મા;
વિબુધ વિચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણ દેહ?
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૮

બ્રહ્માદિક વ્રજભકતની, પદરજ વંદે ગુણધામ;
દુર્વાસા ઋષિએ દીન થઇ, કર્યો અંબરીષને પ્રણામ;
કર્યો પ્રણામ ત્યારે અથડાયા, વળી શબરી પદજળ દ્વિજ ન્હાયા;
હરિજનથી મ્હોટું નહીં કોય, દુભવે તે દુખ પામે પત ખોય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૯

સંત સેવ્યે નારદ થયા, જુઓ દાસીસુત હરિમંન;
તે સુરઋષિના સંગથી, શમી વ્યાસના ઉરની અગંન;

---

(૫૮) મુનિવર સાત—સપ્તર્ષિઓ; એ બ્રહ્માના પુત્રો છે ને આજે પણ ધ્રુવના તારાની આસપાસ પ્રદક્ષિણા કરે છે. ધ્રુવ સુતક્ષત્રી—ધ્રુવ ક્ષત્રીય પુત્ર છે. વિબુધ—પંડિત.

(૬૦) વ્યાસજીએ મહાભારત રચ્યું પણ શાંતિ થઇ નહિ; પછી એ વાત નારદજીને કહી ત્યારે નારદજીએ ભગવદ્ ગુણાનુવાદ કરવાનું

અગન મટી સમજાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યું છાંડીને કર્મ;
કલેશ ટળે કરે પ્રભુજન પ્રીત, દુભવેથી શાંતે સુક્તિ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૦

ચોગી તરે કદા એકલો, હરિજન તારે સહૂ સંગી;
સિદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સુંદર રસરંગી;
રંગે રસિક સેવે ગુણ ગાય, પોતે પીયે સુધા સામાને પાય;
ભકતસ્નેહી સૌનું સારે કામ, ધ્યાની સાથે કોઇને નહિં ઠામ.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૬૧

સરવ પ્રાણી ઉપર દયા, આણવો નહિ કોઇનો દોષ,
વશ કરવી ઇંદ્રિય સહૂ, યદૃચ્છા લાભ સંતોષ;
સંતોષ ધરી વદવી સત્યવાણી, દઢ આશ્રય પ્રભુ દીનતા આણી;
દુષ્ટસંગથી રહેવું દૂર, વસવું સદા હરિજન હજુર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૨

---

કહ્યું એટલે શ્રીમદ્ ભાગવતનો ગ્રંથ ભક્તિ પ્રધાન બનાવ્યો, ત્યાર પછી તેમને શાંતિ થઈ. શાંતેસુક્તિ–સત્કર્મનો નાશ થાય. શાંતે–શાંત પામે, ટળે. સુક્તિ–સત્કર્મ.

(૬૧) રસિક–રસથી ભરેલા એવા પ્રભુ. સુધા–અમૃત. ભકતસ્નેહી–પ્રેમી ભકત, પ્રેમ લક્ષણાવાળો ભકત

(૬૨) યદૃચ્છા–પ્રારબ્ધ, જે વખતે જે આવી મળે તે ખરું.

દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભૂલાવે ભગવંત;
સ્નેહ કરાવે શ્રીકૃષ્ણ શું, તેને કહીયે સાચા સંત;
સંત સાચા તેની સંગત કરીએ, અસમર્પિત અન્યાશ્રયથી ડરિયે;
હું હરિનો હરિ માહરા નાથ, એ નિશ્ચે કરવું મન સાથ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૩

અન્યાશ્રય અસમર્પિત, એ બે મ્હોટા દુસ્તર રોગ;
સરવ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છિષ્ટ કરવો ભોગ;
કરવો ભોગ હરિભક્તાની સંગે, એકજ શ્રીકૃષ્ણ સેવવા રંગે;
દ્દઢ આશ્રય શ્રી ગુરૂદેવનો ધરવો, તો વત્સપદવત્ ભવદધિ તરવો.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૪

ગુણનો ઉપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ;
(પણ) અવગુણ સામો ગુણ કરે, તે મ્હોટા હરિના દાસ;
દાસ દોષ સહુના સંતાડે, ગુણ હોય અલ્પ તે અધિક દેખાડે,

---

(૬૩) અસમર્પિત–પ્રભુને સમર્પ્યા વગરનું. અન્યાશ્રય–બીજાનો આશ્રય.

(૬૪) દુસ્તર–બારે, તરી ન શકાય એવો. ઉચ્છિષ્ટ–ભગવાનને આરોગતાં વધેલી પ્રસાદી. વત્સપદવત્–ગાયના વાછરડાના પગલાની પેઠે, ચોમાસામાં કાદવવાળી જમીનમાં વાછરડાનું પગનું પડ્યું હોય તેના જેટલો સમુદ્ર સમજીને ભવદધિ–સંસાર સમુદ્ર.

(૬૫) સાગર લાંછન...૪.–વિષ સાગરને લાંછનરૂપ હતું તે શિવજી પી ગયા, એથી શિવજીને પ્રત્યક્ષ યશરૂપ ચંદ્ર લલાટમાં મળ્યો.

સાગર લાંછન વિષ શિવે પીધું, શશીયશ પ્રગટ લલાટે દીધું.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૫

વિશ્વંભર વશ તેહને, જેનું ચિત્ત સદા પ્રભુ પાસ;
હિત ઇચ્છે સહુ જગતનું નવ ધરે કોઇનો આશ;
આશ ધરે એક શ્રીગોપાળ, વ્યતીત કરે હરિસેવામાં કાળ;
એવા ગુરૂનો લઇએ ઉપદેશ, ધરિયે સાચો વૈષ્ણવનો વેશ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૬

ધ્યાન મૂળ રૂપ શ્રી ગુરૂ, પૂજનનું મૂળ ગુરૂ પાય;
મંત્ર મૂળ ગુરૂ વાક્ય છે, મૂળ મોક્ષનું ગુરૂ કૃપાય,
ગુરૂ કૃપા વાંછિત ફળ થાય, હરિ રૂઠે તો ગુરૂ કરે સ્હાય
ગુરૂ કોપે ક્યાંઇ નહિ ઠેકાણું, અધિક આચાર્યથી કો નવ જાણું.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૭.

ક્રોધી ગુરૂ તો નૃસિંહજી, કામી હોય તો શ્રીકૃષ્ણ કહિયે;
લોભ દાખે તો વામનજી, પણ હરિ સાચા એ લહિયે,
લહિયે એ પાખે દાખે જો દુષ્કૃત્ય, તો પણ માનિયે તે થકી ગત્ય;
જેણે સોંપી આપ્યા જગદીશ, તેનો ઋણી સદા છે તે શિષ્ય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૮

ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવું ઉદાસ;
વિશ્વંભર પૂરે વિશ્વને, તે કેમ ભૂલે નિજ દાસ;

---

(૬૮) સોંપી આપ્યા શ્રી જુગદીશ–શરણમંત્ર આપી પ્રભુનું શરણ પ્રાપ્ત કરાવ્યું ને બ્રહ્મ સંબંધ કરાવી આપ્યો. ઋણી–દેવાદાર.

દાસ આશ પૂરે સહુ વણુ માગે, વણ કહ્યે સહાય કરે અનુરાગે;
હરિ ભજતાં કાંઇ નવ રહે ખામી, નથી અજાણ્યા અંતરજામી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૯

અજગ ગુલમ્હેરી જળ વસે, પક્ષિણી રટે મુખ હરિનામ,
ખાન પાન માટે નવ કરે, છુટે મુખથી સુંદર શ્યામ;
શ્યામે વિચારી કર્યું તેહને સુખ, ચર્ણે ચરવા કર્યાં મોરનાં મુખ;
પૂંછે વદન કર્યું ઉંટની ગ્રીવા, શ્રી હરિ યુક્તિ કરી જળ પીવા.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૭૦

અજગરને અનાયાસ હરિ આપે, આહાર આનનમાં લાવી;
અક્કર ખોરને સાકર, સાગર બેટમાં દે છે મિલાવી;
મેળવે ચાતકને જળ સ્વાતી; ગિરિશૃંગ વૃક્ષ પોષે કોઇ ભાતી,
સ્ત્રીસ્તને પય કર્યું પોષવા બાળ, તે તુંને નહિ ભૂલે ભજ ગોપાળ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૧

ભકતમનોરથ સર્વ પૂરે પ્રભુ, કઠીણ સરળ ગુરૂ નાહાના;
પૂર્યા જેહના તેહનાં નામ કહું, તું પૂછીશ જે કહોના કહોનાઃ
કહાન ગયા કુબજાપતિ થાવા, પારથ પત્ની થયા જળ પાવા,
પૂરો પુત્ર થઇ અદિતિની આશ, પાંડવ કાર્ય કર્યા થઇ દાસ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૨

---

(૭૦) અજબ ગુલ મહેરી—એક જાતનુ પક્ષી. ગ્રીવા—ડોક.
(૭૧) આનન-મુખ. ગિરિશૃંગ-પર્વતના શિખર ઉપર.
પય-દૂધ.

છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ બળિ ભૂપ;
નરસૈયાના બાપનું શ્રાદ્ધ સાર્યું, સેના માટે નાપિક રૂપ,
રૂપ માંહાર દામાજી સારૂં, નામાનું છાપરૂં છાયું ચારૂ;
વારી વહ્યુ ત્રિલોચન ઘેર, મીરાંબાઈનું પીધું ઝેર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૩

ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, કેમ કરે કૂડું નિજ દાસ;
જે કરશે હરિ તે ભલું તાહરૂં, તું ધર દૃઢ વિશ્વાસ;
વિશ્વાસ રાખ્ય કલ્પના મૂકય, સેવા સમરણમાં નવ ચૂકય;
નહિં મળે ફરી અવસર આવો, હરિ ભજીને મનુષાદેહ લ્હાવો.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૪

જો દુઃખ થાય હરિ સેવતાં, તો તે સુધા સમ પરમાણો;
વિષય ભોગવતાં સુખ છે, તે વિષ સરખું સહુ જાણો;
જાણો જેમ ખસ ઘસતાં મીઠી, ક્ષણ પછી આગ ઉઠે અંગીઠી;
ઓસડ પીતાં કડુ તર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૫

શ્રી ગિરિવરધર સેવતાં, ભય રાખવો ભૂપતિ સમાન;
બાળક સમ વાત્સલ્યતા, ધરવો સ્નેહ તે જાર સમાન;

---

(૭૩) નાપિક-હજામ. માહાર-ઢેડ. વારિ વાહ્યું-પાણી ભર્યું. કયા કયા ભક્તનાં પ્રભુએ કામ કર્યાં તે કવિએ કહી બતાવ્યાં છે.

(૭૫) ખસ-એક જાતનો રોગ. અંગીઠી-સઘડી.

જાર સમાન પ્રિય પ્રભુ લાગે, તો દુ:ખ જન્મ જન્મનાં ભાગે;
પ્રેમ પિયુષ પીધું તે જાણે, નથી સ્વાદ કોઈ એહ પ્રમાણે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૬

જે પ્રતિકૂળ પ્રભુ સેવતા, તેને તજીએ ના વળગીયે વ્યર્થ;
જનની જનક પતિ પુત્ર ભ્રાત, ગુરૂ છોડવા જદપિ સમર્થ;
સમરથ તાત તજ્યો પ્રહ્લાદે, ભરતે માત મૂકી હરિસ્વાદે;
પતિ ઋષિપત્ની વિભીષણ ભ્રાત, ગુરૂના ગણ્યા બળિયે સાક્ષાત
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૭૭

દેવ પિતૃ ને મનુષ્ય ઋણ, ત્યાં લગી માણસને કહેવાય;
જ્યાંહાં લગી સર્વાત્મા ભાવે, શ્રી કૃષ્ણને શરણે ન જાય;
શરણે ગયે સરવે ઋણ છૂટે, ચિત્રગુપ્તનું લેખું ત્રુટે;
કાળ કર્મનો ભય નહીં ત્હેને, શીશ ધણી મન્મથ હરિ જ્હેને.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૮

કર્તુ અકર્તુ અન્યથા કર્તુ, સમર્થ શ્રી હરિ રાય;
ના થાવાનો કરે પદારથ, થાનારો મટિ જાય;

---

(૭૮) ચિત્રગુપ્ત-માણુસનાં પુણ્ય પાપના શુભાશુભ કર્મ લખનારા યમરાજના ગુમાસ્તા.

(૭૯) કર્તુઅકર્તુ અન્યથા કર્તુ-કરવાને, ન કરવાને ને બીજી રીતે કરવાને. વશિષ્ઠ વિચાર્યું—વશિષ્ઠે મુનિએ રામચંદ્રને ગાદીએ બેસવાનું જે વખતે મુહૂર્ત આપ્યું હતું તેજ સમયે રામચંદ્રજીને વનમાં જવું પડ્યું, અર્થાત્ વશિષ્ઠનું ધારેલું પ્રભુ ઇચ્છા આગળ નાશ પામ્યુ.

મટિ ગયું જો વસિષ્ઠે વિચાર્યું, તે સમે વન જે સમે રાજ્ય ધાર્યું;
બ્રહ્માના સુત એ ત્રિકાળના જ્ઞાની, ઇચ્છાયે વચન તેની પણ હાની.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૯

સહસ ભુજાપતિ રાખશે, તેને હણશે શું એ ભુજવાળો;
તેજ પુરૂષ જ્યારે મારશે, ત્યારે કોઈ નથી રખવાળો;
રખવાળો રિપુ છે નહિં કોય, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોય;
કર્તા હર્તા એક શ્રી વ્રજરાય, એના કર્યા વિના કાંઇ ન થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૦

કર્યું થાય શ્રીકૃષ્ણનું, કોથી ઘટે વધે નહિ લવલેશ;
તેજ પ્રમાણે સુખ દુઃખ, લાભાલાભનો સંશય રેષ.
રેષ રહે નહીં તે સમે શુદ્ધિ, જેવું હોનાર તેવી થાય બુદ્ધિ;
થનાર તેતો સ્હેજે પણ થાય, કર્ત્તા નથી તું શીદ પસ્તાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૧

હરિ જંત્રી તું જંત્ર છે, તેમ વાજે વગાડે જેમ;
કાષ્ટ પુતળાં નૃત્ય કરે, સૂત્રધાર નચાવે તેમ;
તેમ વિધિ નિષેધ સહુ હરિ હાથે; તું મૂરખ તાણી લે શીદ માથે;

(૮૨) જંત્રી—વાજુંવગાડનાર. જંત્ર—વાજું, સીતાર. સૂત્રધાર—હાથમા દોરી ઝાલી પુતળાં નચાવનાર.

વિધિ નિષેધ—અમુક કરવાની ને અમુક ન કરવાની વેદમા જે આજ્ઞાઓ છે તે.

વિચાર જો જીવનું કર્યું હોય, તો દુઃખી જગતમાં થાય ન કોય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૨

જેહેની રચના જોઈને, ઘણો મોહ ઉપજે છે મંન;
તે કર્તામાં કમી શા હશે, તુ જોની વિચારી જંન;
જન થશે પૂર્ણ મનોરથ તારા, ઘાટે શું મોહ્યો તું જો ઘડનારો.
તેને મળ્યે પૂર્ણાનંદ થશે, ભવ વૈભવ તૃષ્ણા ટળી જાશે.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૮૩.

કહેવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો, અળગું અભિમાન નાખ્ય;
શીઘ્ર દયા કેશવ તણી, ઈચ્છે તો દીનતા રાખ્ય;
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને;
ઓતેર કોટીએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૮૪

શિલાબુદ્ધિ શાલિગ્રામમાં, હરિસ્વરૂપ ત ધાતુ પ્રમાણે;
મનુષ્ય લહે ગુરૂદેવને, જાતિ ભાવ વૈષ્ણવમાં આણે;

આણે મહાપ્રસાદ મંતિ અન્ન, હરિ ચરણોદક પ્રોછે વંન;
અન્યવર્ણ સમ લહે હરિનામ, ઇત્યાદિકનો નર્કમાં ઠામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૫

નિગમ ચાર ષટ્ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ચૌદ વિદ્યાય;
વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, જાણે ચોસઠે કળાય;
કળા રાગ છત્રીશે ગાય, વિશદ કીર્તિ ચક્રવર્તિ રાય:
પણ નથી ભક્તિ જો નંદકુમાર, તો સહુ ધૂળ મળ્યુ ધિક્કાર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૬

શ્રમ કરી સહુ વિદ્યા ભણિયો, મહા પંડિત કહાવ્યો જગ્ત;
પણ તેનો સાર સમજ્યો નહિં, ન થયો ભગવંતનો ભક્ત;
ભક્તિ વિના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદનભાર;
જેમ અહિ મણિદ્યુતિ મેળવે આહાર. તેમ તે ઉદર ભરે ધિક્કાર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૭

સ્પર્શમણિ ।। પુર વિશે, રચ્યુ ચિંતામણિમય ધામ;
કલ્પવૃક્ષની વાડ ગાય ઘેર, કામદુર્ગા જેનું નામ;

(૮૬) નિગમ-વેદ. વિશદ-સ્વચ્છ, ચોખ્ખી.

(૮૭) રાસભ-ગધેડા. અહિ-સાપ. મણિદ્યુતિ-મણિનો પ્રકાશ, તેના વડે સર્પ પોતાનો આહાર શોધી કાઢે છે.

(૮૮) સ્પર્શ મણિ-એક જાતનો મણિ, જેને અડવાથી લોઢાનું સોનું થઇ જાય. પુર-શહેર. ચિંતામણિ-એ મણિ હાથમાં રાખીને જે વિચાર કરીએ તે મળે એવો મણિ ધામ-મકાન, ઘર. કલ્પવૃક્ષ-સ્વ-

કામદુર્ગા અક્ષયપાત્ર અતૂલ, નવનિધિ અષ્ટમ્હાસિદ્ધિઅનુકૂળ;
પણ નથી વલ્લભ શ્રી વ્રજનાથ, તો એટલું મળ્યે ઘસવા હાથ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૮

કૃષ્ણ કીર્તન નહિ કર્ણમાં, તે શ્રવણ રાફડા કહિયે;
નિરખ્યા નહિ જેણે નેત્રે હરિ, કેકી પીછ ચાંદલા તે લહિયે;
લહિયે દાદુર જીવ્હા હરિ નવ બોલે, કરપદ સેવા રહિત શબ તોલે;
વૃક્ષ જીવન શ્વાસ ધમણ સ્માન, ગ્રામશુકર સમ છે ખાનપાન.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૮૯

જગ દર્પણ જોનાર તું, સામું દીસે જેવું તુજ પાસે,
દુષ્ટને દુષ્ટ સાધુને સાધુ, ભવઆદર્શમાં ભાસે.

ર્ગનું એક ઝાડ, જેની નીચે ઉભા રહીને જે ઇચ્છીએ તે મળે. કામદુર્ગા –કામદુધા. સ્વર્ગની એક ગાય, જેની પાસે બેસીને જે ઇચ્છીએ તે મળે.

અક્ષયપાત્ર–એક વાસણ જેમાં ભરેલી વસ્તુ કાઢયા કરીએ પણ ખૂટે જ નહિ. નવનિધિ–કુબેર ભંડારીના દ્રવ્યના નવ ભંડારો. અષ્ટમ્હા-સિદ્ધિ-યોગી લોકોની આઠ મહાસિદ્ધિઓ, અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઇશિત્વ. વલ્લભ–વહાલા,

(૮૯) કેકી–મોર. દાદુર જીવ્હા–દેડકાની જીભ, દેડકાને જીભ હોતી નથી એટલે ફક્ત ડેંડેં જ બોલી શકે છે એવી પ્રાચીન માન્યતા છે.
કરપદ–હાથ પગ. ગ્રામશુકર–ગામડામાં ફરતું ભુંડ, એ વિષ્ટા ખાઇને જીવે છે.

ભાસે તે સહુ નિજમાં છે જાણો, દોષ રહિત દુનિયાં પરમાણો;
એવે વિવેકે જો રહેવાય, રાગ દ્વેષ નહિ કો થકી થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૦

જીવ સરવ હરિ અંશ છે, ત્હેના વિચિત્ર ભાતી સ્વભાવ;
સર્વથી હળિમળિ ચાલીએ, એતો છે સંજોગ નદી નાવ;
નાવ તરંગ નદી એમ જાણો, કોથી ના બગાડીશ બે દિવસનો
પ્રાહાણો;
સહુને સદા એક સ્થળ નથી રહેવું, કટુક વચન માટે કોઈને
ન કહેવું. સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૧

કાંઇ પ્રભુ પાસે ન માગીયે, માગ્યે પસ્તાવો થાય;
ઉદાસી આવે નાથને, વ્યાપાર સરીખું જણાય;
જણાય એવું માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો.
વણ માગે સહુ આપે એ સ્વામી, નથી અજાણ્યા અંતરજામી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૨

દાસી સુતના સહુ પિતા, રાણી સુતનો તો એક જ રાય;
ભક્તિ અંશ શ્રીકૃષ્ણ જ સેવે, ને માયિક સરવને ધાય;
ધાયે તોયે કર સાહે ન કોય, કામ પડે ત્યારે અંતે રોય;
આવાગમનમાં સદા અથડાય, કો કાળે હરિ વિના ગત્ય ન થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૩

---

(૯૦) જગદર્પણ–જગતરૂપી આરસી. ભવઆદર્શ–સંસારરૂપી આરસો. ભાસે–દેખાય.

ન્હાનો પદારથ મોટો દેખાડે, ને પાકાને દાખે કાચો;
ઉગ્ર હોય તેને અણુ બતાવે, ને જુઠો મનાવે સાચો;
સાચો ભાસે એજ માયાનું રૂપ, એણે કીધા વશ રંકને ભૂપ;
એને જીત્યાનો છે એક ઉપાય, સાચું શરણુ હ્યો શ્રીવ્રજરાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૪

માયા છે ઘંટી ખિલડો હરિ, ત્હેમાં જીવ ચરાચર અન્ન;
જે પડયું તે પીસાય છે, તું જોની પ્રગટ લોચંન;
લોચન જો એક બચે છે તેહ, ખીલ સમીપે રહે છે જેહ;
જે અણુ ત્યાંથી ખસ્યો કણ આઘો, તે તતકાળ દળાવા લાગ્યો.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૫

પરવારી સહુ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યો જંત;
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત;
અંત આવ્યો હરિ ક્યારે ગાશે, ચેત ચેત નહીં તો પસ્તાશે;
મરણ નહિ આવે કાનમાં કહીને; જશે ઓચિંતુ અંધારૂં થઇને.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૬

ઉત્તર વચન તે માનવું, પૂરવનું નહીં પ્રમાણ;
છેલ્લુ રચ્યું શ્રી ભાગવત, સહુ પહેલા અન્ય પુરાણ;
પુરાણ પ્રથક પ્રથક કર્યા વ્યાસે, તોયે રહેતું ઉર ભરિયું ઉદાસે;
મર્મ બતાવ્યો નારદ મિત્ર, સુખ થાશે રચો ભકિત ચરિત્ર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૭

પુષ્ટિ પથ પ્રભુ શ્રીવલ્લભકુળ, જઇયે ત્હેને શરણ;
નામ નિવેદન મર્યાદા ધરો, સેવીયે શ્રીગિરિધરણ;
શ્રીગિરિધર ગુરૂ વૈષ્ણવ પ્યાર-ધરી ગતિ કરે માર્ગ અનુસ ર:
મનુષ્ય જન્મનો એ છે સાર, જે માને તે પામે પાર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૮

મહા મંદમતિ જીવ કળીના, સર્વ શાસ્ત્ર કર્યાં ખોળે !
માટે સકળ સિદ્ધાંત સાર, તે શોધી કીધો છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભુ મંત દીધી, નિજ જન જાણીને કરૂણા કીધી;
ભકિતપોષણ ધર્યું ગ્રંથનું નામ, કથે સુણે સરે સર્વનું કામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૯

એકસોને એક ચંદ્રવળા, એ ગ્રંથ તણા છે સાર;
પ્રતિપદ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર;
વિચારતાં વલ્લભ હરિ થાશે, સર્વે કલેશ સમૂળા જાશે;
આચરણ કરતાં આનંદની હેલી ભકિત શ્રીકૃષ્ણની કરજો વ્હેલી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૦૦

મહા નદી શ્રીનર્મદા ત્રઠે, ચંડીપુર મહા ધામ;
જ્ઞાતિ નાગર સાઠોદરો, દ્વિજ ભટ દયાશંકર નામ;
નામ વલ્લભી વૈષ્ણવદાસ, ગુરૂ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ;
શિખે સાંભળે જે જન ગાય, તેને મનવાંછિત ફળ થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૦૧

---

# પ્રબોધ બાવની.



## કુંડળિયા

" શ્રી ગુરૂ ગોવિંદ સમરતા, સકળ મનોરથ સિદ્ધ "
સકળ મનોરથ સિદ્ધ, થાય શુભ બુદ્ધિ પ્રકાશે;
મહામંગળ આનંદ, હોય દુ:ખ દુષ્કૃત નાસે
જગત ઉખાણે જટિત, રચિત આ મનપ્રબોધિની;
રાધાવર રતિ કરણી, નીત પરપંચ નિરોધિની,
નિરોધ કરવા ચિત્તને, દયે કથન આ કીધ;
શ્રીગુરૂ ગોવિંદ સમરતા, સકળ મનોરથ સિદ્ધ ૧

---

( ૧ ) જગત ઉખાણે જટિત–જગતના ઉખાણા જેમાં જડેલા છે એવી. જેની દરેક કડીમાં એક એક કહેવત મૂકેલી છે અને સાથે મનને બોધ આપેલો છે એવી આ કાવ્ય રચના દલપતરામભાઈએ કરેલી છે. એમાં શ્રીકૃષ્ણ ભગવાન ઉપર પ્રેમ, સંસાર ઉપર અભાવ અને ચિત્તનો સંયમ થાય એ ઉદ્દેશ રાખેલો છે. રતિ–પ્રેમ

પરપંચ–પ્રપંચ, સંસાર. નિરોધિની—અટકાવનારી

" તરસ્યો ખોદે કૂપ જળ, પ્રકટ પીએ નહીં ગંગ '
પ્રકટ પીએ નહીં ગંગ, વંશ શ્રી વલ્લભ કેરો;
પ્રકટ રૂપ પરબ્રહ્મ, નિરખતાં લાભ ઘણેરો;
વણ સાધન એક શરણ, જતામાં અભય જ આપે
જો સેવે શ્રીકૃષ્ણ, અચળ વ્રજમંડળ થાપે;
થાપે મન કુપ થમાં, દયો કહે દુઃસંગ:
તરસ્યો ખોદે કૂપજળ, પ્રકટ પીએ નહીં ગંગ.

" જતું ન જાણ્યું નાગરી, મૂશળ પુંજા માંય. "
મૂશળ પુંજા માંય, અનુગ્રહ અતિશે કીધો;
ભજન માટ ભગવંત, દયા મનુષ્યા દેહ દીધો;
તે તેં ખોયો વ્યર્થ, અર્થ સાચો ના સાધ્યો;
ઇંદ્રિય પોષણ કર્યું, ન ઈશ્વર ક્ષણું આરાધ્યો;
આરાધ્યો ઈશ્વર નહીં, જનમારામાં કયાંય,
જતુ ન જાણ્યું નાગરી, મૂશળ પુંજા માંય. ૩

---

( ૨ ) પ્રભુ પ્રાપ્તિને માટે શ્રી વલ્લભકુળને શરણ જવાનો કવિ આમાં ઉપદેશ આપે છે. શ્રી વલ્લભનો વંશ પ્રગટ ગંગા સમાન છે તે છોડી કુવા જેવા બીજા ગુરૂ શા માટે શોધવા ?

( ૩ ) નાગરી—નાગરણ, ચતુર સ્ત્રી. સ્ત્રી ચતુર હોય છતાં જેમ સાંબેલુંજ પૂંજામાં જવા દે, તેમ ડાહ્યા પુરૂષ થઇને આખો મનુષ્ય દેહ એળે જવા દીધો; અર્થાત્ ભક્તિ ન કરી.

" પારસમણિને વાઢકે, ભટજી માગે ભીખ. "
ભટજી માગે ભીખ, નામ ચિંતામણિ હરિનું;
સકળ મનોરથ સે'જ, સિદ્ધ ઔષધ નથી કરીનું;
તે તજી કૂટે કઠિણ, યોગ, તપ, વ્રત, મખ, દીક્ષા;
ત્યાગી નવનીત તક્ર શુકલ લે, ઊંધી પરીક્ષા;
પરીક્ષા ન પોતા કને, શ્રુતિ ન પામ્યો શીખ.
પારસમણિને વાડકે, ભટજી માગે ભીખ. ૪

" ગાંગડતું જ પલાણીએ, ઉંટ તણી એ રીત. "
ઉંટ તણી એ રીત, જીવ જડ સમો ન જાણે;
પિયૂષ આવિયું પાણ, પાનમાં આળસ આણે;

---

( ૪ ) પારસમણિ– જેનો સ્પર્શ થવાથી લોઢાનું સોનું થઇ જાય એવો મણિ. સ્પર્શમણિ. અહીં પ્રભુના નામ રૂપી પારસમણિ. પ્રભુના નામનો ઉચ્ચાર કરીને ભીખારી ભીખ માગે છે, પણ તે મોક્ષનું સાધન કરી લેતો નથી. માટે તેના જેવો મૂર્ખ કોણ ? કરીનું–કરી એટલે પરહેજ પાળવી ન પડે એવું ઓસડ તે પ્રભુનું નામ. મખ—યજ્ઞ. તક્ર-છાશ. શુકલ–ધોળી. નવનીત–માખણ. માખણ છોડી દઇને ધોળી છાશ લઇ લે એ માણસની ઉંધી પરીક્ષા છે એમ સમજવું. શ્રુતિ ન પામ્યો શીખ–વેદનો આશય શું છે તે ન સમજ્યો; ભક્તિમાર્ગ ન સમજ્યો.

( ૫ ) જેમ ઉંટ બરાડતું રહે તો પણ જબર જસ્તી તેના ઉપર સ્વારી કરીએ તેમ શરીર આળસ કરે તોપણ જબરીથી તેની પાસે

માટે કશી કલેવર, ભય ધર્ય આળસ ખોઈ;
દયા ભજાવો ( શ્રી ) કૃષ્ણ, પ્રેમીતો વિરલા કોઈ;
કોઈ સમય મનથી ન રટયા, રસના હરિ ધરી પ્રીત;
ગાંગડતુંજ પલાણીએ, ઉંટ તણી એ રીત. ૫

" મશાણ મોદકમાં કયહાં, ઈલાયચીનો સ્વાદ. "
ઇલાયચીનો સ્વાદ, કુટુંબ વ્હોર્યું દુઃખ દરચો;
ચટલ્યો ભૂખ્યો રહ્યો, અર્થ એકુ નવ સરિગો;
કલેશકૂટ દિન જાય, પલક પરવાર ન ત્યાંથી;
પેટ પાપથી ભરે, ભજન સુખ તેને કયાંથી;
કયાંથી સુખ સંસારમાં, સત્ય વચન સુખ વાદ;
( દયા ) મશાણ મોદકમાં કયહાં, ઇલાયચીનો સ્વાદ, ૬

" લકકડ લાડુ ખાય, ના ખાય બેહુ પસ્તાય, "
ખાય બેહુ પસ્તાય, રહે ગૃહસ્થી પસ્તાતો;
અરે ! હાય ! શીદ પરણ્યો નહીં તો ગોવિંદ ગાતો;
પેરે કુંવારો બળે, કયમે હું પત્ની પામુ;

---

પ્રભુ સેવા કરાવીએ. જીવ જડ જેવો છે તેથી હાથમાં અમૃત આવ્યું છતાં તે પીવામાં આળશ કરે છે. કલેવર–શરીર. રસના–જીભ.
( ૬ ) મોદક–લાડુ. વ્હોર્યું–મેળવ્યું. જેમ મસાણના લાડુમાં ઇલાયચીનો સ્વાદ ન હોય તેમ કુટુંબમાં રચ્યો પચ્યો રહે તેને ભજન સુખ ક્યાંથી મળે ?

નથી કોઈનો વાંક, કૃષ્ણ માયા શીરનાગુ;
નાગુ શીશ દયા નિધે, ભક્તિ ઘો સુખ થાય,
લકકડ લાડુ ખાય, ના ખાય બેહુ પસ્તાય. ૭
" વિવેકથી બન્યો રહે, દોણીને વળી દુધ. "
દોણીને વળી દુધ, ઘરધણી ગોવિંદ જાણો;
સેવો સર્વ સમરપી, જન થઈ સહુ સુખમાણો;
સહજ લાભ સંતોષ, દયા સઘળે નાગરતા.
ગુરૂ સંત હરિતુલ્ય, ભજન દ્રઢ આપ અકરતા;
કરતા હરિ સાખી થઈ, રહો ગૃહસ્થ વિબુધ,
વિવેકથી બન્યો રહે, દોણીને વળી દુધ. ૮
"કહ્વા બાપના બાપને, રડતા ના'વે પાર "
રડતા ના'વે પાર, કૂટ્ય સહુ અળગી કેતી,

( ૭ ) પરણવું તે લક્કડસાઇ લાડુ ખાવા બરાબર છે. લક્કડસાઇ લાડુ ખાય તેઓ પસ્તાય ને ન ખાય તેઓ પસ્તાય, તેમ પરણેલો એ પસ્તાય છે ને કુંવારો પસ્તાય છે

( ૮ ) જો માણસ વિવેકથી વર્તે તો દોણી ને દૂધ બંને રહે, તેમ સંસારમાં એ રહેવાય ને પ્રભુ ભજન પણ થાય તેમ કરવાને માટે કવિ આમા ઉપાય બતાવે છે. ઘર ધણી-ઘરનો ધણી, ખરેખરો માલીક. જન-સેવક નાગરતા-ચાતુર્ય, સ્વચ્છતા સાખી થઇ-પોતે સાક્ષીરૂપે રહીને અને પ્રભુને કર્તા માનીને વિબુધ-ડાહ્યા.

( ૯ ) કૂટય-માયા કૂટ, ખોટી મહેનત. સુલભ-સુલભ, સહેલું.

યા સમર શ્રીકૃષ્ણ, સદા જે સાચો બેલી,
જેથી સહુ દુઃખ જાય, સકળ સુખ જેથી સુલભ;
બગડયું સુધરી જાય, કામના કશી ન દુર્લભ;
દુર્લભ મનુષ્યાદેહ છે, રટ નટવર નિરધાર;
કદા બાપના બાપને રડતાં ના'વે પર. ૯
" ડાટા મારે ખાળમાં, રહે ઉઘાડાં દ્વાર. "
રહે ઉઘાડાં દ્વાર, ખરચ કોડી પણ નેખે;
આવરદા વહી જાય, અમૂલ્યક તે નવદેખે;
ટળે મળે બહુવાર, દામ મનશું લલચાવે;
શ્યામ શ્વેત બે ચોર, ચોરશે તે નહીં આવે;
આવે નહીં સંભાળ્ય તે, રે જડ ! હૃદય ગમાર
ડાટા મારે ખાળમાં, રહે ઉઘાડાં દ્વાર ૧૦
" લંકા પામ્યો લૂંટવા, મૂશળ આવ્યું હાથ. "
મૂશળ આવ્યું હાથ, જન્મ જન હરિપદ લહિયે;
સહજ નામ શ્રીકૃષ્ણ, સમરતાં નિર્ભે થઈયે,

---

(૧૦) શ્યામ શ્વેત બે ચોર-દિવસ ને રાત્રી રૂપી ધોળા ને કાળા બે ચોર આવરદા લૂટી જાય છે.

(૧૧) મૂશળ—સાંબેલુ. ચામ દામે-સ્ત્રી અને ધનમાં. લંકા લૂંટવા પી મળી છતાં સાંબેલુંજ હાથમાં આવ્યું; તેમ મનુષ્ય દેહ મળ્યો છતાં હરિ સ્મરણ કરવાને બદલે સ્ત્રી અને ધનમાંજ મન લગાડયું

એ અવસરમાં દયા, આમ દામે ચિત્ત જોડયું;
સત સંગત ભગવંત, ભજન દુર્લભ સુખ છોડયું;
છોડયું હેત ન કુટુંબથી, જન્મ જન્મ જે સાથ;
લંકા પામ્યો લૂંટવા, મૂશળ આવ્યું હાથ. ૧૧
" કૂપે પડે મશાલચી, સહુનું ટાળે તમ "
સહુનું ટાળે તમ, ગુરૂ થઈ જ્ઞાન બતાવે;
મુકિત અર્થ ઇતિહાસ, આપ મન એક ન લાવે:
ક્ષણભંગુર તન જાગો, કહે ન તું ખળ ત્તગે;
દયા શું અમર થયો, ભર્યું રાખે મન ઠાગે;
ઠગે ભકત થઈ ભવ સકળ, તુને ન તા ગમ:
કૂપે પડે મશાલચી, સહુનું ટાળે તમ. ૧૨
" સોમણુ તેલથી શું સર્યું, રહ્યુ અંધારૂં ઘોર. "
રહ્યુ અંધારૂ ઘોર, ચતુરદશ વિદ્યા ભણિયો;
ગાનકળા, રતિકળા, શૂર પણ તું અગ્રણિયો;

---

(૧૨) તમ-અંધારૂં. ઠાગે-કપટમાં. બીજાને ઉપદેશ આપે પણ પોતે ભવસાગર તરવાનો ઉપાય ન કરે એવા ગુરૂને આ ઉપદેશ છે.

(૧૩) રતિકળા--સ્ત્રી સાથે પ્રેમ કરવાની કળા. અગ્રણીયો-આગેવાન કરણુ-કરનાર. સહુજોવા આતુર-તને જોવાને સહુ કોઇ ટાંપી રહે એવો તું. આતુર થઇ...૪૦-એ સર્વનુ ફળ હરિ ભજવા તે. તે ન થયુ તો સો મણ તેલે અંધારૂં સમજવું.

કરણ પ્રબોધ પ્રવીણ, સકળ ગુણસાગર આતુર;
રૂપવંત, કવિ, અમર, દયા સહુ જોવા આતુર;
આતુર થઈ ફળ સર્વનું, ભજ્યો ન નંદ કિશોર;
સોમણ તલઘી શું સર્યું, રહ્યું અંધારૂં ઘોર. ૧૩

"રંડાપણ તો રોકડું, એ'વાતન ઉધાર."
એ'વાતન ઉધાર, તુને કહી એ ચિત ચિંતા;
ક્યાં ફરી સુખ આ વિષય, ભક્ત થઈ શ્રી ભગવંતા;
તે સંધે' માં રાખ્ય, શિરોમણિ સહુ ગુણ દરિયદ;
તે ક્યાં આતો વિદ્યમાન, સઘળે સહજે સુધ;
સઘ મળે સઘળે દયા, તેથી હિત ધિક્કાર;
રંડાપણ તો રોકડું, એ'વાતન ઉધાર; ૧૪

"હળનારીના દીકરા, ગુલાબરાયજી નામ."
ગુલાબરાયજી નામ, ભજન લવલેશ ન કરવું;
માતુભાવ હરિભક્ત, સંનાતક તેહ ધરવું;

અતિ ઠાલો અહંકાર, વિનાગુણ મનથી મોટા;
ભક્તવેશ પાખંડ, દયા સાચા કે' ખોટા,
ખોટા નિજ સમજો નહી, હરિ જશ ઉદ્યમ ઠામ,
દળનારીના દીકરા, ગુલાબરાયજી નામ. ૧૫

" ઘણા ઘરાંનો પ્રાણુલો, ભૂખ્યો રહે નિદાન. "
ભૂખ્યો રહે નિદાન, એક આશરો નહિ જેને,
ભજે દેવ દશ વિશ, અમારો કો કહે તેને;
દયા ન આવે હેત, કોઇને તેને જોઈ;
ઓળંભો આસંગો, તેનો સહે ન કોઈ;
કોઈ એકપણ નિશ્ચે ભલો, ભૂર કાંહા ભગવાન,
ઘણાં ઘરાનો પ્રાણુલો, ભૂખ્યો રહે નિદાન. ૧૬

" શ્વાન પુચ્છ ગ્રહી કોઇપણ, પડિયું સાગર પાર ? "
પડિયું સાગર પાર, દેવ કોયક બળ હીણા;
બહુ પ્રયત્ન ફળ તુચ્છ, કો રાચે રતિ ઝીણા;

---

( ૫ ) માનુભાવ—મહાનુભાવ, મોટા પુરૂષ દળનારીના દીકરા હોય ને નામ ગુલાબ રાયજી, અર્થાત્ જાત થોડી ને આડંબર વધારે, તેમ ભક્તનો વેષ હોય ને ભક્તના ગુણ ન હોય.

( ૧૬ ) પ્રાણુલો-પરોણો. આમાં અનન્યાશ્રયનો ઉપદેશ છે. ઘણા દેવની ભક્તિ કરે તેમાં મોક્ષ કોણ આપે ?

ઓળંભા-ઠપકો. આસંગો હેત; હક્ક. ભૂર-વધારે. પરમેશ્વર કમ. વધારે, ઘણા છે.

સેવ દેવ દેવેશ દયા, ટાળે ભવ રુજને;
શું કરશે સુર ન્યાલ, ભીખારી હરિના તુજને;
તુજને જો અકકલ નથી, પૂછ ભલા કો ચાર;
શ્વાનપુચ્છ ગ્રહી કોઇપણ, પહિચું સાગર પાર ? ૧૭
" તે રચનાથી રાચીએ, જે રચના ચિત્તચોર; "
જે રચના ચિત્તચોર, કરે ઘે'લા ગુણ સાગર·
દયા વિચારો હૃદે, હશે કેવા હરિ નાગર;
સર્વ તજીને પ્રીત, કરો તે સાથે સાચી;
જે ચા'શો તે થશે, વાત કંઇ નહીં રે' કાચી;
રાચો વસ્ત કશી જ્યહાં, સહુ જુગતીનું જોર·
તે રચનાથી રાચીએ, જે રચના ચિત્તચોર. ૧૮
" ગુલે અધવચ ગુમના, નહીં હિંદુ નહીં તર્ક. "
નહીં હિંદુ નહીં તર્ક, નહીં એકોમાં પૂરો;

( ૧૭ ) ભવરુજ—સંસાર રૂપી રોગ કૂતરાનું પૂછડુ પકડીને જેમ સમુદ્ર તરી જવાય નહિ, તેમ કોઇ તુચ્છ દેવનો આશ્રય કરવાથી સંસાર સાગર તરાય નહિ. દેવદેવેશ-દેવોના પણ દેવ એવા શ્રીકૃષ્ણ ભગવાન. ભીખારી હરિના—બીજા દેવ માત્ર શ્રીહરિના ભીખારીજ છે, કેમકે તે તેમની યાચના કરવા આવે છે. પૂછ ભલા કો ચાર-તારામાં અકકલ ન હોય તો કોઇ ચાર ડાહ્યા માણસોને પૂછી જો.

( ૧૮ ) રચના—સૃષ્ટિની રચના. ચિત્તચોર-મનને મોહ પમાડે એવી. નાગર—ચતુર.

રામ ભજે રહેમાન, સાકર સોમલ ચૂરો;
જગત ના ગાંઠે ભકત, પડે નહીં સુખ એકોનું;
શ્રોટ દયા ફજેત, બને કયમ તુલસી સોનું;
સોને રોકયું મુકિતપદ, તુલસી રોકયું નર્ક;
ઝુલે અધવચ મુમના, નહીં હિંદુ નાહીં તર્ક. ૧૯

" ઇંદ્રવાયણું ઉપર ભલ, ભીતર લાળા હોય
ભીતર લાળા હોય, દૂર દુનિયાં સુખ સારૂં;
પૂછી જોજે પડયાં, જો ન તું માને મારૂં;
શોભિતો સંસાર, જાણીએ મહાદુખ એને;
અંતર એવી આગ, હોય કહેવાય ન કે'ને;
કે'ને કે' લાજી મરે, દયા હ્રદેમાં હોય;
ઇંદ્રવાયણું ઉપર ભલ, ભીતર લાળા હોય. ૨૦

" ઘોડે બેશી ગાહડી, માથે મૂકે મૂઢ. "
માથે મૂકે મૂઢ, શેઠ સમ રથ શીર શ્રીજી;

---

(૧૯) મુમના—અર્ધો હિંદુનો ને અર્ધો મુસલમાનનો ધર્મ માનનારી એક જાત. સાકર સોમલ ચૂરો–સાકર અને સોમલનો ભેગો ભૂકો કરીએ એવો એ ધર્મ

તુલસી સોનુ–તુનસી અને સોનાને બને નહિ, અર્થાત્ સાધુ અને ગૃહસ્થનો મેળ ખાય નહિ.

(૨૦) લાળા–અંગારા, કોલસા. સંસાર ઇંદ્રવાયણાંના ફળ જેવો છે; તે ઉપરથી રૂડુ સારો લાગે છે, પણ અંદર તો લાળ જ ભરેલા છે.

શકટ શ્વાનની પેર, રહો શિદ ચિંતા ભીજી;
તુજ કીધું શું થયું, વ્યર્થ કૂટે અજ્ઞાની;
કરતા હરતા કૃષ્ણ, દુઃખ મિથ્યા લે માની,
માની ફરે દયા મૃષા, ગતિ સમજે નહિ ગૂઢ;
ઘોડે બેસી ગાઠડી, માથે મૂકે મૂઢ. ૨૧
" તાર અચાનક તૂટશે, જંત્ર તણો તું જાણ. "
જંત્ર તણો તું જાણ, અચાનક થાશે જાવું;
સદા સર્વદા સાવધ રે' ન પડે પસ્તાવુ;
રૂક્મિણીરમણ હૃદેમા રાખી, મુખનામ ન મેલો;
કામ અવર બેગાર, અવશ્યક આવ્યું ઠેલો;
ઠેલ દયા માથે પડશું, હરિવણ હિત કયહું ના'ણ;
તાર અચાનક તૂટશે, જંત્ર તણો તું જાણ. ૨૨
" રંગનાં ચટકાં હોય છે, કુંઠાં કયહું ન હોય. "
કુંડાં કયહું ન હોય, સમજ આણો મનમાંથી;

(૨૧) માથા ઉપર શ્રીજીના જેવા સમર્થ સ્વામી કર્તા હર્તા છે, છતાં કર્તાપણાનું પોતે અભિમાન રાખે છે; એ ઘોડાને ભાર ન લાગે એમ જાણી ઘોડા ઉપર બેઠેલો માણસ માથા ઉપર ગાંસડી મૂકે તેના જેવો મૂર્ખ છે. શકટ શ્વાનની પેર–ગાડા નીચે કુતરૂ ચાલે તો જાણે કે હુંજ ગાડુ ખેચું છુ તેની પેઠે.

(૨૨) જેમ સીતારનો તાર અચાનક તુટી જશે તેમ આવરદા

કાલ હતું કયાં આજ, આજ તે કાલે કયાંથી;
સહજ મળ્યું સંતોષ–આણી અવિનાશી ભજિયે;
ક્ષણભંગુર તન દયા, મોહ માયા દુઃખ તજિયે;
તજિયે અર્ભક ટેવને, અંતિમાં સુખ નહીં હોય;
રંગનાં ચટકાં હોય છે, કુંડાં કયહું ન હોય. ૨૩
" નહીં ત્રણમાં નહીં તેરમાં, નહીં છપ્પનને મેળ. "
નહીં છપ્પનને મેળ, હવો તું વૃદ્ધ નકામો;
મેળે મોટો થઇ, પડે શીદ સહુના સામો;
હાંકે શ્વાન સમાન, કહે કયાં મોત અભુજને;
તદપિ નહીં વૈરાગ્ય, હરિથી હેત ન તુજને;
તુજને દયા ન તે ગણે, તારે ભાવે ભેળ;
નહીં ત્રણમાં નહીં તેરમાં, નહીં છપ્પનને મેળ. ૨૪
" અજગર ભાસે અળશિયું, મરઘું ભાસે મોર. "
મરઘું ભાસે મોર, જોર હરે માયા કેરૂં;
સૌ જાણે વિષ વિષય, દેહ ક્ષણભંગુર કેરૂં;

---

પૂરો થયો કે ઓચિંતો કાળ આવશે. રૂકિમણીરમણ–શ્રી કૃષ્ણ. નાણ–નચાણ.

(૨૩) રંગનાં જેમ ચટકાં હોય છે તેમ જે કંઇ સહજ સુખ આવી મળે તેનાથી સંતોષજ માની લેવો. અર્ભક–બાળક

(૨૪) ઘડપણ આવ્યું એટલે કોઇ કશામાં ગણે નહીં છતાં મોટો થઇને શા માટે ફરે છે ને પ્રભુને ભજતો નથી ?

કૃષ્ણ કર્યું સહુ થાય, અહંમમ મિથ્યા જાણે;
હરિ ભજને ભવતણું, કથે આચરણે ના'ણે;
નાણે આચરણે દયા, દામોદર અંકોર:
અજગર ભાસે અળશિયું, મરઘું ભાસે મોર. ૨૫
" હરિ રજને પરવત કરે, પરવતને રજ તોલ. "
પરવતને રજ તોલ, થવાનું હોય (તે) મટાડે;
ના થાવાનું કરે, ઉદકથી અગ્નિ કહાડે;
કરે ચા'ય તેવું અસંભવ, અતર્ક ને અકથ;
શરણાગતનું ઉલટ–સુલટ કરવાને સમરથ;
સમરથ સહુ વાતે દયા, (તે) ઈશ્વર છે, શ્રુતિબોલ;
હરિ રજને પરવતકરે, પરવતને રજતોલ. ૨૬
" વાહ્યાં તે વહેવાં ખરાં, શોચે કે સંતોષ. "
શોચેકે સંતોષ, કર્યું ભોગવવું સાચું;
પુણ્યપાપફળ સુખ દુઃખ, થાય ન કોથી કાચું;

---

(૨૫) પ્રભુની માયા એવી છે કે અજગર અળસીયું લાગે અને મરઘું તે મોર જણાય; અર્થાત્ વસ્તુઓ જુદા જુદા સ્વરૂપેજ માલમ પડે. આચરણે–આચરણમાં નાણે—ન આણે. દામોદર અંકોર–શ્રી હરિના નામને અંકુર પણ આચરણમાં લાવતો નથી. અર્થાત્ સહેજ પણ ભજન કરતો નથી.

(૨૬) ઉદક–પાણી. શ્રુતિબોધ–વેદ વચન. વેદમાં એવું કહ્યું છે ઇશ્વર સર્વ વાતે સમર્થ છે.

હરિચા'ય તો શૂળી કંટક, સમૂળ મટાડે;
પણ તે ત્યારે, દયા કૃષ્ણથી ચિત્ત ન કા'ડે;
કાં'ડે ચિત્ત સઘળું ખરૂં, સુકૃત કરો કે દોષ;
વાઢયાં તે વેહેવાં ખરાં, શોચે કે સંતોષ. ૨૭
" હરિ સર્વ સારૂં કરે, મરમ ન જાણે જીવ,. "
મરમ ન જાણે જીવ, માટ ગુણ માને અવગુણ;
ગ્રહેવાદે નહીં વ્યાળ, બાળને તુર્ત રોય પણ;
કંઠ ગાંઠ થઇ કઠણ, માત સુતની ભંગાવે;
પણ ત્યમ અરિ નથી અંબ, સમજ વણ સુત દુઃખ લાવે;
લાવે દુઃખ ત્યમ તું દયા, શ્રીજી ધારે શિવ;
હરિ સર્વ સારૂં કરે, મરમ ન જાણે જીવ. ૨૮
" વેચી ઉંઘ ઉજાગરો, મેળે લે શીદ મૂઢ. "
મેળે લે શીદ મૂઢ, ચિત્ત પરપત્ની પ્રોતાં;
ઢાંકયું ધીકણ થશે, પાર નહીં આવે રોતાં;
દશન શાલ ત્યમ જીભ, જીવ તેને નહીં ત્યાગે;

---

(૨૭) શોચે કે સંતોષ–દિલગીર થાય કે સંતોષ રાખે.

(૨૮) વ્યાળ–સાપ. સાપ પકડવાને બાળ રડે પણ તેને મા પકડવા દે નહિ, તેમ ગળામાં કઠણ ગાંઠ થઇ હોય તો તે ચોળાવે, તે ઉપરથી કાંઇ માતા દુશ્મન થતી નથી. તેમ પ્રભુ સંકટ આપે તોપણ તે ભકતના હિતને માટેજ હોય છે. અરિ.—દુશ્મન. અંબ–માતા. શિવ—ભલું, કલ્યાણ.

વિના કામનું બરકવું, તે ઘોબો આવે ઘેર. ૩૧

" નદી નાવ સંજોગ છે, કોનું છે નહીં કોય. "
કોનું છે નહીં કોય, કોઈ કો' કયાંથી આવ્યું;
ત્યમ આવ્યું ત્યમ જશે, કર્મ સંજોગ મળાવ્યું;
સહુથી હળી મળી રે'વું, વેર વા'લ નવ કરવું;
જન્મ મરણ જંજાળ, વધે તે માટે ડરવું;
ડરવું દયા પ્રપંચથી, પ્રભુ પ્રીતે સુખ હોય;
નદી નાવ સંજોગ છે, કોનું છે નહીં કોય. ૩૨

" હરખી અજ લીલું ચરે, કસાઇ બાંધ્યો બાર. "
કસાઇ બાંધ્યો બાર, વિષય સુખ ત્યમ તું જાણે;
ગોળપાપડી ગરદનની, એ તું નવ જાણે;
ચેત્ય દયા હરિ સમર્થ, ચાવશે કાળ પલકમાં;

---

( ૩૧ ) બરકવું-બુમ પાડીને બોલાવવું. ઘોબો—મૂર્ખ. માણસ કમાવા ગયો હોય ને તેને કામ વગર બોલાવે તો મૂર્ખ હોય તે ઘેર પાછો આવે; તેમ મુર્ખ હોય તે પાછો માયામાં પડે. મનુષ્ય દેહે છુટી મળી છે તો કૃષ્ણ નામ લૂંટાય તેટલું લૂંટી લેવું.
ઘરમારે—નકામો બગાડ કરે.

( ૩૩ ) કસાઇને ઘેર બાંધેલો બકરો હરખથી જેમ લીલું ઘાસ ખાય છે તેમ જીવ વિષય સુખ ભોગવે છે. અજ—બકરો. ગોળપાપડી ગરદનના-ગરદન કાપી નાખશે તે. ગુણ-દોરી. વિદ્યુત—વિજળી. વિજળીનો ઝબકારો થાય એટલા વખતમાં મન રૂપી મોતી ગોપાળ

મનમણિ ગુણ ગોપાળ, પ્રોઇલે વિદ્યુત ઝળકમાં;
ઝળકારામાં ઝપટ ભજ, જીવ વટલતો વાર્ય;
હરખી અજ લીલું ચરે, કસાઇ બાંધ્યો બાર. 33
" ખોદે ખાડો તે પડે, સત્ય અનાદિ વાત."
સત્ય અનાદિ વાત, ઘાત નવ કોને કરિયે;
દગો કોઈનો સગો ન, પર પો'લા નિજ મરિયે;
ભલું કરે ભલું થાય, દયા ત્યમ તે પણ જાણો;
અંધે વાત બતાવી, ( હવાં ) મન ભાવે તે માણો,
માણો સુખ સતસંગ હરિ, છાંડો કર્મ કુજાત;
ખોદે ખાડો તે પડે, સત્ય અનાદિ વાત. ૩૪
" ગણીએ નહીં જો હુઝણી, પાટું મારે ગાય."
પાટું મારે ગાય, દુઃખે પણ સતસંગ કરિયે;
પોષણ એ કલ્યાણ, કલ્પતરૂ દઢ ચિત્ત ધરિયે;
એથી અધિકું કોઇ નથી, સાધન હરિ મળવા;
દયા ન અવર ઉપાય, ચિત્ત ચંચળતા ટળવા;
ટળવા આવાગમનરૂજ, એ ઔષધ સુખદાય;
ગણીએ નહીં જો હુઝણી, પાટું મારે ગાય. ૩૫

---

નામ રૂપી દોરામાં પરોવી લેવુ. આવરદા વિજળીના ઝબકારા જેવોજ છે.

( ૩૫ ) આવાગમનરૂજ—જન્મમરણના ફેરા ફરવા રૂપી રોગ. એ—સતસંગ. ગાય, કલ્પતરૂની પેઠે પોષણ અને કલ્યાણ આપનાર છે.

" ચંચુ દીધી જે ધણી, તેજ આપશે ચેણુ. "
તેજ આપશે ચેણુ, અવર જે ઇચ્છા તે પણ;
દયા સેવ શ્રીકૃષ્ણ, થઈ નિશ્ચિંત ગાની ગુણ;
વિશ્વંભર વ્રજપાળ, કયમ તે દાસ દુઃખવશે;
જેને નહીં વિશ્વાસ; ત્રાસ દુઃખ તે અનુભવશે,
અનુભવશે સુખ સહુ વિધે, જેને દૃઢ સમજેણુ;
ચંચુ દીધી જે ધણી, તેજ આપશે ચેણુ. ૩૬
" જે પુલ્યું તે હુલશે, સત્ય ઉખાણો એહ. "
સત્ય ઉખાણો એહ, ગર્વ કો વાત ન કરિયે;
રૂપ, દ્રવ્ય, ગુણ, મતિ, વિદ્યા કુળમદ પરહરિયે;
દીનબંધુ મધુસુદન, બર્દ બે વેદ વખાણે;
જ્યાં લગી આણું અહંકાર, દયા હરિ દયા ન આણે;
આણે કરૂણા તે સમે, નિરબળ નિઃસંદેહ;
જે પુલ્યું તે હુલશે, સત્ય ઉખાણો એહ. ૩૭
" દરમાં પેસે પાધરો, વાંકો સઘળે વ્યાળ. "
વાંકો સઘળે વ્યાળ, હરિ શું સૂધા રહિયે;
મનથી સાંચો મનસુખો ન રહે ત્યમ લહિયે;

---

( ૩૬ ) ચચું-ચાંચ. ચેણુ-ખાવાનું.

( ૩૭ ) દીનબંધુ અને મધુસદન એવાં પ્રભુનાં નામ છે. દીનબંધુ એટલે ગરીબનો બેલી અને મધુસુદન એટલે મધુ નામના રાક્ષસને મારનાર, અથવા તેનો નાશ કરનાર.

ટેકી ટેડાં વચન કહે, પણ રંક કલંકા;
દયા ત્રિભંગીલાલ, હૃદે વંકાથી વંકા;
વંકપણું તન તો નભે, મન સૂધું ગોપાળ;
દરમાં પેસે પાધરો, વાંકો સઘળે વ્યાળ. ૩૮
" ભેંશ કુદારા તે નભે, દૃઢ ખીલાનું જોર."
દૃઢ ખીલાનું જોર, જોળ તેની નવ કરિયે;
હરિવલ્લભથી રીત, અરીતે સઘળે ડરિયે;
નૃસિંહ મેહતો ઢડ-સંગ બેઠા ભલી ભાતે;
ન્યાતે નિંદા કરી, ઢેઢપણું પામ્યા જાતે;
જાતે ગમ્યું કરે દયા, જો વશ નંદ કિશોર;
ભેંશ કુદારા તે નભે, દૃઢ ખીલાનું જોર. ૩૯

---

( ૩૮ ) સાપ જેમ દરમાં પેસે ત્યારે સીધો થઇ જાય છે તેમ બધે વાંકા રહીએ પણ પ્રભુ આગળ તો સીધા થઇ જઇએ. સાંતો-ઢાંકયો. મનમાં છુપાવેલો મનસુબો પણ પ્રભુ તો જાણી જાય છે. ટેડા-વાંકા. કલંકા—ટેકી માણસ વાંકાં વચન કહે તે નભે, પણ ગરીબને તો તે કલંક રૂપ.

( ૩૯ ) કુદારા-કુદકા. ભેંસ ખીલાને જોરે કૂદે, તેમ જેને પ્રભુનું જોર હોય એટલે પ્રભુ વશ હોય તે જેમ કરે તેમ નભે.

જોળ-દેટડી. હરિવલ્લભ-પ્રભુના વહાલા ભક્ત. અરીતિ-ગેર વ્યાજબી રીતે. પ્રભુના ભક્તની તો વ્યાજબી કે ગેરવ્યાજબી પણ રેકડી કરતાં ડરવું. જો નંદ કિશોર વશ હોય તો તે જે ગમે તે કરે.

" કર્યું કીજીએ રીતનું, વચન વડાનું સત્ય."
વચન વડાનું સત્ય, શ્વપચ અન્ન શંકર જમિયા;
જગન્નાથ પંડિત, યવનજા સાથે રમિયા;
પીધું સીસું શંકરે, તે કૃતિ કો' કયાં થાવી;
ના'યા પંડિત બાવન સીડી ગંગ ચઢાવી;
ચઢાવ્યે ભૃકુટી શું થયું, દયા ન સમ્રથ છત્ય;
કર્યું કીજીએ રીતનું, વચન વડાનું સત્ય. ૪૦
" જે સહજે બગડી ગયું, ભવિષ્ય હતું એમ જાણ."
ભવિષ્ય હતું એમ જાણ, શોચ કરવો નહીં તેનો;
તેની ચિંતા વ્યર્થ, ઉપાય રહ્યો નહીં જેનો;
તદપિ ફિકર ન જાય, શરણ હરિનું લે સે'લું;
જાણ અજાણે વણસ્યું, સહુ સુધરે પળ પે'લું;
પે'લું સમજીને કર્યું, દયા તદપિ દુઃખ ના'ણ;
જે સહજે બગડી ગયું, ભવિષ્ય હતું એમ જાણ. ૪૧

---

(૪૦) શ્વપચ–ચંડાળ. યવનજા–યવનની છોકરી. ભ્રુકુટી ચડાવે–ગુસ્સે થવાથી. શંકરાચાર્યે ચાંડાલનું અન્ન જમ્યા હતા અને જગનાથ પંડિતે યવની રાખી હતી, એ કરવું તો સહેલું છે; પણ શંકરાચાર્યે સીસું પીધું, અને જગન્નાથ પંડિતે બાવન સીડી ગંગા ચઢાવી એ કયાં બને એવું છે? પોતાનામાં છત ન હોય તો ભમરો ચઢાવ્યે શું થયું?

(૪૧) જો કંઇ કામ બગડી જાય તો એમ થવાનું હશે એમ જાણીને શોક ન કરવો; છતાં ફિકર ન જાય તો શ્રી હરિનું શરણ લેવું.

" માગ્યાથી મરવું ભલું, માગ્યે મોટી હાણ. "
માગ્યે મોટી હાણ, મુરાતબ માન મટાડે;
શ્રદ્ધા પ્રીતિ જાય, સરવ ગુણમાં રજ પાડે;
દયા જદપિ દારિદ્ર, તદપિ હરિ આશે રે'વું;
હરિ પ્રેરક સહુ જગ્ત, કોઈને પડે ન કે'વું;
કે'વું તદપિ ફળ નહિ, હરિ ઇચ્છા વશ જાણ;
માગ્યાથી મરવું ભલું, માગ્યે મોટી હાણ. ૪૨
" હરિ વિશ્વાસ હજુર છે, અવિશ્વાસથી દૂર. "
અવિશ્વાસથી દૂર, દયા વિશ્વાસે રહેવું;
બર્દ વાદ નહીં કદા, કૃષ્ણનું નિશ્ચે લહેવું;
વ્યર્થ પડયું બ્રહ્માસ્ત્ર, નિશાચર પ્રતીત હારી;
અનાવૃષ્ટિ પણ ચાતક, વિશ્વાસે લે વારી;
વારિ ચાતક જોઈને, શબ્ધ ભરોંસો ઉર;
હરિ વિશ્વાસ હજુર છે, અવિશ્વાસથી દૂર. ૪૩

---

( ૪૩ ) હજુર–પાસે. શ્રદ્ધા હોય તો પ્રભુ પાસેજ છે. બર્દવાદ નહિ કદા–ભગવાનનાં અધમોધ્ધારણ, દીનબંધુ, વગેરે બિરદ છે તેને માટે વાદ કરવાની જરૂર નથી; કેમકે પ્રભુ પોતાનું બરદ પાળે છે જ. બ્રહ્માસ્ત્ર–પાંડવનો વંશ નાશ કરવાને અશ્વત્થામાએ ઉત્તરાના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્ર મૂકયું હતું, પણ શ્રી કૃષ્ણે ગર્ભની રક્ષા કરી બ્રહ્માસ્ત્રને નકામું કર્યું હતુ. નિશાચર–રાક્ષસ. રાક્ષસોને પ્રભુનો વિશ્વાસ નહોતો માટે તેમનો નાશ થયો. અનાવૃષ્ટિ–વરસાદ ન વરસે તેવું વર્ષ. વરસાદ ન વરસે છતાં ચાતકને વિશ્વાસથી પાણી મળે છે.

" મંત્ર તણે વશ દેવતા, ભકિત વશ ભગવંત. "
ભકિત વશ ભગવંત, કરો સાધન કોઇ કોટિ;
હરિ નવ આવે હાથ, શકિત આસકિત મોટી;
પણ તે મળવી દુર્લભ, સુર્લભ સત સંગતથી;
સુસંગ પણ ત્યાં ફળે, દીનતા હોય મન સતથી;
સત્ય દયા શ્રીજી પ્રિયે, શ્રુતિ સ્મૃતિ કે' સત્ય;
મંત્ર તણે વશ દેવતા, ભકિત વશ ભગવંત. ૪૪
" સુખદુઃખ હરિના હાથમાં, કે'વા માત્ર પ્રયાસ. "
કે'વા માત્ર પ્રયાસ, કોણ દુઃખ મૃત્યુ માગે;
સહજ મળે ત્યમ સુખ પણ, સમજો ભટકણ ભાગે;
નિજ બચવા સુત હણવા, કૃત શ્રમ આડો આંકો;
તે હિરણ્યકશિપુ સદ્ય (જ) મુઓ, સુતવાળ ન વાંકો;
વાંકો પાયો મૂળથી, દયા ન જો હરિદાસ;
સુખદુઃખ હરિના હાથમાં, કે'વા માત્ર પ્રયાસ. ૪૫
" દળતાં દળતાં ખુકિયે, તેજ લાભ પરમાણ."

---

(૪૪) બીજાં કરોડો સાધન કરો પણ ભકિત વિના ભગવાન વશ થતા નથી. ભકિત એજ મોટી શક્તિ છે. સત્ય...ઇ૦-શ્રીજીને સત્ય પ્રિય છે એમ શ્રુતિ સ્મૃતિ સાચું કહે છે.

(૪૫) ભટકણ ભાગે-અથડાવાનું મટી જાય. નિજ બચવા ઇ૦-હિરણ્યકશિપુએ પોતાને બચવા અને પુત્ર પ્રહ્લાદને મારવા પ્રયત્ન કર્યો. ત્યારે પોતેજ મુઓ પણ પુત્રનો વાળ વાંકો ન થયો.

તેજ લાભ પરમાણુ, હાણુ છે એમ વિચારો;
દયા થશે દઢ મંને, સ્યામ સમયે નિસ્તારો;
તે દિનતો નથી થવો, વિષયમાં ચિત્ત તો જાશે;
તેવામાં હરિ સમર્ય, કામ તારૂં તો થાશે;
થાશે તૃપ્તિ જો વિકળ મન- પણ જમતાં ત્યમ જાણુ;
દળતાં દળતાં ભુકિયે, તેજ લાભ પરમાણુ. ૪૬
" જ્યહાં ગોળ ત્યા ખોળ ને, જ્યહાં ખોળ ત્યાં ગોળ. "
જ્યહાં ખોળ ત્યાં ગોળ, સમઝ ઉંધી જઠ લાવે;
કહે બ્રહ્મને જીવ, જીવને બ્રહ્મ ઠરાવે;
તેનું કયા કલ્યાણ, સદા મન ભર્યું ગુલામી;
તું તો રહે હરિદાસ, થયા શ્રીજી લે સ્વામી;
સ્વામીપદ શું જીવને, " નાતરિયામાં ધોળ, "
જ્યહા ગોળ ત્યાં ખોળને, જ્યહાં ખોળ ત્યાં ગોળ. ૪૭

---

( ૪૬ ) ભુકીએ–ખાઇએ. સંસારનાં કામ કાજ કરતાં કરતાં જે પ્રભુ નામ લઈ લઇએ એજ લાભ સમજવો, નહિ તો નુકશાનજ છે. પ્રભુની દયા થશે એટલે દઢ મન થશેજ. નિસ્તારો–અંત, છેડો. નિરાંતે હરિ સ્મરણ કરવાનો દિવસ તો આવવાનો નથી, અને વિષયમાં ચિત્ત તો જશેજ, માટે તેવામાં પણ હરિ સ્મરી લે; કેમકે વિકળ મનથી જપતા પણ તૃપ્તિ તો થાય છેજ.

( ૪૭) બ્રહ્મજ્ઞાનીના ઉપર કટાક્ષ છે. ગુલામી–સંસારની ગુલામીમા. જીવને સ્વામી પદ આપવું એટલે બ્રહ્મરૂપ કહેવું તે નાતરામાં ધોળ ગાવા બરાબર છે.

" સાગર ખારો છે સદા, અચરજ મીઠી લે'ર. "
અચરજ મીઠી લે'ર, રાખ્ય સમજણ એજ વિધિ;
સ્વાભાવિક સર્વદા, જીવ સહુ દુષ્ટ દોષનિધિ;
કિંચિત્ કયાંએક સદ્ગુણ, ત્યાં હરિ હસ્ત જાણવો;
દયા દોષ સર્વત્રજ, ત્યાં શો દોષ આણવો;
આણવો ન અવગુણ કયહું, ગુણ લખી કરવી મે'ર;
સાગર ખારો છે સદા, અચરજ મીઠી લે'ર. ૪૮
" ઘણું ઘશ્યાથી નીકળે, ચંદનથી પણ આગ. "
ચંદનથી પણ આગ, સાર એ સમજી લેવો;
દુર્જન હો વા સજ્જન, કોઇનો અંત ન જોવો;
થોડામાં છે સાર, પડે ઝાઝું પસ્તાવું;
દયા ન સધરે બગડયું, ધરથી સમજી જાવું;
જાવું હાડ ન કોઇથી, હઠ સાહસથી ભાગ;
ઘણું ઘશ્યાથી નીકળે, ચંદનથી પણ આગ ૪૯
" લક્ષ વાતની વાતનો, થોડામાં કહું સાર. "
થોડામાં કહુ સાર, ધર્મમણિ પતિવ્રત જાણો;
પ્રીત પ્રતીતિ દૈન્ય, તોષ સત્યતા પ્રમાણો;
સહજે પર ઉપકાર, દયા સહુ સુકૃત સાગર;
ભકત દ્રોહ વિશ્વાસઘાત, અધમણિ લે' નાગર;
નાગર નટવર મેળવે, સત સંગત નિરધાર;

(૪૯) ધરથી-પહેલેથી.

લક્ષવાતની વાતનો, થોડામાં કહું સાર. ૫૦
"ગજ પગલામાં સર્વનાં, પગલાં જાણો ગેબ."
પગલાં જાણો ગેબ, સર્વ કારણ સર્વોત્તમ;
શ્રીમદ્ ગોપીજન વલ્લભ પુરણ પુરૂષોત્તમ;
નિરાકાર સાકાર, સકળ ઉત્પત તેમાંથી;
નિગમ ન પામ્યા પાર, ગતિ બીજાને ક્યાંથી;
ક્યાંથી ગમ્ય સમજ દયા, એવણ સહુમાં એબ;
ગજ પગલામાં સર્વનાં, પગલાં જાણો ગેબ. ૫૧
"ફરી ફરી એ કહું છુ તને, સાચો થઇ ભજ કૃષ્ણ;"
સાચો થઇ ભજ કૃષ્ણ, સુખી કર સહુ દેહ ધારી;
દયા ભલું જો ચા'ય, શીખ માની લે મારી;
આવન કુડંળિયે કરી, નિજમન શિક્ષા દીધી;
દયારામ દ્વિજકૃષ્ણ—દાસ આ રચના કીધી;
કીધી ગુરૂ કરૂણા થકી, પૂરણ થઇ મન તૃષ્ણ;
ફરી ફરી એ કહું છું તને, સાચો થઇ ભજ કૃષ્ણ. ૫૨

---

(૫૦) ધર્મમણિ–ધર્મોમાં મણિ જેનો ધર્મ તે પતિવ્રત; પ્રભુની અનન્ય ભાવે સેવા. તોષ–સંતોષ. અધમમણિ–બધાં પાપોમાં મણિરૂપ પાપ તે ભક્તદ્રોહ, વિશ્વાસઘાત. લે'–લહે, સમજે. નાગર–ચતુર માણસ.

(૫૧) ગેબ –ડુબીજવું તે. હાથીના પગલામાં બધાનાં પગલાં સમાઇ જાય, તેમ સર્વના કારણ અને સર્વોત્તમ એવા શ્રી ગોપીજન વલ્લભમાં આખું જગત્ :સમાઇ જાય છે. નિગમ–વેદ. એબ–ખોડ. પ્રભુવિનાં બીજા બધામાં કંઇ કંઇ ખોડ હોય છે.

# મનમતિ સંવાદ.

શ્રી ગુરૂ ગોપિજન વલ્લભ—પદ શીર નામું;
કૃપાદૃષ્ટિ કરી કરૂણાનિધિ, ભાળો મુજ સામું;
પ્રબોધ થવા મનને, રચ્યું મનમતિ સંવાદ;
મન ગાશે દુઃખ મનનું, મતિ શુભ મતિ ઉસ્તાદ.
સુણો પ્રશ્નોતરે. ૧

મન—મન કહે છે સુણ સુમતિ, મારે દુઃખ છે મોટું;
સમજું છું હરિભજન (જ) વડું, વિષય સુખ ખોટું;
પણ નિશ્ચલ બનતું નથી, કામ દામ મન જાય;
કંઇ જવા તદવા બને, કયમ રીજે વ્રજરાય ? મતિ !
કહે કયમ કરૂં ? ૨

મતિ—રે મના હું સમઝી, તું દુઃખીઓ માટે રોય;
પણ એનો કયાં પાર, જન્મ સહુ એમાં ખોય;
હજુ તૃષ્ણા નથી ત્રુટતી, કયારે ગોવિંદ ગાશ,
"ભાણે ભર્યે ના તોખિયો, કર ચાટયે શું ધ્રાશ."
વિચારી જો હૃદે. ૩

મન—હે મતિ.મેં ભવસુખ નથી, ભોગવ્યું સારી રીતે;
માટે ત્યાંનું ત્યાં ચિત્ત, ચોટયું રહે છે નિત્યે;

સારી પેઠે ભોગવું, તો મન પામે શાંતિ;
પછી નિશદિન હરિને ભજું, થાય વિષયવતવાન્તિ.
પછી તૃષ્ણા મરે. ૪

મતિ–રે મન તું ધારે છે ત્યંમ, ક્યમે નથી થાવું;
નિશદિન એમાં પચ્યાજ, છે રહ્યું તેને ધાવું;
ઇંદ્ર ચંદ્ર ગુરૂપત્નીથી રમ્યા, ઘેર ઘણી નાર;
યયાતિ સુતયૌવન રમ્યો, તદપિ ન તૃપ્તિ વિચાર.
કલ્પના કાઢજે. ૫

મન–કહી મતિ સાચી વાત, તદપિ નથી નિરાંત વળતી;
ક્ષુધિત શુનીની પેર, મનસા ફરે રઝળતી;
કદી એંઠો કટકો કયહું મળે, ખાય કદી કયહું માર;
તદપિ ટેવ તજે નહિ, ના માને ધિક્કાર.
નફટને લાજ શી? ૬

મતિ–મન એનું એ કરતાં, તરફડ્યું [1]ચોખાણે;
મોંઘો મનુષ્યા દેહ મળ્યો, ધિક એ રુચિ આણે;
આ અવસર ને આ શરીરે, કૃષ્ણભજન અધિકાર;
શૂકર કુકર ખર ઉંટ અજ, વિષયભોગ તૈયાર.
ચેત ભજ કૃષ્ણને. ૭

[1] ચોખાણુ–સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ, અને જરાયુજ એ ચાર ખાણુ.

મન—મતિ, ભય વિવેકથી પણ, મન હરિમાં નથી ઠરતું;
વિષય થકી બહુ યત્ને, ખેંચે નથી નિસરતું;
નિસરે તો કાઢે ન શું ? નથી વહાલું કલ્યાણ;
નાક કાપીને અપશુકન, કરે જગતમાં કોણ ?
પરાધીન શું કરે ! ૮

મતિ—હે મન, મનનો એજ સ્વભાવ, વિષયમાં જાય;
પણ તનને તો ખાળ, બિગાડ ઘણો નવ થાય;
વિકળ થાય તો થાવા દે, હરિ ભજ રાખી ધીર;
વિના ચઢાવ્યે કામઠી, કયમ કરી વાગે તીર?
ચઢ્યે ચિત્ત શું થયું; ૯

મન—સદા વિષયનું ધ્યાન, અંતકાળે પણ થાશે;
मरणे या मतिः सा गतिः, જીવ અધોગતિ જાશે;
વિષય ભ્રષ્ટતા ભલી, કે તલખી મરવું સાર ?
કહે બુદ્ધિ કલ્યાણ કયમ, સુઝે નહિ નિસ્તાર;
શુંચવણી [1]શુંજની. ૧૦

મતિ—સાંભળ મન, ચિત્ત–વશ કરવાનો એક ઉપાય;
જેવી સંગત કરે મન, તેવું તે થઇ જાય;
વિષયી જનનો સંગ તે, મન બગડયાનો ઠામ.
સુસંગથી મન શુચિ રહે, ભજન ગમે ઘનશ્યામ.
કરી જો પારખું. ૧૧

૧ શુંજ—છાની, અટપટી વાત.

મન—સુણ બુદ્ધિ હું બેસું છું, નિત્ય હરિજનમાં;
 જ્યાં લગી સુણું પ્રબોધ, તાપ ઉપજે નહિં મનમાં;
ઊઠીને અળગો થયો, ત્યાં વળી તેનું તેહ;
[1]કુંજરમજ્જનન્યાય એ, નાહિ ઉરાઠી એહ.
કર્યું તે ના કર્યું. ૧૨
મતિ—કરતાં સિદ્ધ ઉપાય, હરિપાદોદકક્ષીર પીયે;
હરિપ્રસાદ હરિ ગાય, અવિદ્યા તો ટળે;
એમ કરે મન નિત્ય પ્રતિ, લાગે હરિ શું રંગ;
મન રાખવું હરિચરિતમા, દૂર તજી દુસ્સંગ.
હઠે મન ક્રમેક્રમે. ૧૩
ઘણા કાળનો રોગ, જાય નહિ થોડે દહાડે;
પણ ન રહે પરિણામે, કદા સમૂળો કાહાડે;
વણ સત્સંગ ન હરિકૃપા, કૃપા વણ ન સત્સંગ;
નિજ કરવો જેને હરિ, ત્યાં સંગ રંગ અભંગ.
મૂળ સહુ હરિરૂચિ. ૧૪
મન—તું કહે છે [2]ધી! મન, થોડે થોડે વશ થાય;
તે કહેવાની વાત, પડ્યા બહુ યોગી રાય;
કૌશિક સૌભરિ પરાશર, એકલશૃંગી આદિ;
સદા સુસંગી વિરાગી, બ્રહ્મા શિવ બ્રહ્મવાદી.
વ્હેવાયા વિષયથી. ૧૫

---

૧ કુંજર મજ્જન—હાથીનું સ્નાન ૨ ધી-મતિ.

**મતિ**–સાંભળ મન નવયોગી (એ), વિષયવાસના કહી છે;
ઉર વસિયા ચિરાવાત, તદપિ શુક માત કહી છે;
[1] કુમારદત્ત, કપીશ, સુરઋષિ, ભૂશુંડીજી ને સ્કંધ;[2]
ગરુડ અંજની આદિ નહિં, સ્વપ્ને કામસંબંધ.
કર્યું વશ મનને. ૧૬

**મન**–હે મતિ મન ઇત્યાદિ થયું, વશ નથી નિજ જોરે;
પ્રભુ નિજ લહી નિજબલે, કાઢયા માયાથી કોરે;
એમ અવિદ્યા સર્વની, ટાળે હરિ શી વાર;
નિજબલ કેમે ના ખળે, એવો વેગ અપાર.
જીવનું જોર શું? ૧૭

**મતિ**–સુણ મન ભક્તિ વિના પ્રભુને, અતિપ્રિય કો છે નહિ;
હરિના થઇ હરિ ભજે, અવિદ્યા કદા દમે નહિ;
ભજતાં અતિ હરિ ઉર વસે, પ્રકટે પાછી નહિ પાપ;
જ્યમ ન અડે [3]રસના ચીકટ, અખંડ અગ્નિ પ્રતાપ.
વડાની વાત શી. ૧૮

**મન**–હે મેધા[4], મેં વાત, વડાની પડતી મૂકી;
પણ કહે હું ક્યમ કરૂં, વિકલ છું જાણી ચૂકી;
મનુષ્યદેહ ન ભજાય હરિ, અખંડ તે સંતાપ,

---

૧ કુમારદત્ત–ગુરૂ દત્તાત્રેય. ૨ સ્કંધ–કાર્તિક સ્વામી. ૩ રસના–જીભ.
૪ મેધા–

મન ન વિષયથી નીકળે, કાળ ચઢાવ્યું ચાપ.
લહ્યું કચા[5] શ્વેતથી ૧૯

મતિ–લાખ વાતની વાત કહું, મન સાંભળ સાચી;
કૃષ્ણનામ રટ અચળ, વાત સહુ જાણી કાચી;
ચિત્ત ચ ચળ, ધન, મદનદુઃખ, આદિ શોષ[6] થઈ ધીર;
સહજે સર્વ સુખ થઇ જશે. જાશે દુઃખ અચિર.
કાળ પણ કંપશે. ૨૦

હરિ ભજતાં ઉર અમળ, કદી જો થાય ન તારૂં;
તો પછી એનું એ કરજે, માનીશ ન મારૂં;
સિંહ વસ્યો જે વનમાં, ત્યાં કયમ વસે શિયાળ!
વિષય અલ્પ સુખ, દુઃખ ઘણું, સુખનિધિ ભજ ગોપાળ.
હોય હરિ પામવા. ૨૧

મન–મતિ એક મુજ પ્રશ્નોત્તર કર, બહુ સંદેહ રહેછે;
કામકેલિ કયમ પાપ, અતિશે સહુ કોઇ કહે છે?
દુઃખ કોઇને થાતું નથી, બંને રહે પ્રસન્ન;
દોષ ન જોતાં છે કશો, કયમ નિંદે સહુ જન—
હરિ પણ ના મળે? ૨૨

મતિ–સુણ મન એનું હાર્દ, નિઃસંદેહ કહુ તુજને;
વેદ સાસ્ત્ર શોધ્યે એ, નિર્ણય મળિયો મુજને;

---

મતિ, બુદ્ધિ. ૫ કચ-વાળ. ૬ શોષસહનકર,

વિષયી મન પરવશ અતિ, સદા કશું નહિ ભાન;
માટે મહા અપરાધ એ, ભાવે નહિ ભગવાન.
કામ ઉર રામ નહીં. ૨૩

**મન**–મતિ, તેં તુચ્છ વિષય સુખ કહ્યું, હવાં નહિ માણ્યું;
પણ ત્યમ મન ધનથી ન ખસે, અતિશે લપટાણું;
શા માટે કે દ્રવ્ય વણ, કશું ન નિપજે કામ;
તેને તજવું કયમ બને? સંસારીનું ધામ.
રૂપિયો હાથપગ ૨૪

**મતિ**–મન એ વાત ખરી પણ, વિવેક વણ દુઃખદાઇ.
મેં આણ્યું હું લાવીશ, ધન મારૂં તજ ભાઈ;
દે છે લે છે હરિ લહે, મનથી હર્ષ ન શોષ;
રીતે ઉદ્યમ રાખવો, સહજ લાભ સંતોષ,
પ્રાપ્ત સમ ખરચ સદા. ૨૫

ધન મેળવવું કઠિણ, કઠિણ અતિ રક્ષણ તેનું;
વૃદ્ધિ વિત્ત ત્યમ લોભ વૃદ્ધિ, લક્ષણ છે એનું;
લોભે શોભા સહુ ઘટે, જદ્યપિ ગુણ ભંડાર;
ધનમાં અનર્થ પંચ દશ, ભિક્ષુગીત[1] વિસ્તાર.
નામ કહું તેહનાં. ૨૬

---

૧ એ નામનું એક પુસ્તક.

દંભ, મૃષા, ચોરી, સ્પર્ધા અતિ હાર્જન;
કામ, ક્રોધ, મદ, ગર્વ, ભેદ, બહુ વેર રહે મન:
અવિશ્વાસ, પરસ્ત્રીરતિ, દ્યુત રમણ, મધુપાન;
ઇત્યાદિક અનર્થ ઘણા, ભજન ન રુચિ ભગવાન.
વિષયી તેમ ધની પણ. ૨૭

જ્યાં લગી ધનમાં મન, ત્યાં લગી ભય ચિત ચિંતા
ત્રાસ, શોક, નિત્ય વિકલ, ધનાઢય ન હોય સુખવંતા;
ન હોય તેથી મળી ટળે, તે દુઃખનો નહીં પાર;
પ્રગટ કર્યા તે પોષશે, ધન સંચય ધિક્કાર.
સર્પ થાવું મરી. ૨૮

સહજે સહુ સુખ મળે, કૃપા કરી દે વ્રજરાણો;
જો તેની ઇચ્છા નથી, મસ હુ મિથ્યા જાણો;
માટે તજી સહુ કલ્પના, હરિ ભજીએ નિશ્ચંત;
દુર્લભ અવસર જાયછે, લોભ તણો નથી અંત.
પછી પસ્તાઇશ તું. ૨૯

મન–હે મેધા, તેં વાત સત્ય, કહી મુજ મન આવી;
નામસંગ વળી કાંઇ, કરવું દે મુને બતાવી;
સમૂળ અવિદ્યા સહજમાં, ટળે પ્રિય પ્રભુ થાય;
ઝાઝું કષ્ટ પડે નહીં, એવો સિદ્ધ ઉપાય;
બતાવી દે મુને. ૩૦

**મતિ**-રસિકવર જેવો ઉપાય, સુણુ તેં પૂછયો મુજને;
ઉપનિષત્સિદ્ધાંત કહું, થોડામાં તુજને;
અનાયાસ મન વશ રહે, પ્રપંચ પ્રીતિ જાય;
પ્રેમલક્ષણા ભક્તિ દૃઢ, શ્રીહરિની સદા થાય-
સાંગ અનપાયિની. ૩૧

શરણાગતિ શ્રી કૃષ્ણનામ, હરિ ચરિત્ર ગાવું;
બની આવે તે ટેહેલ, કૃષ્ણજન જ્યાં ત્યાં ધાવું;
હરિ પ્રસાદ હરિપદામૃત, તે વણુ અન્ય ન ભોગ;
બહુ ડરવું દુઃસંગથી, સદા ટળે ભવરોગ.
દયા પ્રીતમ મળે. ૩૨

આ **મનમતિસંવાદ**, સર્વ કોઇને પ્રિય લાગે;
કરી વિચાર વાંચે તો, સઘળા સંદેહ ભાગે;
વિષય વિત્તથી મન હઠે, હરિશું લાગે રંગ-
**દયારામ** નાટક રચ્યું, ભવદુઃખ થાવા ભંગ.
સાર સિદ્ધાંતનો. ૩૩

---

# પ્રેમરસ ગીતા,

## પદ ૧ લું રાગ રામગ્રી.

પ્રથમ હું પ્રણમું શ્રીગુરૂના પાયજી, માંગલ્યરૂપ શ્રીવલ્લભરાયજી ૧
શ્રીવિઠ્ઠલ શ્રી ગિરિધરલાલજી, જેને સમરે થૈયે ન્યાહાલજી.
અષ્ટ સખાને કરૂં પ્રણામજી, શ્રીકૃષ્ણ ગુણકેરાં ધામજી;
મુજ હૃદિયામાં પુરો નિવાસજી, શુભ મતિ આતે જ્યમ થાય પ્રકાશજી. ૨

ઢાળ.

થાય પ્રકાશ તો કરૂં વર્ણન, પ્રેમરસગીતા તણું;
વ્રજવનિતા ઉદ્ધવતણું, જેમાં ઉત્તર પ્રતિ ઉત્તર ઘણું ૩
એક સમે ઉદ્વેગી સરખા, અવલોકી વ્રજનાથને;
પૂછીયું ત્યાંહાં તે સમે, ઉદ્ધવે જોડી હાથને. ૪
કોહો પ્રભુ અભિપ્રાય શો, ચિત ઉદાસી સરખું થયું;
કૃપા કરી નિજ દાસને, કારણ જોઇયે તે કહ્યું. ૫
ત્યારે શ્રી વિઠ્ઠલજી વધા વળતું, શું કહું અકથિત તે કથા;
મ્હારા શ્રી ગોકુળના ભકતનો, સ્નેહ વિસરતો નથી સર્વથા. ૬
જેણે લોક વેદની લાજ તજી, મુજમાટે દુઃખ સરવે સહ્યું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, તેણે ઉદ્ધવશું કહ્યું.

## પદ ૨ જુ રાગ રામગ્રી

પ્રીત મ્હારાની શું વદન વખાણુંજી, નયને કહેથા એક મન મારૂં જાણેજી;
શિવ બ્રહ્માદિકે નવ જીતાણાજી, તે હું એમના ગુણને ગાઉંજી. ૧
ક્ષણું નહિ વિસરે વ્રજની ક્રીડાજી, વ્યાપી રહી તે પ્રેમની પીડાજી;
ભક્ત નથી કોઇ અન્ય એવાજી, જિત્યો અજિત્ય હુ કરીને સેવાજી. ૨

ઢાળ.

એવા પ્રીતે વશ કર્યો બહુ, તે કહો કેમ વીસરૂં;
અરૂણી[1] એનો થાશ નહીં હું, કોટી કલ્પે કહુ ખરૂં. ૩
તે પણ મ્હારે વિજોગ અતિ, દુઃખ ધરે છે તે વહુ;
અંતર્ગત [2] વિના એહ પ્રેમની, વાત કોણથકી કહું. ૪
અંતર્ગત તો એક છો તમો, અહિયા રાખુ કે ત્યા મોકલું;
તો એમ મુજને ભાસે છે તમો, વ્રજ પધારો તો ભલું. ૫
તમ વિના એ સંદેશા કહો, કોણ સંગે કહાવીએ !
તમ સમોવડ અવર નથી કો, આપ જઇ કહીઆવીએ. ૬
ગુહ્ય ગોષ્ઠમાં[3] તમ વિના કોઇ, અવરનું કારજ નથી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, વચન એમ કહ્યાં કથી. ૭

---

૧ દેવાથીમુકત. ૨ જેને અંતરની વાત કહેવાય એવો મિત્ર. ૩ ગુપ્તવાત.

## પદ ૩ જું. રાગ રામગ્રી.

નંદ યશોદા આદે અશીષજી ૧ તેમને ફરી આવો યોગ ઉપદેશજી;
અધ્યાત્મક[2] બ્રહ્મજ્ઞાન[3] બતાવેજી, વ્રજવાસીના શોક શમાવેજી. ૧
મોર મુગટ નિજ કુંડળ સંગેજી, પીત[4] વસન[5] આભ્રણ[6] અંગેજી;
પ્રભુએ પેહેરાવ્યાં આનંદ આણીજી, નિજ રથ આપ્યો નિજ જન જાણીજી. ૨

### ઢાળ.

જાણી નિજ જન સર્વ કીધો, મોકલવા નિજ વ્રજભણી
રથઆરોહણ[7] કીધું ઉદ્ધવે, આજ્ઞા માગી પ્રભુતણી. ૧
ધાર્યા ધરી મોદ[8] મનમા, સાજ સમે પોહોંચ્યા જઈ;
જ્યાંહા ત્યાંહા સદન સદનક પ્રત્યે, ગોદોહન શોભા થઈ. ૨
નામ લઇ લઈ વચ્છ ગર્જના, ગ્વાળ બોલાવે જહા;
વેણુનાદ વિશાળ વાજે, મનોહર સુખ [10]ઘોષમા ૩
જોતા જોતા આવિયું એમ, નંદરાયનુ આંગણું:
નિરખી રથ નંદ યશોદા ધાઈ, આવિયા હરખ્યાં ઘણું ૪
રૂપ રથ રસિક સદ્રશ[11] જોઇ જુગન[12] નેહ પામી અતિ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભને, મળવા આતુર છે અતિ ૫

## પદ ૪ થું રાગ રામગ્રી.

જાણ્યુ જે આવ્યા જુગજીવનજી, આવ્યા સમીપે દીઠું વદનજી;
ઓળખ્યા જે ઉદ્ધવ હરિના દાસજી, બાહ્ય થયા પ્રસન્ન અંતર ઉદાસજી. ૧

---

૧ સઘળા. ૨ આત્મ સંબંધી ૩ વેદાન્ત જ્ઞાન. ૪ પીળું ૫ વસ્ત્ર. ૬ ઘરેણા. ૭ સ્વારી ૮ આનંદ ૯ ઘર ૧૦ ગૌશાળા ૧૧ જેવો. ૧૨ બંને.

મળિયાં ઉદ્ધવ ને યશોદા નંદરાયજી, ઉદ્ધવ ઉભયને લાગ્યા પાયજી,
ર ગ્રહી લાવ્યા મધ્ય સદનજી, આસન આપીને કર્યું પૂજનજી. ૮

ઢાળ.

પૂજન કરી ચરણે નમ્યાં, ભોજન કરાવ્યાં ભાવતાં;
બોલ્યાં સુખ થયું ને યશો, આજ ઉધ્ધવજી તમો આવતાં. ૧
વાતો કરીશું વાહાલાજીકેરી, હળીમળી સુખદુઃખતણી;
કોની આગળ કહિયે જઇને, એકઠી થઇ છે ઘણી. ૨
કોહો ઉદ્ધવ કુશળ છે એ,ભ્રાત બે હળધર હરિ;
તે કોહો ક્યારે અહિં આવશે, કંઇ વાત આવ્યાની કરી ? ૩
કેહેછે જે કૃષ્ણે કંસ માર્યો, સાભળી સુખ પામિયાં,
બંધન છૂટયાં દેવકી વસુદેવનાં, દુઃખ સરવે વામિયાં ૪
આજ એક ગોકુળવિના, આનંદ આપે જક્તને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડે પ્રેમીભક્તને. ૫

પદ ૫ મું. રાગ રામગ્રી.

મધુપુરમાં સહુને થયું સુખજી, ભાગ્ય હમારે હમને રહ્યું દુઃખજી;
માત પિતાની ભાગી ભૂખજી, દુર્લભ હમારે થયું એવું મુખજી. ૧
હાન કુંવરે હમને વાર્યાંજી, એમ કહેતામાં નેત્ર ભરાયાંજી;
ડે રૂંધાયું નવ્ય બોલાયજી, વિજોગનું દુઃખ ઉર ન સમાયજી ૨

ઢાળ.

સમાય નહીં દુઃખ ઉરવિષે, દંપતી અતિ વ્યાકુળ થયાં:
એવું અવલોકીને ઉદ્ધવે, વચન સુખદાયક કહ્યાં. ૧

સાંભળો શ્રીકૃષ્ણ તમને, કહાવ્યું છે તે કહું હવા;
તમો સરખાં હિતકર વિશ્વમાં નથી, કોઇ થયાં ને નથી થવાં. ૨
કહાવ્યા છે પ્રણામ તમને, ઘણુંકરી ઘનસ્યામજી;
થોડા દિવસમાં આવશે, નથી ગોઠતું તમો વણ મજી. ૩
જે દિવસના ગયા મથુરાં, વ્રજવિના નથી ભાવતું,
માત તમ વિના કદાન કહી, મને કોઇ નથી બોલાવતું. ૪
ક્ષણ ક્ષણ સુખ સાંભરે, મા લાડ પાળ્યા તમો અતિ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, કહાવ્યું છે તમને યશોમતી. ૫

## પદ ૬ હું. રાગ રામગ્રી.

કહાવ્યું છે તમને સુણો નંદરાયજી, રૂડી રાખજો ઘોળી ધુમર ગાયજી;
તમો પ્રતિપાલણ કર્યું ઘણું હમારૂંજી, ક્ષણ વિસરે નહીં હેત તમારૂંજી. ૧
ઉદ્ધવજી કહે સુણો મારી વાતજી,ભાગ્ય તમારૂં બહુ વિક્ષાતજી;
પુત્ર તમારા કહાવ્યા છે પરિબ્રહ્મજી, નેતિ નેતિ કહે જેને નિગમજી. ૨

## ઢાળ.

નિગમ નેતિ નેતિ કહે જેને, શિવ બ્રહ્મા ગતિ નવ કળે;
શેષ નિશદિન ગાય ગુણ તે, ખોળ્યો ન મુનિજનને મળે. ૧
જેણે સરજ્યું આ વિશ્વ સઘળું, પાળીને સંહારશે;
રહ્યો વ્યાપી પૂર્ણ સઘળે, જ્યાંહાં જોશો ત્યાંહાં એ હશે. ૨
સ્થાવર જંગમ જુઓ કે સ્થળ, એ વિના ખાલી નથી;
ભાળો નિજ ઘટમાં એ વ્યાપક, અંતરજામી સર્વથી. ૩
તે થકી સુતભાવ છોડો, જાણો ઇશ્વર એહ છે;
ભાગ્ય મોટું એ જાણજો જે, તે પુરૂષથી સ્નેહ છે. ૪

ઢાળ.

ચિત્ત ચિન્તન કરે નિશદિન, રસિકરવના રૂપનું;
ઉદ્ધવે વ્રજ આસક્ત દીઠું, સરવે સ્યામસ્વરૂપનું. ૧
ધન ધન ભાગ્ય ગોપીનું જોઇ, ચકિત ઓધવજી થયા;
કૃત કૃત્ય છે એમ કેહેતા કેહેતા, સ્નાનને અર્થે ગયા. ૨
એટલે અજવાળું થયું, સહુ બાળા નીકળી બારણે;
દેખી રથ નંદદ્વારે મળી સહુ, ટાળે પૂછવા કારણે. ૩
પરસ્પર પૂછે સખી, છે કોણ એ રથને ધણી;
શું અક્રૂરિયો ફરીને આવ્યો, એકવાર તો ગયો છે હણી. ૪
હોય એ દુશમન તો કરો શિક્ષા, ગોકુળથી કાહાડો પરો;
હોય દયાના પ્રભુ પ્રાણવલ્લભ, કદાપિ નિશ્ચે કરો. ૫

પદ ૧૦ મું. રાગ રામગ્રી.

એવા એવા અબળા વિચાર વિચારેજી, એટલે સ્નાન કરી ઓધવ પધારેજી;
દૂરથી એવા દીઠા શ્રીહરિના જંનજી, કાન્તિ કરુણામય પ્રસંન વદંનજી. ૧
દંભરહિત છે નિર્વિકારજી, પ્રેમદાએ પરખ્યા કો ભગવદી[1] સારજી;
એટલે તો ઓધવજી આવીને નમીયાજી, હારસ્મરણ કરતાં ગોપીને ગમીયાજી ૨

ઢાળ.

ગમ્યા ગોપીને ઓધવજી, ભગવદી જાણીને ભાવીયા;
કર જોડીને ઉદ્ધવે કહ્યું, અમો મધુપુરીથી આવીયા. ૧
શ્રીકૃષ્ણે મુજને મોકલ્યો, તમપાસે સત્ય કહું છું કથી;
નિશદિન પ્રભુની પાસે રહું છું, મુજથી કાંઈ અંતર નથી. ૨

---

૧ ભગવદ્ ભક્ત.

કાંઇ સંદેશો પણ કહાવિયો છે, સહુ એકાંતે બેસો કહું;
પ્રભુ કહ્યા પ્રમાણે કરું અમો, આધીન આજ્ઞાને રહું. ૩
સુણતામાં સર્વે પ્રસન્ન થઇ, એકાંત સ્થળમાં આવિયાં;
પ્રાણપતિનો પ્રિય જાણીને, ઓદ્ધવને ત્યાંહાં લાવિયાં. ૪
ઉત્તરીય[1] અંબર રચ્યું આસન, બેસાડ્યા હરિજંનને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડે છે ઘણું મંનને. ૫

## પદ ૧૧ મું. રાગ રામગ્રી.

કહો ઓધવ રૂડા છે નંદલાલજી, સેવા કરે છે કોઇ આણીને વ્હાલજી;
કહો ક્યારે આવશે ગોકુળ ગામજી, માત પિતાને મળવા કામજી. ૧
રૂવે છે બિચારાં નિશ ને દિનજી, ઉદર ભરી નથી ખાતાં અન્નજી;
પુત્ર પુત્ર કરી નિત્યે પોકારેજી, તેમની ઉપર દયા જો કાંઇ વિચારેજી. ૨

### ઢાળ.

વિચારે જો કાંઇ દયા તો, વાહાલાજીનું દુઃખ ટળે;
હમારે હેમાં કાંઇ નહીં પણ, જોઇ સદા અંતર બળે ૧
એક સખી કહે ઘેલી થઇ, ગયા સમજી શીદ પાછા ફરે;
જેણે સગપણ સોવણ છોડીયું, તે પ્રીત પીતળ શું કરે ? ૨
હમારે કાજે હમો નથી કહેતાં, તમો રખે એમ સમજતા.
એહને હમારે સંબંધ શો, એ હમારા ક્યારે હતા ? ૩
કોઇ અણસમજણમાં સ્નેહ કર્યો એણે, હવાં બહુ પસ્તાય છે;
ગોપીનાથ કહી કોઇ બોલાવે છે, ત્યારે ઘણું લજવાય છે. ૪

---

૧ માથા ઉપર ઓઢવાનું વસ્ત્ર.

વ્રજ સંબંધી વાંસળી આદિક, વસ્તુ જે કાંઈ છે સહુ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, દેખી લાજે છે બહુ. ૫

પદ ૧૨ મું. રાગ રામગ્રી.

ગરજ વડે હતું ગોકુળ સારુંજી, મતલબ વિના હાવાં થયું અકારુંજી,
માણી રસ કમળને મધુકર મુકેજી, કરે નહિ પ્રીત પછી કોઇ શું કહેજી ૧
મતલબી જનતણી એવી રીતજી, ગરજ થતાં લગી પાળે પ્રીતજી.
પારધીની પેઠે એણે ભોળવીને મારીજી, સાધી નિજ મતલબ દયા ન
વિચારીજી. ૨

ઢાળ.

વિચારી નહિ દયા ઉદ્ધવ, નિર્દય નંદકુંવર ઘણું;
પારધી પણ એ થકી સારો, કાંઇએક તેનું ભલાપણું. ૧
મોહ પમાડી મારે પશુ પછી, ખબર જોય પાસે જઇ;
મરી ગયું કે જીવે છે જોવા, વલે એની શી થઇ? ૨
જુઓ તેવું પણ નવ કર્યું એણે, મારી મુખ જોયું નહીં;
વ્યાધથી પણ વધ્યો નિર્દય, એહવો નવ્ય દીઠો કહીં. ૩
આગળથી આવા કદી, હમો એહને જો જાણતાં;
તો એમ છેક છળાઇને આટલે, લગી કદી નવ્ય આણતાં. ૪
પાણી પીઇ ઘર પૂછવું, એમાં હમારું મૂરખપણું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, ચતુરપણું કીધું ઘણું. ૫

પદ ૧૩ મું. રાગ રામગ્રી.

ના રહ્યું કહેવાનું તો શું કાહેયેજી, અંતર પોતાને દાઝીને રહિયેજી,
રસના[1] ડસાય દંતે ચોર ધવાયજી, દુઃખ વ્યાપે તોયે પોકાર ન થાયજી. ૧

---

૧. જીભ.

કૂપની છાયા તે સમે કૂપમાંહેજી, મૂગો મનસુખો જઇ કહે ક્યાંહેજી;
એ દુઃખ એવું તે સુખ શું વખાણેજી, પ્રીતની પીડા તે અનુભવી જાણેજી.૨

ઢાળ.

જાણે તે સાચું કહે બાકી, સરવ કો ચેષ્ટા[1] કરે:
માટે કોઇને કહેવું નહીંરે, કહેથી કૌતક ઠરે. ૧
દોષ નથી એમાં કોઇનો એણે, જાણી જોઇ સઘળું કર્યું;
ઉતારી વનકૂપ[2]મધ્યે, વર્ત્ત[3]વાઢાડે તેમ કર્યું. ૨
ભોગ મનના ભાવના, મધુપુરીમાં ઇહિને મળે;
ભોગવે ભલી ભાતથી શીદ, પારકે દુઃખે બળે. ૩
ચકોર તલખે ચંદને, પણ ચંદના મનમાં નહીં;
એમ મોહનના મનમાં નથી, અમો એ માટે બળિયે અહીં. ૪
ઉદ્ધવ હરિને આ ઘરે નહીં, જોવું નહિ પાછું ફરી;
જુઓ દયાના પ્રભુ પ્રાણવલ્લભે, આ હમારી ગતિ કરી. ૫

## પદ ૧૪ મું રાગ રામગ્રી.

ઉધવજી કહે સુણો વ્રજની નારીજી, નગણા[4] નથી કાંઇ ગિરિવરધારીજી;
સ્વપર[5] નથી હરિને સર્વ સમાનજી, ભકતને આપે અભયપદ દાનજી. ૧
સાક્ષી સર્વનાં અંતર જાણેજી, વસ્યા સચરાચર[6] સર્વ ઠેકાણેજી;
ઘંટમાં નાદ જ્યમ પુષ્પમાં સુવાસજી, એમ અખિલમાં[7] વસ્યા અવિનાશજી. ૨

---

૧ મસકરી. ૨ વનનો કુવો. ૩ દોરડું. ૪ કરેલો ગુણ ન માને એવા. ૫ પોતાનું પારકું. ૬ જડચેતનમાં. ૭ આખા જગતમાં.

ઢાળ.

અવિનાશી એમ વસ્યા સઘળે, વિજોગ તેનો ન સંભવે;
તમો વિવેકી થઇ એમ કયમ કહો, એહવું અજ્ઞાની હોય તે લવે ૧
પદ્માસન વાળી કરી, નાસાગ્ર[1] દૃષ્ટિ રાખીયે;
ચિત્ત એકાગ્ર કરીને મુન્ય,[2] ધરી સોહમ[3] ભાખીયે. ૨
પ્રાણાયામ અભ્યાસ કરીને, રાજ માર્ગે[4] ચાલીએ;
ત્રિકુટી ભેદી ગગન ચઢીને[5], બ્રહ્માનંદ સુખ મ્હાલીએ. ૩
પોતામાં પોતાનો આત્મા, રામ નિત્યે દેખીએ;
જોગ મારગે ઝાંખતાં, પરિબ્રહ્મ પાસે પેખીયે. ૪
એ જોગનો ઉપદેશ તમને, હું કારા હરિ કહાવિયો;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, કૃપા કરીને બતાવીયો. ૫

## પદ ૧૫ મું. રાગ રામગ્રી.

વ્રજવનિતા કહે સુણો હરિજનજી, લાવ્યા વધાઇ ભલી સહુ થયાં પ્રસંનજી;
કૃપાયે કરી પ્રભુ જોગ બતાવ્યોજી, તમો અધિકારી તે માટે ભાખ્યોજી. ૧
આપો રખે અન્યને રાખો તમે બાધોજી, ગુરૂ ચેલા તમે બંધે સાધોજી
પ્રીતે પચેલાં અમો વ્રજવાસીજી, જોગ તે તમો સાધો જઇ કાશીજી. ૨

---

૧ નાકની અણી ઉપર. ૨ મૌનવ્રત. ૩ હું તેજ આત્મા છુ. ૪ રાજયોગને માર્ગે, જ્ઞાનમાર્ગે. ૫ સમાધિ ચઢાવીને.

ઢાળ.

કાશી જઇ તમે જોગ સાધો, હમારે નથી કામનો;
હમારે એક આશરો છે, એ અચળ-સુંદીર શ્યામનો. ૧
હમારાં ઉર સ્નેહ ભર્યાં ત્યાંહાં, એ જોગ બિચારો ક્યાંહાં ઠરે ?
પાટુવાં[1] ખાઇ પ્રેમનાંરે, એ અથડાઇને એળે મરે, ૨
નંદનંદન નગદ નાણું, પ્રગટ દ્રષ્ટે જોઇયે;
એ જોગ ચિઠ્ઠાં ચોપડા ત્યાં, શીદ વૃથા દિન ખોઇએ. ૩
પતિવ્રતાનો નહીં ધરમ, તજિ એક પતિ બીજો ભજે;
કહિયે તે વ્યભિચારીણીરે, બીજો ગ્રહે પ્હેલો તજે. ૪
સત્તારૂપે જુઓ ઓદ્ધવ, તમારે તે સાર છે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, હમારો આધાર છે. ૫

પદ ૨૬ મું. રાગ રામગ્રી.

ઓધવજી સુણોને સ્નેહીની રીતજી, પ્રાણ તજે પણ છોડે ન પ્રીતજી;
સિંહ કરે કદી શત[2] અપવાસ જી, તજી નિજ ભક્ષણ ખાય ન ઘાસજી. ૧
હારીલ[3] કાડી[4] ગ્રહી નવ્ય મૂકેજી, પ્રાણ તજે પણ ટેક ન ચૂકેજી;
ચાતક કરે જળ સ્વાતીનું પાનજી, કૂપ સરિતા સહુ ઝેર સમાનજી. ૨

ઢાળ.

ઝેર સરીખું સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરૂં;
જેહનુ જે શું અટકયું મન તે, પ્રાણ ગયે ન કરે પરૂં. ૧.

---

૧ લાતો. ૨ સો. ૩ એક જાતનું પક્ષી. ૪ કરાંઠી, લાકડી.

પ્રીત કેરી રીત ઓધવ, શીખવી નવ્ય આવડે;
સદા તે સાચી નિભેરે, જૂઠી તેતો દીઠી પડે. ૨
જુઓ દાદુર[1] મીન[2] એક ઠોરના તેને, વારિ[3] તે વ્હાલું કહે સહુ;
પણ સમો આવે પરીક્ષાએ, પ્રીતપ્રીતમાં ફેર બહુ. ૩
જળવિના દાદુર પંકમાં[4] પડી, રાખે જ્યમ ત્યમ દેહને;
પણ જુઓ મચ્છ જળથી વિછરતાં, તજે પ્રાણ ધન્ય એ સ્નેહને. ૪
જ્ઞાની પ્રેમી બેમાં ઓધવ, જોવો અંતર એટલો;
એ દયાનો પ્રભુ પ્રાણવલ્લભ, જે જાણે તેહને તેટલો. ૫

## પદ ૧૭ મું રાગ રામગ્રી

એમ પરસ્પરનું મળવું સારજી, હળિમળિ કરિયે વાત વિચારજી;
વેહેતું પ્રગટ જળ પીજીયે સુખેજી, વસુધા[5]માં વારિ ના આવે મુખેજી. ૧
ભૂખ્યો ભોજનતણે ધ્યાને ન ધરાયજી, શર્કરા સમરે ના મુખ મીઠું થાયજી;
કાષ્ટના અગ્નિએ શીત ન નાહાસેજી, મન થકી મોટા થયે યશ ન પ્રકાશેજી.

### ઢાળ.

પ્રકાશે યશ ક્યાંહાં થકી, એમ પ્રગટ[6] પાખે[7] સહુ વૃથા;
જુઓ આંખો મીંચે આનંદ શો, એ જોગનો જૂઠો પ્રથા. ૧
એ ઝીટાં[8] સરખા જોગને શું, પાથરીએં કે ઓઢીએ;
પ્રત્યક્ષ પાવક[9] પરહરી શીદ, પથ્થરમાં શીર ફોડીએ. ૨

---

૧ દેડકો. ૨ માછળું. ૩ પાણી, ૪ કાદવમાં. ૫ જમીનમાં રહેલું. ૬ પ્રત્યક્ષ. ૭ વિના. ૮ ઝરડું. ૯ અગ્નિ.

ઓધવ ડહાપણ બહુ હરિનુ, હમને પત્રિકા જોગની;
કુબ્જાદિકશું કંથજી તો, માણે મોજ સંભોગની. ૩
એમ કરવુ હતું ત્યારે, પ્રથમથી શીદ પાળીયાં;
કપટું કહેવાતુ નવ્ય રહ્યું ભૂંડા, બિડયાં શીડયાં બાળિયાં ૪
આ હસારત કરી લોકમાં, તાહરી છાપ શીરથી નવ્ય મટે;
દયાનો પ્રભુ પ્રાણવલ્લભ આવડું કરવું નવ્ય ઘટે. ૫

પદ ૧૮ મું રાગ રામગ્રી.

મારવાં ધાર્યાં હતાં જ્યારે મનમાંહિજી, ત્યારે શીદ રાખ્યાં બળતાં વનમાંહિજી
ધરીને ગોવરધન શીદને ઉગારડયાંજી, આ દુઃખથી ભલાં મરણ પમાડયાંજી.
કેટલીક વાતો તે ન પ્રગટ કહેવાયજી, ગાગરમા નવ્ય સાગર સમાયજી;
બળી તો રહ્યાં હુતાં વ્રેહેની આગેજી, ખીજ્યાં ઘણાં જોગલવણ[1]ને લાગેજી.

ઢાળ.

લાગે લવણ જેમ દાધ્યામાં, તેવો સંદેશો હરિ કાહાવિયો;
એવામાં એક મધુપુર ભણીથી, ભ્રમરે ભમતો આવીયો. ૧
તે કરે ગુણ ગુણ શબ્દ મધુરો, અડ અબળા અંગને;
કારણ સમજી કામિની કેહે, મરમ વાયક ભૃંગને. ૨
અલ્યા મધુપ અડમાં આઘો રેહે, ઈતબાર ત્હારો ન આણીયે.
તું કાળો છે તે હોશ કપટી, વીત્યું માટે જાણીયે. ૩
તેં બગાડયાં કોમળ કમળ ભમરા, તું પ્રીત કરી પ્રીમળે ગયો;
કરી નીરસ નલીન[3] સઘળાં, ગરજ સરી ઉડી ગયો. ૪
ત્હારું ચંપે ચિત્ત માન્યું નહીં, પેલા અડુસામાં મન ઠર્યું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે; ત્હારી પેરે સરવે કર્યું. ૫

---

૧ યોગના ઉપદેશ રૂપી મીઠું. ૨ ભમરો. ૩ કમળ.

## પદ ૧૯ મુ. રાગ ગમગ્રી.

અસ્યા તું તો મથુરામાં હોશ નિત્ય ભમતોજી, શોકયના ઉર ઉપર હોશ રમતોજી;
કુમકુમે લેપેલી પ્રસાદી પુષ્પની માળાજી, સુગંધી છે સ્નેહે તે મધુકર કાળાજી. ૧
હમને ન ભાવે અસ્યા કરની તું અળગુંજી, હમો તો એક પ્રેમરસને વળગુંજી;
મધુપને મીષેકરી કહી મરમની વાણીજી, સમઝાવ્યા ઉદ્ધવને વાત વખાણીજી. ૨

ઢાળ.

વખાણી ઘણી વાત ભલી, ભમરાને કેહે છે ભામની;
તું કથા શીદ ગુણગુણ કરેછે, શોકય મંગી સ્વામની. ૧
અમો આગળ કેહેશમાં કંઈ, કારજ તારૂં નહીં સરે;
એ જશના આતુર હોય ત્યાંહાં, કથન શેં તું નવ્ય કરે ૨
એવાં વિવિધ વાયક કહ્યાં કોટિક, પ્રેમમાં ભીન્યાં અતિ;
જોગ ત્યાંહાં તો ઝાંખો પડયો રે, મોહ પામી ઉદ્ધવની મતિ. ૩
જ્યાંહા સમુદ્ર ઉલટયો સ્નેહનો, ત્યાંહાં જોગ કૂપનું શું ગજું?
ઉદ્ધવ કેહે સહુ છોડીને હું, ચરણ ગોપીના ભજું. ૪
ગુરૂ થવા આવ્યા હતા પણ, શિષ્ય થયા સ્વામાતણા;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, વ્હાલા અમને છે ઘણા. ૫

## પદ ૨૦મું. રાગ રામગ્રી.

ઉદ્ધવજી કહે સુણો વ્રજનારીજી, કોઇ નથી પામ્યું દશા તમારીજી;
શેષ ને શંકર ભકતમાં મૂપજી, તેહ પણ ન કળે તમારૂં રૂપજી. ૧
હું તો હરિ પાસે માગું છું એહજી, નિશ્ચે કહુંછું ન આણું સંદેહજી;
આ વ્રજમાં ક્યાં લઘુતૃણ[1] જાતિજી, જેમાં નહિં પૂજ્યપણાની ક્ષાતિજી.૨ ૨

### ઢાળ.

વિક્ષાત નહી તરૂ તે તણો, મુને જન્મ આપો શ્રીહરિ;
વ્રજવાસી મુજપર પગ ધરો, હું પાવન થાઉં નિશ્ચે કરી. ૧
પાણુ જોડી પ્રણામ કીધો, ઓધવે અબળા સર્વને;
જ્ઞાની મટીને થયા પ્રેમી, ગાળી દીધો ગર્વને. ૨
પછી પ્રેમ આણી પ્રેમદાયે, ઉદ્ધવને કરૂણા કરી;
સહુ દેખાડયાં સ્થળ રમણનાં, કથી લીલા જ્યાં જ્યમ કરી હરિ. ૩
આંહાં ગિરિ ધર્યો આંહાં ચીર હર્યાં, આંહાં નાગ નાથ્યો નટવરે;
અહા રાસ ક્રીડા કરી અમશું, રસિકવર એ ગિરિધરે. ૪
સ્થળે સ્થળે શર[3] લાગેછે ઓધવ, કશું સુખે નવ બને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, આવે તો દુખડાં હણે. ૫

## પદ ૨૧ મું. રાગ રામગ્રી.

ગોપી કહે સુણો ઓધવ ભ્રાતજી, કહેજો હમારી સહુ પ્રભુને વાતજી:
ફરી ફરી વિનતી એ કહેજોની હમારીજી, જયમ ત્યમ વ્હેલા આવે વ્રજમાં વિહારીજી. ૧
પ્રાણ ટક્યો છે કહેજો એક તમ આશેજી, કહેજો કહાવ્યું છે તમારી દાસેજી;
નંદ યશોદા સહુ એમ કહાવેજી, ઓધવજી કહેજો હરિ વ્રજવહેલાઆવેજી.૨

---

૧ ઘાસ. ૨ ખ્યાત, કીર્તિ. ૩ બાણ.

પાંચ તુક છે અધિક અંતે, બે શતમાં ખટ નુન્ય છે;
શ્રોતા વક્તા શ્રીકૃષ્ણ બોલો, અધિક સહુથી પુન્ય છે. ૫

## પદ ગરબી સંગ્રહ.

### પદ. ૧ રાગ સારંગ

મધુમત કહેજોરે મોહનને એટલું, સુણ્યું તે દિવસનો હરખ ન માય;-
ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કિંકરી[1], પૂર્ણ પુણ્યવિના એવું કોને નવ થાય. મધુ. ૧

રે મથુરાના વાસી સહુ કુબજાનાં સગાં, કિંકરીનું કુળ મ્હોટું કેહવાય;
પરણ્યા પેહેલાં ધોબીયે પેહેરાવી પેહેરામણી, દરજી માળી ફુલ્યા તે સમંધી એના થાય. મધુ ર

બેનું મન માન્યું ત્યાં તો વેદવિધિ થઇ, રે સાસરીએ પધાર્યા સુંદરસ્વામ;
ઉદ્ધવજી અણવરીયું થઇ પુઠેરે ગયા, રસિયોજી રીઝયા જોઇ રૂપનું ધામ. મધુ. ૩

એ શું વહાલેરે હમને ન લખી કંકોતરી, રે ભલે એક ગામ વસ્યાનો વેહેવાર;
દયાપ્રભુને કરવો ઘટે હમારે ચાંદલોરે, તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર. મધુ. ૪

### પદ. ૨ રાગ સારંગ.

ઉદ્ધવજી વિચારોરે અંતર આપણે, વણ સમઝે શી દેવી રે શીખ,
જોવા કરકંકણ જોઇયે શીદ આરસી, હોય વિચાર તો પાસે પરીખ. ઓ૦ ટે.

---

૧ દાસી; કુબ્જા.

ઢાળ.

આવે વ્રજ એમ કહી સરવે, ભેટ સામગરી ધરી;
મોકલી હરિને લેઇ ઓધવ, પધાર્યા મથુરાં ભણી. ૧
મળ્યા આવી મથુરાનાથને, પ્રણામ કીધો પ્રીતશું;
સમાચાર કહ્યા સરવે જેમ, ભક્તે કાહાવ્યા રીતશું; ૨
માહારાજ વ્રજવાસી તણો, સ્નેહ કેમ કહું મુખે કથી;
તેમાં ગોપિકાનો પ્રેમ તે તો, કહેવા કોઇ સમ્રથ નથી. ૩
ફરી ફરી એમ કહ્યું છે જે, વ્હેલા વ્રજ પ્રભુ આવીયે;
કૃપા કરી શ્રીકૃષ્ણજી, એ અરજ મનમાં લાવીયે. ૪
ઘણું વખાણે વ્રજનારને, ઓધવનું મન ગયું છે ગળી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ-પ્રત્યે કહે છે વળી વળી. ૫

પદ ૨૨ મું.

જે ગાય શીખે ને સાંભળે તેને પ્રસન્ન થાય વ્રજનો ધણી;
પ્રેમલક્ષણા ભક્તિ આપે, આશા પૂરે મનતણી. ૧
એ પ્રેમરસ ગીતાતણાં, એકવીસ પદ પ્રેમે કર્યાં;
એક એક પદમાં ચરણ નવ નવ, સુંદર સ્નેહથકી ધર્યાં. ૨
શ્રીનર્મદાતટ ઉપરે એક, ચારૂ ચંડીગ્રામ છે;
શ્રીશેષસાઇ સમીપે, કવિજન કેરો વીસરામ છે, ૩
ન્યાતી નાગર વિપ્ર વૈષ્ણવ, વલ્લભી દયાશંકર
ગાઇ ગીતા પ્રેમરસ, ગુરૂ કૃપાએ હરિ કિંકરે; ૪

---

૧ ચાંદોદ.

પાંચ તુક છે અધિક અંતે, એ શતમાં ખટ તુન્ય છે;
શ્રોતા વક્તા શ્રીકૃષ્ણ બોલો, અધિક સહુથી પુન્ય છે. ૫

## પદ ગરબી સંગ્રહ.

### પદ. ૧ રાગ સારંગ

મધુવત કહેજોરે મોહનને એટલું, સુણ્યું તે દિવસનો હરખ ન માયઃ-
ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કિંકરી[1], પૂર્ણ પુણ્યવિના એવું કોને નવ થાય. મધુ. ૧

રે મથુરાના વાસી સહુ કુબજાનાં સગાં, કિંકરીનું કુળ મ્હોટું કેહવાય;
પરણ્યા પેહેલાં ધોબીયે પેહેરાવી પેહેરામણી, દરજી માળી પુસ્યા તે સમંધી એના થાય. મધુ ૨

બેનું મન માન્યું ત્યાં તો વેદવિધિ થઇ, રે સાસરીએ પધાર્યા સુંદરસ્વામ;
ઉદ્દવજી અણવરીયું થઇ પુઠેરે ગયા, રસિયોજી રીઝયા જોઇ રૂપનું ધામ. મધુ, ૩

એ શું વહાલેરે હમને ન લખી કંકોતરી, રે ભલે એક ગામ વસ્યાનો વેહેવાર;
દયાપ્રભુને કરવો ઘટે હમારે ચાંદલોરે, તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર. મધુ. ૪

### પદ. ૨ રાગ સારંગ.

ઉદ્દવજી વિચારોરે અંતર આપણે, વણ સમઝે શી દેવી રે શીખ,
જોવા કરકંકણ જોઇયે શીદ આરસી, હોય વિચાર તો પાસે પરીખ. ઓ૦ ૨.

[1] દાસી; કુબ્જા.

તમારો તો હરિ વ્યાપક સર્વત્ર છે, ત્યારે કોહો અધિક ને ઓછા કયાંહ;
નિત ઉઠી જાઉંછું જાઉંછું શીદ કરી રહ્યા, એવડું શું ડાટયું છે મધુપુરી-
માંહ. ઉ૦ ૧
ભ્રમરછે લોભી ગંધ કમળ ને કેતકી, દૂરથકી લાવેછે સુગંધી ગ્રહી વાય;
તેટલેથી હ્રદય રંજન ન થાતુ હોયતો, છિદને ઘેરાય શીદ કંટકમાં જાય.
ઉ૦ ૨
દશેદિશા દીસે ઉદ્યોત[1] ઇંદુ તણો, પણ જ્યાં લગી અભ્ર[2]ને ઓથે ચંદ;
સાગર કુમુદી કદી ફૂલેતો ફુલજો, પણ ચિત્ત ચકોરને ઉપજે આનંદ.
ઉ૦ ૩
વિચારો તો મનને સેહેજ રઢ રૂપની, કોણ જાણે વદન વપુને શું વેર;
વ્યાપકની સાથે કરી કહો કોણે વાતડી, વાતડી વિના તે શી સુખની લ્હેર.
ઉ૦ ૪
ત્યાહાં લગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા, જ્યાંહાં લગી સત્ય નથી
સાકાર;
રૂપરસ પ્રેમનીપીડા ત્યારે પ્રીછશો, અનુભવ થાશે ઓધવ કોઇવાર. ઉ. ૫

---

પદ. ૩

મુને અંગોઅંગ લાગી લાહ્ય, કાળજ કોઇ કાપે રે.
મારૂં મેહદુઃખ સહ્યું નવ જાય, કાળજ કોઇ કાપે રે. ટેક૦
મુને રોમરોમ વીંછી વળગિયા, લાગી નખશીખ તાલાવેલ;
પ્રાણનાથજી પ્રભાતે પધારશે, મારા હ્રદયમાં મારી સીલ. કાળજ૦ ૧

---

૧ પ્રકાશ ૨ વાદળું.

પિયુજી પ્હેલાં તું તો કયમ નથી જાતોરે, હે મારા પાપી પ્રાણ;
મોહનવર તો મધુપુરી વસશે પછી, તારે જીવન કાણ. કાળજ૦ ૨
અરે દૈવ મને શીદ સરજી, શીદ આપ્યો આ અબળાનો દેહ;
શેં ન કરી મુને મુરખ થાત નહી, નંદ કુંવરજીસું નેહ. કાળજ૦ ૩
કયાંહાં જાઉએ સખી કોને કહીયે, ને કરિયે કવણ ઉપાય;
પાયે પડું કોઇ એવું કરેરે, વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ૦ ૪
અરે વૃદ્ધ ગોપ કોઇ કેમ નથી વારતા, મૂઢ સરવ કો અજાણ;
અરે વિધાતા[1] તું વિઘન પાડ હેવું, જે પિયુજી ના કરેરે પ્રયાણ.[2]
કાળજ૦ ૫
ચાલો સખી મરજાદારે મુકી, એ રોકીએ રસિયો રાય;
તેથી ન માને તો પડો ચક્ર[3] વચ્ચે, એ મારીને જાય તો જાય.
કાળજ૦ ૬
પ્રેમે પીડાતી ને મન અભિલાખી, વ્રજલલના[4] વ્રજભૂપ;
પરિરંભણ[5] કરતાં સહુ પ્યારીને, હદે રોપ્યું નિજરૂપ. કાળજ૦ ૭
હરિરથધ્વજરજ પણ રહી ઉડતી, ધરણી ઢળી સ્ત્રીજન;
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર, દીધું સકળ હદે દરશન. કાળજ૦ ૮

---

## શ્રીરોધશાઇનું ધોળ.

શ્રીનર્મદાજીતટ ઉપરે, ચારુ ચડીરે ગ્રામ;
મહિમા વખાણું શું સ્થળતણો, સમોવડ વૈકુણ્ઠ ધામ. ૧

---

૧ બ્રહ્મા. ૨ મુસાફરી; ગામ જવું તે. ૩ પૈડાં. ૪ વ્રજની સ્ત્રીઓ. ૫ આલિંગન.

એક સમે સુરવિનતિ, સાંભળીનેરે શ્રીનાથ;
ક્રોધ કરીને ઊઠિયા, ચક્ર ધરી નિજ હાથ. ૨
તલમેઘ અસુરને મારિયો, ફેડ્યો દુષ્ટનો દામ;
ચક્ર સુદર્શનનું વપુ, તેથી દીઠુંરે સ્વામ. ૩
શંકરી[1] સલિલ શુચિ ધર્યું, આવી પખાળ્યું તે મ્હાંહે;
ચક્રતીર્થ તે દિવસથકી, સહુ કોઇ કેહેછેરે ત્યાંહે. ૪
તે દિનના દીનાનાથજી, બિરાજે છે ચંડીરે પુર;
નિજ જનને સુખ આપવા, દુઃખ અઘ કરવાને દૂર. ૫
શોભા શી વરણું શ્રીઅંગની[2], નખશિખ સુંદર રુપ;
શંખ ચક્ર ગદા પદ્મ ધરી, પોઢ્યા ભવનારે ભૂપ. ૬
મસ્તક જરકસી ઢળકતીરે, પાંપેણ ઉપર પાઘ;
કેસરી તિલક સોહામણું, ઉર ભૃગુલાંછન ડાઘ ૭
નાસિકાએ નથ વેસર[3], કુંડળ ઝળકેરે કાન;
ચિબુક[4] ચારુ ને વારુ વેળિયું, શોભે છે ભીનેવાન. ૮
શોભે ગળે ગલુબંધ ને, હેમ મુકતાફળ માળ.
બાહે બાજુબંધ બેરખાં, કનક કડાં છે રસાળ. ૯
પીતાંબર કટીમેખળા[5], નેપુર[6] રાજેરે પાય;
અંગોઅંગ અતિ માધુરી, મનમથ[7] મંન લોભાય. ૧૦
ચરણસેવા કમળા કરે, શેષ ઉપર કર્યું સેન;
શાંત સ્વરુપ શ્રીનાથનું, કરુણા ભરોયાં બે નેન ૧૧

---

૧ નર્મદા. ૨ પ્રભુના શરીરની. ૩ વાળીનું મોતી. ૪ દાઢીમાં જડેલો હીરો, પ્રભુનું એક આભૂષણ. ૫ કંદોરો. ૬ ઝાંઝર. ૭ કામદેવ.

શ્રીશેષશાઈ જલશાઈ નારાયણ એમનું નામ;
લોક પિતા શ્રીમહાલક્ષ્મીપતિ, શ્રીહરિ પુરણ કામ. ૧૨
નટવર નંદકુંવર, પુરુષોત્તમ શ્રીવ્રજરાય;
નિર્મળ યશ એહવા નાથના, જન દયાશંકર ગાય. ૧૩

## શ્રીનાથજીનું વર્ણન.

### ગરબો.

મોહન મધુરાકૃતા[1] શ્રીનાથજી, નટવર નંદકુમાર;
મોહ પામે સહુની મતિ શ્રીનાથજી, નિજ જન પ્રાણઆધાર. ૧
મોર મુગટ મણિએ જડયો શ્રીનાથજી, કુંડળ લળકે કાન;
મનોહર મોતી વેસર[2]તણું શ્રીનાથજી, શોભે છે ભીનેવાન. ૨
મનમોહન મધુરાકૃતિ શ્રીનાથજી, નટવર નંદકિશોર;
મોહ પામે સહુની મતિ શ્રીનાથજી, ચાતુર ચિત્તના ચોર. ૩
લાલત ત્રિભંગી છેલડા શ્રીનાથજી, મદન મનોહર રૂપ;
આનંદઘન અલબેલડા શ્રીનાથજી, અખિલભોવનના ભૂપ. ૪
જીવન ગોપીજનતણું શ્રીનાથજી, રસિયા જનના રાય;
નિરખે સુખ પામે ઘણું શ્રીનાથજી, મન મારૂં લોભાય. ૫
મોર મુગટ મણિએ જડયો શ્રીનાથજી, પ્રભા લજાવે હંસ;
ઢળકે કુટિલ[3] ભૃગુટી અડયો શ્રીનાથજી, મુક્તાફળ અવતંસ. ૬
તિલક સુભગ કેસરતણું શ્રીનાથજી, પાદાકૃતિ[4] શોભેછે ભાલ;
મનોહર મોતી વેસરતણું શ્રીનાથજી, શુંદર શિરપેચ લાલ. ૭

---

૧ સુંદર આકૃતિવાળા. ૨ નાકની વાળીનું મોતી. ૩ વાંકી.
૪ પ્રભુના ચરણ કમળના આકારનું તિલક.

શોભા સલુણા વારિજવદનાની શ્રીનાથજી, ગારુ શરદ શશી કોડ;
કાંતિ લજાવે કોટી મદનની શ્રીનાથજી, નહિ જુગમાં કોઇ જોડ. ૮
તે ઉપર લટકે લટ અનક[2]ની શ્રીનાથજી, માહાસરોજ[3] અલિભ[4]ળ;
મોહના ધણીછે મધુર મલકની શ્રીનાથજી, અધર અરૂણછે રસાળ ૯
ભૃગુટી કમાન બાણ નેન છે શ્રીનાથજી; મોહ પામે રતિરાજ[5];
કિંવા સારંગ રસ અત્ય છે શ્રીનાથજી, પામે કમળદળ લાજ. ૧૦
નિરમળ કાંતિ કપોળ[6]મા શ્રીનાથજી, કુંડલનાં પ્રતિબિંબ;
દસનવસન[7] લાલ ચોળમાં શ્રીનાથજી, અડી બન્યું મુકત ફળ બિંબ. ૧૧
કીર[8] ચંચુ સમ નાસિકા શ્રીનાથજી. ભ્રમે અહુ જાણે ભક્ષ;
હીરાકણી ચિબુકની વાસિકા શ્રીનાથજી, ઉશના[9] ઉદયો પ્રત્યક્ષ; ૧૨
દંતપંગત કુંદની કળી શ્રીનાથજી, તાંબુળ કોઈ એક અરણ;
કંઠ કંબુશી રેખાવળી શ્રીનાથજી, ચિત્ત ચળાવતી નિપુણ. ૧૩
હસવું મંદ મદનફંદ છે શ્રીનાથજી, રસિયા જન ચિત્તચોર;
મધુર વચન મોહફંદ છે શ્રીનાથજી, હરમદ ધીરજ જોર. ૧૪
કંઠે કૌસ્તુભમણિ દ્યુતિ ઘણી શ્રીનાથજી, ઉર ભૃગુલાંછન વામ[10];
કંચનમાળ મોતી અતિ બની શ્રીનાથજી, વૃંદાવન અભિરામ. ૧૫
પીતાંબર કટીમેખળા શ્રીનાથજી, શોભા નહિ કોઈ તુલ્ય;

---

૧ મુખકમળ. ૨ વાળ. ૩ કમળ. ૪ નાનો ભમરો. ૫ કામદેવ ૬ ગાલ.
૭ હોઠ. ૮ પોપટ. ૯ શુક્રનો તારો. ૧૦ સુંદર.

વલયર અંગદ[2]મણિ નિરમળાં શ્રીનાથજી, મુદ્રિકા[3] જડિત્ર અમૂલ્ય. ૧૬
મોહન મોરલી કર ગ્રહી શ્રીનાથજી, નીલ કમળ એક હસ્ત;
વ્રજવનિતા મોહવા રહી શ્રીનાથજી, સ્વરૂપાનંદ મન મસ્ત. ૧૭
નેપુર ચારૂ ચપળ ચરણમાં શ્રીનાથજી, ઘુઘરીનો ઘમકાર;
લાભ ઘણો છે હેનાં શરણમાં શ્રીનાથજી, રમાનંદ ભંડાર. ૧૮
ખટદશ ચિહ્ન પાપતળ વિશે શ્રીનાથજી, પ્રગટ કહું સુણો નામ;
બિરાજે ચિત્ત નિરમળ વિશે શ્રીનાથજી, જંન મન પૂરણ કામ. ૧૯
સ્વસ્તિ અષ્ટ કોણ અંબુ જત્ર પવિ શ્રીનાથજી, ઊરધ રેખા દેખાય;
ધ્વજ અંકુશ કમળ કવિ કહે શ્રીનાથજી, એ નવ દક્ષિણ પાય. ૨૦
મચ્છ ત્રિકોણ ધનુષ ચંદ્રનું શ્રીનાથજી, કમળ આકાશ અભિરામ;
ધેનુપદ બિંબ ચંદ્રનું શ્રીનાથજી, એ સાતે પદવામ. ૨૧
જામો જરી પટકો પામરી શ્રીનાથજી, આભણ અતિ અનુપ;
પ્રતિઅંગે અતિ માધુરી હરી શ્રીનાથજી, સુરૂપતણું જ સુરૂપ. ૨૨
તેવાં વામઅંગે ભાનુનંદની શ્રીનાથજી, શ્રીરાધા શુભ નામ
વરતુતા કૃષ્ણ ચારૂ ચંદની શ્રીનાથજી, સદ્દગુણ સ્વરૂપનું ધામ ૨૩
વલ્લભ શ્રીવલ્લભતણા શ્રીનાથજી, શ્રી વિઠ્ઠલ પ્રિય પ્રાણ;
પુષ્ટિસૃષ્ટિને પ્રિય ઘણા શ્રીનાથજી, જેમ રતિને પંચબાણ[4]. ૨૪
નિત્ય કરે મન નિરમળે શ્રીનાથજી, ચિંતન ચંદ્રિકાનું ગાન;
તેહેને વિનાશ્રમે મળે શ્રીનાથજી, સદા રહે ઉર ધ્યાન. ૨૫
પાપ પરિતાપને પ્રલે કરે શ્રીનાથજી, પૂર્ણ કરે મનકામ;
અખિલ અમંગળને હરે શ્રીનાથજી, વસવા દે નિજ ધામ ૨૬.

---

૧ કડાં. ૨ બાજુબંધ. ૩ વીંટી. ૪ કામદેવ.

# ॥ श्रीकृष्ण अष्टोत्तर शतनाम चिंतामणि ॥

### છંદ ભુજંગ પ્રયાત.

નમો શ્રીગુરૂદેવ શ્રી કૃષ્ણસ્વામી. નમો નંદકુમાર સુપર્ણગામી;
નમો શ્રી યશોદાઅસુમીનવારી, નમો શ્રી બળાનુજ આનંદકારી. ૧
નમો રાધિકાનાથ ગોપીશવૃંદા, નમો શ્રી યમુનાપતિ મોદકંદા;
નમો ગોકુળાધીશ શ્રી વેનધારી, નમો રાસવિહારી શ્રીજી મુરારિ. ૨
નમો કુંજકેલી પ્રિયે રાધરાણી, નમો લાલત્રિભંગી શ્રી વેણુપાણિ;
નમો દ્વારિકાધીશ લક્ષ્મી વિહારી, નમો ભક્તત્રાતા મહાક્લેશ હારી ૩
નમો દેવકીપુત્ર આનંદસિંધુ, નમો દુષ્ટદ્વેષી અતિ દીનબંધુ;
નમો શેષ શંભુ સતીનાથ ધાતા, નમો કંસકેશીરિપુ મુક્તિદાતા. ૪
નમો ધર્મગોપ્તા હતાભાર જગ્નિ, નમો શેષશાયી હરિ દાયભક્તિ;
નમો વિશ્વહેતુ પતિકાળમાયા, નમો પૂર્ણઅંશી વિભૂત્વર્દશાયા. ૫
નમો પુણ્ય શ્લોકી પ્રભુ પૂતનામી, નમો રામરૂપી શુચિ ગુણગ્રામી.
નમો દેવદેવેશ ગોવિંદ વિષ્ણુ, નમો યજ્ઞ યોગેશ ગોપાળ વિષ્ણુ. ૬
નમો નરહરિનાથ નિર્વાણદાયી, નમો ચક્રપાણિ ગદા નીરશાયી;
નમો ગોપિકામિત્ર સુભક્ત લગ્ની, નમો રાધિકારૂપ સિંધુ નિમગ્ની ૭
નમો પુંડરીકાક્ષ સ્વાનંદભોગી, નમો જન્મ મૃત્યુ જરાદિ વિયોગી;
નમો ગોપચૂડામણિ શ્રેયકારી, નમો શ્રી જગંનાથ સ્વામી ભવારિ ૮
નમો કોટિકંદર્પ લાવણ્ય શૌરી, નમો પ્રાણ જીવન શ્રીવાણીગૌરી.
નમો સર્વશક્તિ પતિ નિર્વિનાશી, નમો ઇશ આમોદ શ્રીતેજરાશી ૯

નમોવ્યાપિ વૈકુંઠ આનંદ હેતુ, નમો પ્રેમક્રીડા સનાતન્ન સેતુ;
નમોગોપતિ કોટી બ્રહ્માંડસ્વામી, નમો શ્રીહૃષિકેશ જે અન્તર્યામી. ૧૦
નમો આત્મ યોનિ નમો નિર્વિકારી, નમો પર્મ ભોગી નમો બ્રહ્મચારી;
નમો સર્વસાક્ષી નમો સર્વકર્તા, નમો સર્વભર્તા નમો સર્વહર્તા. ૧૧
નમો બાળમુકુંદ પદ્માવિલાસી, નમો યાદવાધીશ વૈકુંઠવાસી;
નમો શ્રીશ ચંદ્રાવલિ ચિત્તહારી, નમો સુંદરાંગી વૃંદાવનચારી ૧૨
નમો વલ્લભાધીશ વાગીશદાતા, નમો વિઠ્ઠલાધીશ પુષ્ટીશ જ્ઞાતા;
નમો ગોકુલેંદુ રઘુનાથસીતા, નમો સત્યભામાપતિ કામ પિતા. ૧૩
નમો અક્ષરાતીત અચ્યુત પ્રેમી, નમો શ્રી વ્રજાનંદદાયી સુક્ષેમી;
નમો શ્યામ નારાયણાનંત શક્તિ, નમો કેશવાપાર પ્રાણેશભક્તિ. ૧૪
ઇતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી, નમો કામના સર્વદાતા દુઃખારિ;
મહાપાપ સંતાપકૃત્ભુત ભસ્મી, સદાકાળ ગાજે સહુ જસ્મીનસ્મી. ૧૫
મળે પ્રેમભક્તિ વ્રજાધીશ ખાસી, સદાકાળ તે વ્યાપીવૈકુંઠવાસી;
કરેપાઠ એ શ્રી હરિ જાય રીઝી, દયાનાપ્રભુજી મળે તોપ બીજી. ૧૬

---

## ॥ श्री वल्लभ अष्टोत्तर शतनाम. ॥

### છંદ દુવૈયા.

જય શ્રી વલ્લભ હરિ હરિવલ્લભ શ્રીમહાપ્રભુ વાગીશ;
શ્રી કૃષ્ણાનન વિશ્વાનર પરમાનંદ મહાલક્ષ્મીશ. ૧
શ્રી મહાચાર્ય દયાધીશ ગુરૂ કરૂણાનિધિ આનંદ;
શ્રી ગોપીનાથજનક શ્રી વિઠ્ઠલપિતુ પરમાનંદકંદ.

શ્રી લક્ષ્મણનંદન શ્રી ઇલંબાપુત્ર પરમઉદાર;
અદેયદાનદક્ષ દીનબંધુ દૈવીકૃતઉદ્ધાર. ३
ભક્તાચાર્ય ભક્તવત્સલ ભક્તાધીન વલ્લભભક્ત;
ભક્તિપથપંકજતરણિ શ્રીકૃષ્ણ સ્વરૂપાસક્ત. ४
સ્વદાસાર્થકૃતસાધનઅશેષ નિસ્સાધનજનપાળ;
માયાવાદનિરાકૃત રતિપથકેતુ કૃતાંતકાળ. ५
સ્મૃતિમાત્રારતિનાશન વિભુ સાકાર બ્રહ્મપ્રતિપાદ્ય;
અપાર અદ્ભુત અકળ સનાતન આનંદઘન અજ આદ્ય. ६
વિભુધેશ્વર પ્રભુવરદરાજ સર્વેશ્વર શ્રેય સુખધામ,
પૂર્ણબ્રહ્મ આચાર્યરત્ન પુરૂષોત્તમ પૂરણ કામ. ७
ત્રિગુણાતીત રહોરત સત્યસંકલ્પ અંતર્યામી;
પતિતપાવન અધમોદ્ધારણ હરિ પુષ્ટિપથસ્વામી. ८
વિરચિતભક્તમનોરથપૂરક અતકર્યમાહાત્મ્ય અનંત;
કર્તુમકર્તુમન્યથાકર્તુ સમર્થ શ્રી ભગવંત. ९
ભક્તિમાર્ગપ્રવર્તક સ્વતંત્ર ભક્તિરૂપ રસરૂપ;
વિદ્વનમંડન અતિકૃપાળ તૈલંગતિલક દ્વિજ ભૂપ. १०
વિષયાસક્તિવિદૂષક વિજીતકંદર્પ રતિરસમગ્ન;
પતિતસંગ્રાહક પરમેશ્વર શિરમણિ સર્વરસજ્ઞ. ११
સર્વશક્તિધૃક્ શ્રીભાગવતગૂઢાર્થપંકજ ભાનુ;
સ્વજનજીવનધન પ્રાણપતિ પ્રતિપક્ષપતંગ કૃશાનુ. १२
વિવિધ અપરાધ ક્ષમાકૃત અશરણશરણ અખિલ સુખદાય;
શ્રીગિરિરાજધરણ હૃતઆતિભિત દુઃખ અઘાંતકાય. १३

રાજીવાક્ષ મદનાભિરામ અભયપદ આનંદકારી;
શાન્તસ્વરૂપ સ્વયંભૂ ઈશ્વર સ્વકીયસકળજ્વરહારી ૧૪
કૃતદિગ્વિજય સ્વદાસસુરદ્રુમ અનુકંપાસેચન;
પ્રમેયબળવતકૃતલીલામય પ્રણતકષ્ટમોચન, ૧૫
ભાવવિધૂર્ણિત લોચન પદપંકજપાંસુકૃળરૂપ;
સર્વોત્તમ નિજલાભપૂર્ણ જય આત્મારામ અનુપ. ૧૬
એ અષ્ટોત્તરશત શ્રીઆચાર્યજી મહાપ્રભુનાં નામ;
સર્વ પાપ સંતાપ હરણ મનવાંછિતપૂરણકામ. ૧૭
મહા સહિત સદા જે જન કરશે એ આખ્યોચ્ચાર;
શ્રી ગોપીજનવલ્લભ તેને વશ થાશે નિરધાર. ૧૮
અકથિત ફળ છે અનુભવી જો જો આનંદ થાશે અત્ય;
મારું તો સર્વસ્વધન એ દયો કહે કહું સત્ય. ૧૯

---

## ॥ श्री विट्ठल अष्टोत्तर शत नाम ॥

### છંદ દુવૈયા.

જય શ્રી વિઠ્ઠલ શ્રીપુરૂષોત્તમ શ્રી વલ્લભ રાજકુમાર;
શ્રી મહાલક્ષ્મીગર્ભ રત્ન સર્વાંગચારૂ જિતમાર. ૧
શ્રીમદ્ ગોસ્વામી શ્રી ગોપીનાથાનુજ શ્રુતિસાર;
શ્રી હરિ શ્રી રૂક્મિણી રમણ પદ્માવતી પ્રાણાધાર. ૨
શ્રી ગિરિધરાદિ સપ્તતનુજનક તૈલંગતિલક રસાળ;
પિતુવંશ અર્ણવમયંક પ્રભુ પ્રપન્નજન પ્રતિપાળ. ૩

કરૂણારસપરિપૂરિતહૃદય પુષ્ટિપથપતિ પરમેશ;
ગોત્રનાથ સહચર ગુણઆગર સજળજલદ શુભવેષ. ૪
મહાઅમાગ સ્વરૂપપ્રકાશક સર્વાન્ત કરણજ્ઞ;
પ્રેમપથકેતુ દીક્ષિત કૃષ્ણ શ્રીગોવર્ધનયજ્ઞ ૫
શ્રીગોપીજનવલ્લભ અતિવલ્લભ શ્રીવલ્લભરૂપ;
માયાવાદવિભંજન નાગર ભકતાચાર્ય અનુપ. ૬
કવિકુળભૂષણ વિબુધશિરોમણિ વન્દમણિ દુઃખહારી;
સર્વરસદાનકુશળ કૃપાકર ગોબ્રાહ્મણહિતકારી. ૭
જગદાર્તિહર દીનપાળ ભકતાધીન અતિદુર્દર્શ;
જ્ઞાનશૂન્યગ્રાહક કીર્તિવિશદ સ્વભૃત્યદાઅનિદર્શ. ૮
અતિ ચારૂ કમનીયકલેવર શુભગુણસકળનિધાન;
સકળ વેદપારગ વિદ્યાલય નિર્ભયદ ભગવ ન ૯
સોમ સુયજ્ઞ પ્રતિષ્ઠાતા મહાઅધમોદ્ધરણ અનાદિ;
શ્રી રાધિકારમણ સેવારસ અમૃત અદ્ભુતવાદી. ૧૦
કાલિંદીપુલિનાવિષ્ટચિત્ત અતિ ગભીર ઉદાર;
હતિતપતિત ઉદ્ધારક જગદ્ગુરૂ શુચિ શાંતાકાર ૧૧
પ્રતિ પક્ષાબ્ધિ વડવાનળ સ્વજનમાનસુખદ સુવારિ;
અતિ દુર્લભ વિભુ ભકતસંદેશ પરમાનંદ રૂચિકારી. ૧૨
રાજીવલોચન રાસલીલારસમહોદધિ દીનબંધુ;
શ્રી ગોકુળેશ ભકિત પ્રવર્તક નહાકૃપારસસિંધુ. ૧૩
અચ્યુત અકળ સનાતન શ્રીપતિ ભકતવત્સલ ભયહરણ;
નિઃસાધનજન ચિંતા હર નિજ નિવાસ અંતઃકરણ ૧૪

ક્ષિતિમંડળમંડન મહાઓહો મહા પુરૂષમણિ પ્ખ્યાત;
શ્રીકૃષ્ણરૂપ શ્રીકૃષ્ણદયિત કૃષ્ણદાન જનદાતા. ૧૫
નિરક્ષેપ જનવલ્લભ ભક્તમનોરથપૂરક નાથ;
સકળકળા પરિપૂર્ણ ગુણાકર સુખકર બંધુ અનાથ. ૧૬
સર્વશક્તિધૃક્ મહાબળ મોહન અચિંત્યમહિમા ઈશ;
અતક્ર્ય માહાત્મ્ય અપાર અનંત સર્વસખાદિ શ્રીશ ૧૭
એ અષ્ટોતર શત શ્રીવિઠ્ઠલનાથકલ્પદ્રુમ નામ;
ચિંતા સર્વ નિવર્ત્તક નિર્ભયપદદાયક પૂરણકામ ૧૮
ભક્તિ પ્રેમ પ્રકાશક સદ્‌મતિ ચિંતામણિસ્વરૂપ;
ધન સર્વસ્વ દયો કહે મારૂં શ્રીવિઠ્ઠલવ્રજભૂપ. ૧૯

## ॥ શ્રી રાધા અષ્ટોતર શત નામ ॥

### છંદ હરિગીત.

જય શ્રીરાધા રાધિકા, શ્રીવૃષભાનુ નંદનીશ્યામ
કીર્તિકન્યા કમળાક્ષી પરમાનંદા સુખધામ ૧
પુણ્યા શ્રીવૃંદાવનેશ્વરી વ્રજેશ્વરી શ્રેયકરણી.
હરિમોહીની પ્રગલ્ભા ચતુરા શ્રીગિરિધર મનહરણી. ૨
કામિની સ્વામિની કૃપાસાગરી નાગરી નવલકિશોરી;
માધવી મધુરા લલિતા લલના લાડલી સુભગગોરી. ૩
શ્રી કૃષ્ણાકર્ષિણી દેવી રસિકા વિહારિણી કાંતા;
શ્રીહૃષિકેશ્વરહૃદયનિવાસિની આનંદરૂપિણી શાંતા. ૪
શ્રીવૃંદાવનચંદભૂષિતા કનકપ્રભા જીતચંદ્રા;
જીતસિંહા જીતમૃગા જીતપિકા સર્વેશ્વરી મહેંદ્રા. ૫

મોદવતી આમોદની કુમારિકા અતિચારુ સ્વરૂપા;
દિવ્યાંબરા કનકમુક્તામણિવિભૂષિતા સુઅનુપા. ૬
કુંજપ્રિયા શ્રીકૃષ્ણવલ્લભા કુજસ્થા દ્યુતિસદ્યા;
કુંજનાયિકા જીતરંભા જીતશુકપિંબા જીતપદ્મા ૭
ભદ્રા શિવા ભગવતી કુમુદા પ્રિયા સુંદરી વામા;
શ્રીકૃષ્ણવેણુસંગીતા મુરલીહારિણી રામા. ૮
ભક્તવત્સલા ભક્તિસ્વરૂપા નિવાસની વનવૃંદા,
કૃષ્ણાત્મા શ્રીકૃષ્ણસ્વરૂપા શુભા અજા આનંદા ૯
પતિતપાવની અઘમોહહરણી ભવભયહરણી અગમ્યા;
પટરાણી ઠકરાણી પ્રમદા મહારાણી અતિરમ્યા. ૧૦
નિત્ય સુયુગ્મ સ્વરૂપણિ કૃષ્ણા હારક્રીડા રતિકૃષ્ણ;
મંગળરૂપા માનવતી માનિની પ્રિયપુરણતૃષ્ણ ૧૧
શ્રીગોવિંદસહચારિણી ચપળા સુમધ્યમા અજીતા;
ભાંડીરનીવાસિની શુભા શ્રીગોપિનાથદયિતા. ૧૨
નિગમાગમસંતસેવ્યા ગોપિકામંડલીયુક્તા,
નંદકુમારપૂજિતા રાસેશ્વરી રસસકળ સંયુક્તા. ૧૩
લક્ષ્મીકોટીવિલાસિની મદાલસા હરિકેલીધામા:
પરમેશ્વરી અખિલેશ્વરી ઇશ્વરી સર્વેશ્વરી શુભનામા. ૧૪
એ અષ્ટોત્તરશતશ્રીરાધા નામદામ મુખજેને;
શ્રદ્ધા સહ નિત્ય પાઠ કરે તો કૃષ્ણ [illegible] તેને. ૧૫
જુગલ કિશોર સમીપ નિરંતર નિવ[illegible]
દાસદયાના પ્રાણવલ્લભ બે વલ્લભ[illegible] ૧૬

# ॥ श्री पुरुषोत्तम अष्टोत्तर शत नाम. ॥

## છંદ દુવૈયા.

શ્રી પૂર્ણ પુરૂષોત્તમ શ્રી ગોવર્ધનોદ્ધરણ ધીર;
શ્રી રાધિકારમણ શ્રી ગોપીજનવલ્લભ બળવીર. ૧

શ્રીમદ્ વલ્લભ પ્રાણપતિ પ્રાણેશ પ્રાણાધાર;
શ્રી વિઠ્ઠલ સર્વસ્વ પ્રાણજીવન ધન નંદકુમાર. ૨

શ્રીયશોદોત્સંગ લાલિત શ્રી નવનીત પ્રિય ચિત્તચોર;
શ્રી યમુના પ્રિયતમ શ્રીચંદ્રાવળીમુખચંદ્રચકોર. ૩

ત્રિભંગલલિત મનોહર નટવર હૃષિકેશ્વર રસરૂપ;
રાધેશ્વર રમણેશ્વર વંશીધર ઘનશ્યામ સ્વરૂપ. ૪

કોટિકમન્મથ સુંદર નાગર સકળગુણાકર સ્વામી;
સદાનંદ શ્રીકૃષ્ણચંદ્ર આનંદઘન અંતર્યામી. ૫

સમર્થકર્તું મકર્તુંમન્યથા કર્તુંમ્ હરિસર્વજ્ઞ;
અનંતકોટિબ્રહ્માંડ ભૂપ વિભુ નિજાનંદ રસમગ્ન. ૬

દ્વારિકેશ ગોકુળેશ મથુરાધિપ વૃંદાવનચંદ;
રાધાવર ગોપીશ ગોપવર વૈકુંઠેશ વ્રજેન્દ્ર. ૭

શ્રીગોવર્ધનનાથજી શ્રીજી શ્રીગોવિંદ ગોપાળ;
શ્રીવ્રજભૂષણ વરદરાજ વ્રજવલ્લભ કૃતાંતકાળ. ૮

શ્રીગોકુળઉત્સવ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ ગિરિધારી;
વાંછાકલ્પતરુ સર્વાત્માવલ્લભ ગોપવિહારી. ૯

# શ્રીव्रजभक्त अष्टोत्तरशतनाम हीरावली।

## ૭૬ દુવૈયા

શ્રીલલિતા ચંદ્રભગા ચપળા ચંદ્રકલા આનંદા,
ચિત્રા ચંપકલતા ચંદ્રિકા ચંદ્રલતા સુખકંદા. ૧
ચતુરા ચંદ્રાનના ચિત્રલેખા, ચંદ્રાવળી નંદા;
વિમલા વ્રજમંગલા વિશાખા વ્રજવિલાસિની વૃંદા. ૨

ઘૂર્ણાયમાનલોચન મદાલસ બહુકંદર્પાભિરામ;
સાક્ષાત કલાકોલમૂરતિ સર્વાધિપ સુંદરસ્યામ. ૧૦
વૃંદારણ્ય પુરંદર પ્રભુ, આભીર નાગરી પ્રાણ
નાયક ગોપી લોચન તરંક યદુકુળપંકજભાણ ૧૧
કામકલારસ શિરોમણિ કોટી કંદર્પ લાવણ્ય;
કોટીંદુલલિત દ્યુતિ મન્મથમન્મથ વૃંદારણ્ય. ૧૨
વલ્લવાંગનાસક્ત રાધિકાગતિલંપટ વનમાલી;
યદુકુળચૂડામણિ પુતનાંતક બકારિ મર્દનકાલી. ૧૩
વાસુદેવ રામાનુજ દેવકીનંદન આનંદકારી;
મોરમુકુટ પીતામ્બર કુંડળ કેયૂર કૌસ્તુભ ધારી. ૧૪
પ્રાણનાથ પ્રીતમ પરમેશ્વર બાળમુકુંદ અનાદિ;
ઉધ્વરેત અચ્યુત શ્રીપાત રાધાઅધરામૃતસ્વાદી. ૧૫
કોટિસૂર્યસમપ્રભ અજીત અનંતગુણગંભીર;
અનંતસુખદાતા ચિંતામણિ સ્વતંત્ર રતિરણધીર. ૧૬
મહાપુરૂષ મહારાજ રાજ રાજાધિરાજ રાજેશ;
અખિલેશ્વર અદ્ભુત સ્વયંભૂ વ્રજનાયકરાધેશ. ૧૭
એ ચિંતામણિ અષ્ટોત્તરશત નામ શ્રીનંદકુમાર;
કેવળપુષ્ટ રસાત્મક પરમાનંદતણોભંડાર ૧૮
એ ભણતાં રાધાવલ્લભ, કરિવલ્લભ વલ્લભ થાયે;
તેથી ફળ આગળ નથી બીજું, દાસ દયો એમ ગાયે ૧૯

# શ્રીव्रजभक्त अष्टोत्तरशतनाम हीरावली।

## ૭૯ દુવૈયા

શ્રીનલિતા ચદ્રભગા ચપળા ચદ્રકલા આનદા,
ચિત્રા ચ પકલતા ચંદ્રિકા ચંદ્રલતા સુખકંદા. ૧
ચતુરા ચંદ્રાનના ચિત્રલેખા, ચદ્રાવળી નદા;
વિમલા વ્રજમંગલા વિશાખા વ્રજવિલાશિની વૃંદા. ૨
કૃષ્ણા કૃષ્ણાવેશિણી, કૃષ્ણાવતી કલકંઠીવામા,
કલ્યાણી કાવેરી કલહંસી, કુજરી કમલા શ્યામા. ૩
કુરંગાક્ષી કમલાક્ષી કામલતા કદર્પા રંગા;
કેતકી માલતી માધવી મુગ્ધા, મંજુકી માનની ગગા. ૪
મણિકુડલા માદની મૃદુવેણી, મન આતુરી હીરા;
મધુરેક્ષણા મ ગના મેના મન્મથમોદાધીરા ૫
મનોહરા મલ્લિકા મોહિની મનોરમા છબી ધામા,
મધુરા મધુઅયની રત્નપ્રભા રત્નારૂપા ગમા. ૬
રૂપ વિનાસિની રતિકળા, રતિરૂપા ગુણાભિરામા
રસલીના રસપ્રકાશિકા, રસઅયની ગુલાબી નામા ૭
રસ તરંગિણી રસાત્મિકા, રસભદ્રા હર્ષા શીલા;
રસાલિકા સુરમેના સૌરભા, શુભા સરોવરી લીલા ૮
સુવાસિની સુદરી સુચરિતા, શુભાનના સતીરૂપા
સુમદિરા શશિકલા સુનદા, સુગવરા સુઅનુપા ૯
સૌનજુહી ઇશ્વરી ઇંદુલેખા; ગુણચૂડાકારિણી,
હસા હરિવદની છબી સિંધુ, વ્રજવિલાસિની હરિણી. ૧૦

પ્રમદા પદ્મા પ્રેમમંજરી, પ્રિયા પ્રગલ્ભા પ્રેમા.
કિશોરી કનકપ્રભાવતી વનદેવી દુર્વા.ક્ષેમા ૧૧
વનમત્સ્યા તિલકરણી બ્રાહ્મી, વિરજા બહુબાહ્યની બાલા;
લીલા નાગવેલિકા નાગરી, લક્ષણી શિવા રસાલા. ૧૨
અંચલાક્ષી નૃત્યકલા, સુંગધરેખા ગપલાનયની;
સુખપ્રમા વલ્લભા પ્રિયતમા, પદ્માવતી સુખઅયની. ૧૩
એ અષ્ટોત્તરશત શ્રીગોપીજન, નિર્મળ નામ
સર્વ પાપ સ તાપ હરણ, મન વાંછિત પૂરણ કામ.
ગાતાં સુણતાં શ્રી ગોપીજન, વલ્લભ દર્શન આપે,
દાસદયાના પ્રાણજીવન, નિજદાસી કરીને થાપે. ૧૫

---

# व्रज माहिमा

ગરબો.

વ્રજની શોભા અપાર જાઉં બલિહારીજો;
છે ઇંદ્રપુરી આવાસ, શોભા સારીજો. ૧
ઘેર ઘેર આનંદ અપાર, ઉત્સવ થાયેજો;
ગોપી ઓપી મનમાંય, ગુણલા ગાયેજો. ૨
દામોદર દીનદયાળ, પ્રકટ્યા જ્યારેજો;
ત્યાં રહ્યું ન બાકી કયાંય, જાઉં બલિહારેજો. ૩
ઇંદ્રપુરીની માંય, નાચે ગણિકાજો;
કરે ગોપી ચેધકાર, વાજે અણિકાજો. ૪

ઇંદ્રપુરીની માંય, ઋષિઓ બેસેજો;
હરિનાં કરવા દર્શન, મુનિ મહ પેસેજો. ૫
ઇંદ્રપુરીની માંય, ગુણિયલ ગાજેજો;
ગાન કરે છે ગોપ, સુખી બહુ થાયેજો. ૬
ઇંદ્રપુરીની માય, વીણા વાગેજો;
મુરલીના થાયેનાદ, ભ્રમણા ભાગેજો ૭
ઇંદ્રપુરીની માંય, નૌતમનારીજો.
ગોપિકા સજી શૃંગાર બેઠી અટારીજો. ૮
ઇંદ્રપુરીનીમાંય, બ્રાહ્મણ ભણતાજો;
કરી વેદ ઋચા ઉચ્ચાર, ગુણ હરિ ગણતાજો. ૯
ઇંદ્રપુરીની માંય, છે સિંહાસનજો;
વ્રજમાં તેનોછે વિલાસ, શ્યામ સુખાસનજો. ૧૦
ઇંદ્રપુરીની માય, સુરતરૂ સારૂજો;
વ્રજમાંહી કદબસાળ, તેથકી ચારૂજો. ૧૧
સુરપુરીની માય, સુરભિ સાચીજો;
ગોકુળની ગૌસાથ, થાય તે કાચીજો; ૧૨
સુરપુરીની માંય, સરિતા કયાંથીજો:
પીએ જમુનાનું કર્યા વાર, જાય ન ત્યાંથીજો. ૧૩
સુરપુરીની માંય, સુર તેત્રીશ કોટિજો;
અહીંગોપી ને ગોપ, સંખ્યા મોટીજો. ૧૪
સુરપુરીની માંય, નહિકાંઈ ખાવાજો;
વ્રજમાં છે રંગવિલાસ, સુખ ઉપજાવાજો. ૧૫

સુરપુરીની માય, સગપણ શેનું જે;
અહીં છે લીલાલે'ર તેનુ એનુજે. ૬
ઈંદ્રપુરે ની માંય, નાયક ઈંદ્રજે;
ગોકુળ નિશિન દ પવિત્ર, ચારૂ ચંદ્રજે. ૧૭
સુરપુરીની માય, દ્વાદશ સૂરજજે,
વૃષભાનાદિક છેં બાર, કિરણ સુરજજે ૧૮
સુરપુરીની માંય અમૃત વારૂજે,
વા'લાજીનુ વર સુખ, એપર વારૂજે ૧૯
સુરપુરીની માંય, અમૃત કારણજે;
સાચવવા બેઠા નાગ નાખી ધારણજે ૨૦
નહિ ગોકુળમા કંઇ તેમ અમૃત ભરિયુજે,
સુક્તદાર મહારાજ, અમૃત ધરિયુ જે. ૨૧
સુરપુરીની માય, છે શચિ નારીજે,
છે યશોમતી રૂપ રસાળ, તેથકી ભારીજે ૨૨
સુરપુરીની માય, સુત જયંતાજે,
વ્રજમા વિઠ્ઠલવર સાર, છે જયવંતા જે ૨૩
સુરપુરીની માય, કિન્નર વસતાજે,
નહિ આ સ્થળ તેની ખોટ, પરા નહિ ખસતાજે. ૨૪
સુરપુરીની માય, સુખનું શમણુંજે;
અહી અહોનિશ તે સાર, બમણું તમણુંજે, ૨૫
છે સુરનગરની માંય પડવુ ચડવુંજે;
નહિ તેમાનુ કઇ આંહી, ઘટવુ ઘડવુંજે. ૨૬
સુરનગરની માય, અસુરો આવેજે,

અરિ આવે છે આંહી, દુઃખડાં લાવેજો,  ૨૭
ઈંદ્ર જાય અવિચાર, બ્રહ્મા પાસેજો;
તે નાસે ત્યાંથી નિરધાર, શંકર વાસેજો.  ૨૮
તે સહુ મળી જાયે જાણ, ક્ષીરનિધિ તીરેજો;
થાયે ત્યાંથી ઉચ્ચાર, ધીરે ધીરેજો.  ૨૯
જે સુણી સુર સહુ શાંત, થઇને આવેજો.
દુઃખ દૂર કરવાનું મંન, હરિને ભાવેજો.  ૩૦
ધરી પછે અવતાર, અરિને મારેજો,
અહીં તેથી લીલાલેરે, કથહું ન ઉગારેજો,  ૩૧
છે સુરપુરીની માંય, કૂડી દૃષ્ટિજો;
વળી કારજ કરવું નિરધાર, કરવી વૃષ્ટિજો,  ૩૨
અહીં તેમાનું નહિ કાંય, સહુ સમદૃષ્ટિજો.
કારજ છે એક રસાળ, અમૃત દગ વૃષ્ટિજો.  ૩૩
સુરપુરીની માંય, ઐરાવત હાથીજો;
છે ગોવર્દ્ધન ગુણરસાળ, તેનો સાથીજો.  ૩૪
તે મત્ત માતંગજ થાય, આ રૂપ એકેજો;
હરિજન મન કરે વિચાર, ધરી વિવેકેજો.  ૩૫
છે વજ્ર નામ આયુધ, ઇંદ્રને નગરેજો;
જે કરે હરિજનની સેવ, દુષ્ટ શું બગડેજો.  ૩૬
અહીં હરિરૂપ છે વજ્ર, વિડારણ કારણજો;
નહીં બ્રહ્મ હત્યા લગાર, કે લાગ્યું ધારણજો.  ૩૭
તહીં વિષ્ણુ ઇંદ્રને અંશ, વાનયા મોટાજો;
અહીં તે વીષ્ણુ સ્વયરૂપ, પડયા વિખૂટાજો.

ત્યાં પુણ્યશાળી નૃપ લોક, આશા તોડેજો;
અહીં તેવા નૃપતિ અપાર, આશા જોડેજો. ૩૯
ત્યાં થાયે નહિ અભિમાન, અહા છે પૂરણજો;
કંઇ છે કેશવ કૃપાળ, છે ચિંતા ચૂરણજો. ૪૦
ત્યાં ગુરૂ બૃહસ્પતિ જાણ, અહીં ગર્ગાચારજજો;
જાણે બહુ શાસ્ત્ર પ્રમાણે, કાઢયો સારજજો. ૪૧
ત્યાં નિશદિન યત્ન અપાર શતક્રતુ કરતોજો:
અહીં કરે બ્રહ્મા તે કામ, મનમાં ડરતોજો. ૪૨
એમ ઇંદ્રપુરી સમાન, સર્વે સારૂંજો;
અધિક એક છે અત્ર, જેહ ઉચારૂંજો. ૪૩
સુણજો થઇ એક કાન, સ્વર્ગથી સારૂંજો,
ત્રિભુવન પતિનાં દર્શન, અહીં અવિધારૂંજો. ૪૪
હવે જોઇએ બ્રહ્મસદન, ત્યાં શું સારૂંજો,
હેતુ પુરસ્સર સાર, અમો વિચારૂંજો. ૪૫
બ્રહ્મસદનની માંય, હંસ રૂપાળાજો;
વળી માનસરોવર સાર. મુક્તામાળાજો. ૪૬
સભા ઘણી રસાળ, જોવા લાયકજો;
જ્યાં ચતુરાનન છે દેવ, સહુના નાયકજો. ૪૭
છે સાવિત્રીજી સાર, સતીમાં-સાર્યાજો;
સરસ્વતી ગુણભંડાર, નહિ ત્યાં કાર્યાજો. ૪૮
વિમાને જોડયા હંસ, ધોળા દીસેજો:
સૃષ્ટિનાં પૂતળાં સાર, મનમાં હીસેજો. ૪૯

બ્રહ્મા ધરે બેરા તેહ, વારૂ લાગેજો;
કરે દાનવ આદિક સેવ, દુઃખડાં ભાગેજો. ૫૦
સહુની છે વૃત્તિ શાંત, દુઃખને ત્યાગ્યાજો;
તે સુખને કે' ધન્ય ધન્ય, જન અનુરાગ્યાંજો. ૫૧
ચાર મુખથી વેદ, બ્રહ્મા ભણતાજો;
તેમાં ઈશ્વરના ગુણ, સારા ગણતાજો ૫૨
કોટિ તેત્રીસજ દેવ, સેવા સાધેજો,
ઇંદ્રાદિક જઈ પાસ, વિધિ આરાધેજો. ૫૩
દઈ આવી વરદાન, બ્રહ્મા બન્દેન્તે,
આ કરી આવ્યા શુ કામ, મનમા ખટકન્તે, ૫૪
વાલખિલ્યાદિક મુનિ, ધુનિ કરતાજો;
ડગમગ ભરતા ડગ ~ઈ, ડરતા ડરતાજો. ૫૫
ટરે બ્રહ્મા કૂડીદષ્ટ, તીર્થે જાયેજો;
થાઉં કેમજ હું પવિત્ર, દુઃખડાં ગાયેજો. ૫૬
સરસ્વતી દેતી શાપ, બ્રહ્મા ભાગેજો;
જાગેલો અતનુતાપ, બ્રહ્મા ત્યાગેજો. ૫૭
સુગ્નું કરતા ઈંદ્રકૃત્ય, બ્રહ્મા દીસે જો;
સમાધાન સમક્ષ, કરતા મિષેજો ૫૮
સમાવે શંકર ક્રોધ, મોટા સહુથીજો;
રીઝવે સુરમુનિ તમામ, ડરતા બહુથીજો. ૫૯
એવા બ્રહ્મા ભગવાન, સુરગણ ગાનેજો;
હવે કહું વ્રજજનની વાત, સમજો સાનેજો. ૬૦

વ્રજમાં છે હંસ અપાર, રૂપે રસિયાજો;
માનસ સરથી રસાળ, યમુના વસિયાજો. ૬૧

સમ્યક સભાના ઘાટ, કુંજ નિકુંજેજો;
નાયક નાયિકા રોજ, ખટપદ ગુંજેજો. ૬૨
સતી રોહિણી વસે રસાળ, ગોકુલ ગામેજો;

સરસ્વતી રાધારામ, મહાગુણ ધામેજો. ૬૩
શકટે જોડ્યા સાંઢ, હંસથી મોટાજો;

અધિકી ધરી ઘૂઘરમાળ કર્યું કયમ જોટાજો. ૬૪
વિધિ ઘડે પુતળાં જેહ, તે નિર્જીવાંજો;

અહીં કરે અતિશે સાર, જોઈ સજીવાજો. ૬૫
થાય અસુરાદિકની સેવ કેશવકરથી જે;
વસે વૈકુંઠમાં જઇ તેહ, વૃત્તિ વરતી તે. ૬૬
અહીં આનંદ ઘન રેલાય, શાંતિ સુની જે:

સહસ્ર મુખ વેદ ભણાય, પાંપણ ખૂંતીજો. ૬૭
છાસઠ કોટિથી અધિક, હરજી ભજતાજો;
સુરનાયક આવે રોજ, હરિને યજતાજો ૬૮

દે યદુપતિ વરદાન, નહિ રજ ચિંતાજો;
આનંદે હરિ અપાર, દાનદયિતાજો. ૬૯
અહીં વાળ ખિલ્યા અપાર, તરૂણી કેશાજો;
ડગ ભરતી ડગમગ જોઇ, ટાળ્યા ક્લેશાજો. ૭૦

અહીં કૂડી દષ્ટિ જેહ, રૂડી થાયેજો;
કરે યમુના મધ્યે સ્નાન, અઘ સહુ જાયેજો. ૭૧

રાધિકા દેતી શાપ, શ્યામ સુહાગી જો;
વિતનુ વર્ણવતા અપાર, આરત જાગી જો. ૭૨
વજ જ નતું ટાળે દુઃખ, દેવ દ રાળો જો;
સમદૃષ્ટિ રાખે સાફ, આવી ભાળો જો. ૭૩
અહીં થાય ન શંકર કોપ મોર નાચે જો,
સુરિનર મુનિ કીટ પતંગ અહિયાં રાચે જો, ૭૪
માનવ દાનવ ને દેવ, હર વખાણે જો;
વજ બ્રહ્મસદનથી ચઢે, હરિજન જાણે જો ૭૫
સમ્યક શંકરનો દેશ, છે કૈનામે જો,
ત્યાં વિધ વિધની છે વસ્ત, વાર વિરામે જો. ૭૬
તે જોઇએ આપણ આજ, નજરથી ખોટું જો;
નવ ખોટું કહીએ તોય, નહિ કંઈ મોટું જો. ૭૭
ત્યાં વારૂ વસ્તી વેલ, તેરી કુંજે જો,
ત્યાં ખટપદ નમનામાર, તેક નિકુંજે જો ૭૮
ત્યાં ફૂલ તણો નહિ પાર, અહીં અપાગી જો
ત્યાં આમ્રતરૂ રસાળ, અહીં પણ ભારી જો. ૭૯
ત્યાં અઢાર ભારે સાર, ખીલી રે'તી જો,
અહીં પ્રફુલ્લિત થાય તેહ, સુંદર રે'તી જો. ૮૦
ત્યાં મંદ સુગંધિત વાય, શીતળ સારો જો;
અહીં કરે હરિની સેવ, ચાર ન ધારો જો. ૮૧
ત્યાં પંચાનન પાસ, પંચાનન ગાજે જો.
અહિં યૌવન હરિ અપાર, હરિથી લાજે જો ૮૨

ત્યાં વનપશુ કરતાં સો'ર, ભય મન લાગે જો
અહીં સુસ્વર લાગે  સર્વ, દુઃખડાં ભાગેજો. ૬૧
કૈલાસ ગિરિ દેખાય, દૂરથી સારો જો;
ગોવર્ધન ગિરિ કે'વાય, નિકટથી ન્યારોજો.
ત્યાં દાનવ પામે સુખ, વર વરદાનેજો;
અહીં ટાળે તે સુખ દુઃખ, તરે વર વાને જો. ૮૫
ત્યાં નાચે ભૈરવ ભૂત, હા હા કરતાં જો;
અહીં પણ તેવાં છે તુત, હરિને વરતાં જો ૮૬
દેખાય ભૂત સમક્ષ, શંકર પાસેજો;
અહીં ભૂત માંહી તે ભૂત, આવે આશેજો ૮૭
ત્યાં ગણ હરના ગુણગાય, ગાજીગાજીજો;
અહીં ગોપ કરે કીર્ત્તન, રાજીરાજીજો. ૮૮
ત્યાં નંદી મહાબળવાન, શંકર કેરોજો;
અહીં નંદી છે ઘેરઘેર, વસમો વેરોજો. ૮૯
ત્યાં મંગળકારી દેવ, ગજાનન મોટોજો;
અહીં ઘર ઘર પ્રતિ તમામ, જઇ જોઇ ગોટોજો- ૯૦
ત્યાં વસે એક હનુમાન, મુખથી કાળોજો;
અહીંઘણા વસેહનુમાન, દુઃખ દૂર ટાળોજો. ૯૧
ત્યાં પાર્વતી વસતાં પ્રૌઢ, સતીમાં શ્રેષ્ઠજો;
છે રિસાળવાં ભરપૂર, કપટું ન અપૂરજો. ૯૨
અહીં રાધારાણી તેમ, નિહાળી જોજો જો;
સર્વગુણ સંપન્ન, સંશય ખોજો જો. ૯૩

વિતવુ વર્ણાવિશ શુ દેવ, ચક્ષુ રાતીજે:
વજ જડી બળભદ્ર ભગવાન, આંખછે રાતીજે. ૯૪
. અ દિગંબરી મહાદેવ, સર્વે જાણેજે,
અંબરધર ગિરિધરદેવ, શંકર ગાણેજે. ૯૫
હાવાં વજમાં એક અધિક, સહુને દાખુંજે;
શ્રીહરિ શ્રીવિઠ્ઠલરૂપ, કઈપેર ભાખુંજે. ૯૬
જેની જોડી નહિ જુગમાંય, દેવ મુરારિ જે;
શંકર વિધિ જેને ગાય, વાતવિચારીજે. ૯૭
પુરંદર કરે પ્રણામ, વિષ્ણુ વા'લાજે;
સ્વયંધનદ ધરણીશ, છોગાંવાળાજે. ૯૮
સહુ સાધે હરિબળપુર, મોટાજાણીજે;
તેને તો કની હું કેમ. શકું વખાણી . ૯૯
બુદ્ધમાને બળહીન, વાણીથી વરણું જે;
થઈ સખીરૂપ રસાળ વર ન પરણુ જે ૧૦૦
ગુણિયલ ગુર્જર શુભ દેશ, ત્યાંનો વતની જે;
દર્ભાવતીમાં કરી સેવ, વલ્લભમત ની જે ૧૦૧
ચંડીપુરી મહા પાવન જન્મની ભુમિ ;
નર્મદા નદી પવિત્ર, ધુરકી ધુમી જે. ૧૦૨
પ્રભાશંકરનો સુત, સાઠોદરી નાતે ;
દયાશંકર છે નામ, જગ વિખ્યાતે જે. ૧૦૩
આ નર્મ ધર્મ રસાળ, જાણી ધાર્યો જે;
વલ્લભકુળમણિમહાહિત. પાર ઉતાર્યો જે. ૧૦૪
શ્રોતા વકતા સહુજન, હરિગુણ ગાજે જે,
જે તરવું ભવજળ પાર, વૈષ્ણવ થાજે જે. ૧૦૫

## પરચુરણ શ્લોક.

### વસંત તિલકા.

સાધન ધર્મ સરવે થકી જે રહિત,
અત્યંત તરૂણી દ્રવ્યાદિક પ્રીતિ જેને,
મુજે નાહ વિકળ ધી વિધિ શું નિષેધ,
ભવસિંધુ પોત તેને પણ કૃષ્ણનામ.

### પુષ્પિતાગ્રા.

નિગમ સકળ શાસ્ત્ર સાર એ છે,
મુહુર મુહુર વિચારી (જ) વ્યાસ ભાખ્યું.
ચરણ કમળ (નિત્ય.) ચિત્ત જેનું–
મધુપઈવ લુબ્ધ તેજ ભક્તરાજ.

### શિખરિણી.

સદા શ્રીજી સેવા, અહરનિશ ગાવા ગુણહરિ,
કથા રાધાસ્વામી, શ્રવણ કરવી સંત મુખથી;
પ્રભુરૂપાસક્તિ, રસિક જન સંગેજ વસવું,
હરીને દુરસંગી થઈ, સતત શિક્ષા સુજનને.

સગ માધુનો, ધર્મમાં મતિ,
સ્મરણુ ભજનતું, વ્યસન આપતુ.

### ઉપજાતિ

પ્રપચના ક્લેશ સમસ્ત ટાળો,
કૃપા કટાક્ષે મુજ સામું ભાળો,
કૃપાનિધે! કૃષ્ણ! હું છું તમારો,
તમો વિના ઠોર કયાં છે ન મારો. ૫

---

### ગરબી. ૧

નંદકુંવરજીનું પ્રાણજીવન ધન, રાધા રંગીની મૃગયાનેણીરે લોલ.
અભિલાનંદદાયક અલબેલો છેલો, તું તો તેને સુખદેણીરે લોલ. નંદ. ૧
શ્રીરતિકુમારી બ્રખુભાનદુલારી પ્યારી, શેષ મહેશની માતારે લોલ;
તે ગિરિધર તારાં ચરણ સેવે છે, જેનાં સેવે ચરણ શિવ ધાતારે લોલ.
નંદ૦ ૨
શ્રી મહાલક્ષ્મીજીની અંશ વિભૂતિ, જગસુંદરી શિવારેદિક નારીરે લોલ;
કમાહાસગી વર્ણ રૂપ રૂપાળી રાધા, તે કમળા[3] તે કળા[4] ત્હારીરે લોલ.
નંદ૦ ૩
નેહ સરીખા જેનો ભેદ ન જાણે, મોટા મુનિવર વછે[5] પદરેણુ[6] રે લોલ;
તેણે કીધી છે તુને હાર હૈયાનો, મણિ મુકુટ લોચનનું ધરેણુ રે લોલ. નંદ૦ ૪

---

૧ બ્રહ્મા. ૨ પાર્વતી. ૩ લક્ષ્મી ૪ અંશ. ૫ ઇચ્છે. ૬ ચરણરજ.

ચકોર ચંદ્ર ફણી[7] મણિ જખ[8] જલ, ઉપમા શું દેઊં પડયું કાચુંરે લોલ.
પાસે બેઠી છે પિયુ પ્રતીત[9]નમાને જાણે સ્વપ્ન હશેકે આતે સાચુંરે લોલ;
નંદ૦ ૫

જેહવાં પ્રીતમજીને પ્યારાં પ્રિયાજી, તેહેવા પ્રીતમજી છે તુંને પ્યારારે લોલ;
અકેકના છો તમો પ્રાણ પરસ્પર, નેણુનલીનના[10] તારારે લોલ.
નંદ૦ ૬

અમૃતથી અધિકી રસક્રીડા, સદા વૃંદાવનમાં કરિયેરે લોલ;
ભાંમણાં[11] લઇ લલિતાદિક કહે છે, અમો રસ રૂદયામાં ભરિયેરે લોલ,
નંદ૦ ૭

અખંડઅવિચળરાજો આ જોડી, અમો જીવિયે જોઇ નિશ દાહાડોરે લોલ;
નિજબળથી નિજ જાણી દયાને આપો, પ્રેમ જુગલપદ ધાડોરે લોલ.
નંદ૦ ૮

---

## ગરબી–૨

રાધિકે તારે પ્રેમે હુ મોહ્યો, તારા સરખો પ્રેમ કયહું ના જોયો;
માનની તારે પ્રેમે હુ મોહ્યો ટેક.
હજુ પણ હેતરસ તારો મેં પીધો, અજીતપણ તદપિ તેં જીતી લીધો;
અનન્ય રતિ પણ અર્થ કોઇનો ના સિધ્યો રાધિકે૦ ૧
કલ્પામાં ન આવે રૂપ પ્યારી તાહારૂં, જેનાપર કોટી રતિ રૂપ વારૂં;
તાહારે રૂપે લોભી રહ્યું મન માારૂ. રાધિકે૦ ૨
શોચના શીદ કરેછે તું હાલી, ગોપી સહુ તાહારે સંબંધે વહાલી;
તાહારે મેહેલે આવું તેડયા વિના ચાલી. રાધિકે૦ ૩
રૂપ માહારૂં નથી ચોગી હદે વસતુ, તારૂં રૂપ મુજ મનથી નથી ખસતું;

---

૭ સર્પ. ૮ માછલું ૯ વિશ્વાસ. ૧૦ નેત્રકમળ. ૧૧ દુઃખડાં, ઓવારણાં.

## ગરબી.

પ્યારી મનાવાને કારણરે, મોહને મનમાં મત્ય વિચારી;
પ્રભુજી પોતે પધાર્યારે, સુંદર રૂપ સુંદરીનું ધારી. પ્યારી, ૧
નવસપ્ત વરસમાં નૌતમ જોબન, સ્વરૂપતણો ભંડારરે;
અંગઅંગપ્રતિ અમિત માધુરી, શું વરણું શણુગાર. પ્યારી, ૨
પીળી પટોળી પેહેરી પ્રેમદા, માંહે કંચુકી કાળી રે;
મુનિજનને મન મોહ ઉપજાવે, એવી આંજી આંખ અણિયાળી. પ્યારી. ૩
નખશિખ શોભા કયાં લગી વરણું, આભ્રણનો નહિ અંતરે;
અનુપમની ઉપમા શી આપુ, પાર ના પામે અનંત. પ્યારી. ૪
એહવે અદ્ભુત વેશે રામા, રાધા સમીપે આવ્યાંરે;
ચકિત થઈ વૃખભાનનંદની, ભાવ સહિત બોલાવ્યાં પ્યારી. ૫
કયાંહાં રેહો છો સખી કયાંહાં જાવુ છે, શુ છે તમારૂ નામરે;
ભૂલ્યા સરીખાં શું શોધો છો, કાહો કોનુ છે કામ. પ્યારી, ૬
શામળી સખી છે નામ અમારૂં, વસિયે અમો નંદગામરે;
જોવાને અર્થે જાશું અમો, નટવર સુંદર શ્યામ. પ્યારી ૭
કામની કેહે કાંઈ કપટ હું ખાળું, ને નહિતો એ નિશ્ચે જાશેરે;
મુજ કરતાં રૂપે છે રૂડી, દેખંતાં લાલ લોભાશે. પ્યારી. ૮
શ્યામા કેહે સખી એ કારજ તમો, ભૂલે કદી ના કરશોરે;
મળતામાં મોહન ભુરકી નાખશે, તે પુઠે પૂઠે ફરશો. પ્યારી ૯
આપણુ સાચો સ્નેહ કીજીયે, લીજીયે પરસ્પર કોલરે,
તમો કહો તે અમો કરૂં, તમો પાળો અમારો બોલ પ્યારી ૧૦
ફરી બોલ્યાના સમ ખાધા ને, વચન પરસ્પર લીધુંરે;

પોતપોતાના મનમાં ફુલે જે, ચતુરપણું મેં કીધું. પ્યારી, ૧૧
શ્યામા કહે સખિ હું માગું, તમો શ્યામ સમીપે ન જાશોરે;
સખી કહે હું પણ એ માગું તમો, તે ઉપર મા રીસાશો. પ્યારી. ૧૨
ના કહ્યાના સમ ખાધા તે, પાળો વચન થઈ રાજીરે;
એમ કહી નિજ રૂપ પ્રકાશ્યું. જોતાં જુવતી લાજી. પ્યારી ૧૩
પ્રભુએ પ્રેમદા પ્રગટ કરીને, પ્રેમે આલિંગન દીધુંરે;
વિયોગતાપ ટાળ્યા અધરામૃત, બંન્યો પરસ્પર પીધું. પ્યારી. ૧૪
છૂટયું માન એકરસ થઈ પોઢયાં, આનંદ ઉર ન સમાયરે;
એ દંપતીની દાસી થવાને, દાસ દયો ગુણ ગાય. પ્યારી. ૧૫

---

## પ્રેમ પરીક્ષા.

### ગરબો.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણેરે, કહેતાં ન આવે બણી. ૧
પ્રસુતાની પીડારે, વંઝા તે શું જાણે?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે. ૨
મૂગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણેરે. બીજાને નવ જાય કહ્યું. ૩
ઘાયલના દુખનેરે, કાયર તેતો શું પ્રીછે;
એમાં શાની લહે નહીંરે, રતિની ગતિ શી છે. ૪
નેમ સઘળા નાસેરે, પ્રેમ જ્યારે, વ્યાપે;
જેને નિદ્રા આવીરે,.તે ઉત્તર કયમ આપે. ૫

આશક માશુકમાંરે રૂપ ગુણ સહુ દેખે
જેવુ ભાસે છે તેહને રે, અવર તેવુ નવ પેખે ૬
જેનું ચિત્ત જ્યાંહાં ચોટયુ રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે ૭
રીત પ્રીતની એવીરે, તેનુ સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યારે, તેના અવગુણુ આણે ૮
સ્નેહ સુખથી ન વાધરે, દેખી દુઃખ ન ઘટે,
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે ૯
શીખે સાંભળે ન આવેરે, ઓધવ ગત પ્રેમતણી,
કરવી નથી પડતીરે, એની મેળે આવે ઘણી ૧૦
પ્રીત બાઝે તો રહેજેરે, છુટે ના પછી છાડી,
મચ્છને દુખ દેછેરે, ગળ્યા પછી અંકાડી ૧૧
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી,
દાદુર જળવણુ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
ચ્હોટી મનની મોહનીરે, પ્રીતથી બીજી ન મળે,
જડ પણુ જુઓ લોહુરે, ચમકને દેખી ચળે ૧૩
છીપ રહે છે સાગરમાંરે, ઇચ્છા સ્વાતીબુંદતણી,
જુઓ દ્રષ્ટિ ચકોરનીરે, અચળ રહે ઇંદુભણી, ૧૪
લજ્જા સુધ બુધ સાઞરે, પ્રેમીજનમાં ન ટકે
મધુકર વાંસ કોરેરે, કમળ ભેદી નવ્ય શકે ૧૫
મૃગ સ્હેજે મરે છે રે. પતાયણ અન્ય સી,
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યુ ન શકે નાસી. ૧૬
દ્રષ્ટિ પ્રીતનો માર્યોરે, પતંગ દીપકમાં બળે,

જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે ૧૭
રહે ચાત્રક તરસ્યોરે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતીનું વારીરે, અવર પરસે ન ડગી. ૧૮
વિખના વ્યસનીનેરે, સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમરે; મીન તેમાં નાખ્યે મરે. ૧૯
જેનું મન જેશું માન્યુ રે, તેને સુખ તેથી મળે.
તે વિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે ૨૦
એ વૈરાટનાં લોચનરે. ઇંદુ ભાનુ ભેદ કશો;
કજ કરમાય ચંદ્રે રે, ફુલે રવિ નેહ વસ્યો. ૨૧
કંઠે વળગી ના છૂટે રે, એ પ્રેમતણી ફાંસી;
કાચો હોયતો તૂટે રે, સુણી જગની હાસી ૨૨
છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ હમારૂં રે, ચિત્ત રસિયામાં રમે. ૨૪
જેનું મન માને રે, જોગ તે સુખેં અહો;
અમો તો એહ માગું રે, પ્રીતમજીશું પ્રીત રહો. ૨૫
તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે. ૨૬
ઇંદુને અવલોકી રે, ચકોરનું ચિત્ત ઠરે;
તે પ્રકાશને પેખી રે, કહો શું સંતોષ ધરે. ૨૭
હેવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંતિ ટળી;

જોગ જંજાળ છૂટી રે, ગયું મન સ્નેહમાં ગળી. ૨૮
અભિમાન તજીને રે, ઓધવ ગોપી પાય પડયા,
કહ્યું દયાળો પ્રીતમજી રે, નિશ્ચે એક તમને જડયા. ૨૯
(૧-૨).

## ચોરાશી વૈષ્ણવ.

### ધોળ.

શ્રીગુરૂ યુગપદકમળરજ હું, વંદુ તે ધરિ નેમ;
દુઃખહરણ સુખ શ્રે નિધિ વળી, દાયક ભક્તિ પ્રેમ. ૧
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુ, શ્રીકૃષ્ણપૂરણકામ;
ચોરાસી મહાભક્ત પાવન, તેનાં કરૂં વરણન નામ. ૨
જેહનું સમરણ કર્યાથી, અઘ દુઃખ કલેશ પળાય;
પુષ્ટિપથપ્રભુ પ્રસન્ન હોયે, મહા પતિત પાવન થાય. ૩
મનવાંછિત ફળ શિઘ્ર પામે, ગાતાં એ અભિધાન;
શ્રીમહાપ્રભુજી નિજાનંદનું, કરે તેહને દાન. ૪

### ઢાળ.

ચોરાસી વૈષ્ણવના ગુણ ગાઇયેરે, સદા શ્રીહરિના કહેવાઇયેરે. ટેક.
શ્રીદામોદરદાસ હરસાણીરે, કૃષ્ણદાસ મેઘન વદો વાણીરે. ૧
સંભરવાળા દામોદરદાસરે, જેનો કનોજમધ્યે નિવાસરે. ૨
પદ્મનાભદાસ હરિભક્તરે, તુળસી પ્રભુપદ આસક્તરે. ૩

વહુ તેહેની કહિયે પારવતીરે, સુત રઘુનાથદાસ સુમતિરે. ૪
રજોબાઈ વૈષ્ણવ ક્ષત્રાણીરે, સેવ્યા શ્રીવલ્લભ રૂચિ આણીરે. ૫
વૈષ્ણવ શેઠ પુરૂષોત્તમદાસરે, જેનો કાશીપુરીમાં નિવાસરે. ૬
બાઈ રૂક્મિણી પુત્રી તેહેનીરે, સેવા અતુલિત કહીએ જેની રે. ૭
શેઠના સુત ગોપાળદાસરે, સેવા સત્રગુણથીજ ઉદાસરે. ૮
રામદાસ હરિરંગ રાતારે, ગદાધરદાસ જગત વિખ્યાતારે. ૯
વેણીદાસ માધવદાસ ભાઈરે, હરિવંશ પાંડે સુખદાઈરે ૧૦
ગોવિંદદાસ ભલા ક્યો વખાણીરે, વૈષ્ણવ કહિયે અમ્માક્ષત્રાણીરે. ૧૧
જગતપાવન સેવ્યા મોરારીરે, દાસ નારાયણ બ્રહ્મચારીરે. ૧૨
મહાવનની વૈષ્ણવ ક્ષત્રાણીરે, જીવાદાસ સુરી ક્યો જાણીરે. ૧૩
ક્ષત્રી વૈષ્ણવ દેવક પુરરે. શેઠ દિનકર પ્રેમી પુરરે. ૧૪
મુકુંદદાસ મહા વૈષ્ણવ મોટારે, ક્ષત્રી પરમુદાસ જસોટ રે, ૧૫
પ્રભુદાસ ભાટ હરિજંનરે, દાસ પુરૂષોત્તમ ધનધનરે. ૧૬
ત્રિપુરદાસ વૈષ્ણવ કાયસ્તરે, પૂરણ મંન રસિક રસમસ્તરે ૧૭
માદવેદ્રદાસ પ્રજાપત્યરે, ગોસાંઠદાસ સેવ્યા હરિ અત્યરે. ૧૮
માધવભટ્ટ કાશ્મીરમા વાસરે, વાસવાડાના ગોપાળદાસરે. ૧૯
પદ્મા રાવળની અતિ સેવારે, પુરૂષોત્તમ જોશી હતા તેવારે. ૨૦
જગન્નાથ જોશી તેના ભ્રાતારે, વળી વૈષ્ણવ તેની માતારે. ૨૧
જોશી નરહરિ હરિના દાસરે, ગામ ગોધરે રાણા વ્યાસ રે. ૨૨
વૈષ્ણવ રજપુતાણી હરિ દાસીરે, રામદાસ ગુજરાત નિવાસીરે.
હવે ગોવિંદ હરિરસ માતારે, રાજા માધવ હવે બેહુ ભ્રાતારે ૨૩
ઉત્તમશ્લોકદાસ સેવા ભારીરે, સેવક શ્રીજીના કહેના મ્હતારીરે. ૨૪
ઇશ્વરદાસ હવે રસ મગ્નરે, હરિહરિજંનશું ચિત્ત લગ્નરે. ૨૫

વૈષ્ણવ છકડા વાસુદેવદાસરે, સેવા અર્થે રહેતા પ્રભુપાસરે. ૨૬
કૃષ્ણદાસ ગગરી સુખકંદરે, બાબાવેણુ રહિત દુઃખદ્વંદ્વરે. ૨૭
એ ઉભયના એક ખવાસરે, તેનું નામ તે જાદવદાસરે. ૨૮
થાનેશ્વરના વિપ્ર જગતાનંદરે, સેવે શ્રી હરિ અતિ આનંદરે. ૨૯
બ્રાહ્મણી અડેલની વૈષ્ણવ બાઇરે, આનંદાસ વિશ્વંભરદાસ બે ભાઇરે. ૩૦
વૈષ્ણવ ક્ષત્રાણી પ્રભુ પ્રીતરે, રામદાસ મીરાંના પ્રોહિતરે. ૩૧
કૃષ્ણ દાસી ખવાસણી જાણીરે, જેની માની શ્રીવલ્લભે વાણીરે. ૩૨
બ્રાહ્મણીમિશ્ર શ્રીવલ્લભવવરનારે, રામાનંદ પંડિત થાનેશ્વરનારે. ૩૩
વિષ્ણુદાસ છીપા રસપૂરરે, જીયાદાસ તે ક્ષત્રી કપૂરરે. ૩૪
સારસ્વત દ્વિજ ભગવાનદાસરે, જેનું ચિત્ત સદા પ્રભુની પાસરે ૩૫
વૈષ્ણવ ભગવાનદાસ ભીતરિયારે, શ્રીજીની સેવામાં ઠરિયારે ૩૬
અચ્યુતદાસ સનોડીઆ કહિયેરે, ગોડ વિપ્ર અચ્યુતદાસ લહિયેરે. ૩૭
સારસ્વત વળી અચ્યુતદાસરે, નારાયણદાસ અંબાલે વાસરે. ૩૮
નારાયણદાસ ભાટ મથુરાનારે, નારાયણદાસ લુવાણા ઠઠ્ઠાનારે. ૩૯
ક્ષત્રાણી ગોરજા શંભરાઇરે, સાસુને વહુ બે વૈષ્ણવ રાઇરે ૪૦
સિંહનંદના ક્ષત્રી સારરે. વૈષ્ણવ અડેલના એક સુથારરે ૪૧
એક વૈષ્ણવ હરિ ગુણ ગાતારે. દામોદરદાસની માતારે. ૪૨
સિંહનંદ ક્ષત્રાણીનો વાસરે, કવિ લઘુ પુરૂષોતમદાસરે. ૪૩
કવિરાજ ભાટ ગુણ ગાવેરે, ગોપાળદાસ ઇટોડાના કહાવેરે. ૪૪
જનાર્દનદાસ વૈષ્ણવ ક્ષત્રીરે, ગરૂડસ્વામી બ્રાહ્મણ હરિ મૈત્રીરે. ૪૫
કનૈયાલાલ ક્ષત્રી પ્રકાશરે, વિપ્ર ગોડીઆ નરહરિદાસરે. ૪૬
બાળકૃષ્ણ બાદરાયણદાસરે, સેવા સમરણનોજ અભ્યાસરે. ૪૭
વૈષ્ણવ રામદાસ ચુવાણ રે, સેવા સમરણમાંહે સુજાણરે. ૪૮

માણેકચંદ સિંધુપાંડે ભવાનીરે, નરોબાઇ હરિ મન માનીરે ૪૯
નરહર સંન્યાસી હરિભૂત્યરે, જેની હરિપદ નિરમળ મત્યરે. ૫૦
ગોપાળદાસ કહિયે જટાધારીરે, વસી બ્રિજમાં સેવ્યા ગિરિધારીરે. ૫૧
સંત પોષ્યા સ્વતન વેચ્યું નારીરે; કૃષ્ણદાસે પરને સોંપી પ્યારીરે. ૫૨
આગરે ચોપડા સંતદાસરે, સુંદરદાસે સેવ્યા અવિનાશરે. ૫૩
પટેલ માવજી વિરજો સહિતરે, પતિ પત્ની પ્રભુપદ ચિત્તરે ૫૪
ગોપાળદાસ નરોડાનાકહાવેરે, સેવે શ્યામને હરખે હુલ્લાવેરે. ૫૫
સુરદાસ શિરોમણિ ભકતરે, ગાયા શ્રીગિરિધર જાણે જકતરે. ૫૬
સર્વોપરિ દાસ પરમાનંદરે, ગાયા ગુણનિધિ બાળમુકુંદરે. ૫૭
કુંભનદાસ મહારસ કંદરે, સખા ભાવે સેવ્યા શ્રીગોવિંદરે. ૫૮
સુત કૃષ્ણદાસ દઢ એહેવારે, છાડયા પ્રાણ ન છોડી ગોસેવારે. ૫૯
કૃષ્ણદાસ કહિયે અધિકારીરે, ગાયા સેવ્યા શ્રી રાસબિહારીરે. ૬૦
ગાયા વૈષ્ણવ એ ચોરાશીરે, શ્રી વલ્લભપદનિકટ નિવાસરે ૬૧
વૈષ્ણવ ચોરાશીના ગુણ ગાઇયેરે, સદા શ્રીવલ્લભના કહેવાઇયેરે ૬૨

વલણ.

સકળ તત્ત્વનું તત્ત્વ છે એ, સારમધ્યે એ સાર;
પાઠ કરતા માત્રમાં, વશ થાય શ્રી નંદકુમાર. ૧
શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલ પ્રભુને, જે પ્રસન્ન કરવા ચાહે;
નથી અન્ય ઉપાય હેતે હરિભકતના ગુણ ગાયે. ૨
શ્રી આચાર્યજી મહાપ્રભુના, અંતરંગ એ ભકત
મુજ ઉપર કરુણા કરી દ્યો, શ્રીવલ્લભ પદ આસકત. ૩
એ વૈષ્ણવ પદ કમળ રજ રતિ તણી છે ઘણી આશ;
ગાયા ગુણ હરિદાસના, દયારામ દાસનો દાસ. ૪

# વલ્લભનો પરિવાર.

## રાગ ભૈરવ.

પ્રથમ પ્રભાતે શ્રી ગુરુ, વલ્લભનું લો નામરે,
પુરૂષોત્તમ પૂરણકામ, શ્રી મહાલક્ષ્મી પતિજી;
શ્રી લક્ષ્મણરાજકુમાર, (શ્રી) એલંમાજી પુત્ર ઉદાર,
શ્રીવલ્લભ પ્રાણઆધાર, ચરણે રાખો રતિજી. ૧
શ્રી ગોપીનાથ નિધાન, એ છે પૂરણ પુરૂષ પ્રમાણરે,
જોગી જનને ધ્યાને ધરતા દોહલારે;
શ્રી વ્યાપક વિશ્વાધાર, સુખદાયક નંદકુમારરે;
અક્ષર બ્રહ્મ અખંડ તે, ક્યાંહાંથકી સોહેલાજી. ૨
શ્રી ગોવર્ધન ધરણ, શ્રી રાધિકા રમણરે,
એ વ્રજજુવતી સુખકરણ, સ્વીમસુખ માનજોએ;
શ્રી રૂકિમણીરમણ શ્રી પદમાવતી પ્રાણજીવનરે,
શ્રી વિઠ્ઠલ તન મન ધન, તે અધિકા જાણજોજી. ૩
કૃષ્ણ પ્રિયે શ્રી યમુનાજી, શ્રી મહારાણીનું નામરે,
એ સરવે સુખનું ધામ, શ્રી કાલિંદીજી હ્રદિયેજી;
શ્રી નવનિત પ્રિયા લાલ, શ્રી મથુરાનાથ કૃપાળરે,
શ્રી વિઠ્ઠલનાથ દયાળ, દયાસમુદ્ર લહિયેજી. ૪
શ્રી ગોકુળપતિ દ્વારિકાનાથ, શ્રી ગુણનિધિ સૌ ગુણ ગાનરે,
એ અનાથના નાથ, શ્રી ગોકુળચંદ્રમાજી;
શ્રી મદનમોહનજી, કોટીમનમથ મદન સદનરે,
શ્રી બાળકૃષ્ણજીના શ્રીવદનતણી શી ઉપમાજી. ૫

શ્રી ગિરધરજી ગુણવંત, જેનો કોઇ ન પામે અંતરે,
શ્રી રાણી ભામ્યની વહુજીને, આનંદદાયક ભાવિયાજી;
જે જે શ્રી ગોવિંદ, એ છે પૂરણ પરમાનંદરે,
શ્રી ભામ્યની વહુજીના ચિત્ત વિષે ભલા ભાવિયારે. ૬
શ્રી બાળકૃષ્ણ રસરૂપ, એ છે સુરૂપનણાજ સુરૂપરે,
એ કમળાકંત અનંતની, ઉપમા કો નહીંજી;
શ્રી ગોકુળેશ શુભ નામ, જેની માળા રાખો દામરે,
શ્રી પાર્વતીપતિ કામનાપૂરણ છો સહીજી. ૭
શ્રી રઘુપતિ તેજ ભંડાર, એમના ગુણજશનો નહિ પારરે,
શ્રી જાનકી જીવનપ્રાણ, ભક્ત ચિંતામણિજી;
શ્રી જદુપતિ જુગજીવન, તેહેનાં પ્રફુલ્લિત પ્રસંનવદનરે,
શ્રી મહારાણી વહુજી ધન્ય, જે શીર એ ધણીજી. ૮
શ્રી ઘનસ્યામજીએ ગાયા, પુષ્ટિ પથ પૂરણ ચાલ્યારે,
શ્રી કૃષ્ણાવતી વહુજીનાં, નામ રૂદે વસોજી;
રૂક્ષ્મણી સતભામા શોભા, યમુના કમળા કહીએ રે,
દેવકી બેટીજી, સહિત પરિકર રમરિયેજી. ૯
શ્રી દામોદરદાસ, મહાપ્રભુપદપંકજની પાસરે,
સુંદરદાસ જગત પ્રકાશ, પરમાનંદદાસ છેજી;
અતિ અનન્ય કુંભનદાસ, રાધે કૃષ્ણદાસ રસરાસ,
એ ચારે મુખ્ય શ્રી વલ્લભચરણ નિવાસછેજી. ૧૦
લીલા શ્રી ગિરિવરધારી, લ્યો ચારે જુથ સંભારીરે,
એ વૈષ્ણવ લેજો વિચારી, વસ્તુ અશેષછેજી

શ્રી ગોવરધન શ્રી ગોકુલ ધન્ય, શ્રી મથુરા મન આનંદરે,
શ્રી વૃંદાવન વખાણો, વ્રજ સહુ દેશનેજી. ૧૧
ચોરાશી સંભારો, વૈષ્ણવ બસે આવનને ધારોરે,
શ્રી વલ્લભની સૃષ્ટિ વિચારો, ક્ષણ પલ દિનપ્રતિજી;
શ્રી વલ્લભનો પરિવાર, સહુ સૃષ્ટિ શિરોમણિ સારરે,
સમરો સહુ વારંવાર, ઘડી પળ નેમસુંજી. ૧૨
હું માગું શ્રી વ્રજરાજ, મુજને એ સમરણ નિત થાયરે;
જેહેના દયારામ જશ ગાય, નહિ ઘડી પળની તૃપ્તિજી. ૧૩

---

## શ્રીકૃષ્ણસ્તવનમંજરી.
### ( સંકટ સંહારક. )
### પદ. રાગ ટોડી.

નંદકુંવરજી નિજ જન જાણીરે, કૃપા કરો,
બરદ પોતાનાં ઉરમાં આણીરે, કૃપા કરો. ટેક
છો શ્રીજી શરણાગતવત્સલ પતિતપાવન સ્વામી;
દીનદયાળ દયાનિધિ અધમોદ્ધારણ અંતરજામી;
અનાથબંધુ કરુણાસિંધુ પૂરણ કશી ન ખામીરે. કૃપા૦ ૧
આરતવાન એવી બળ અતુલિત, વિશ્વંભર વનમાળી;
ઉદાર અવાધ[1] સહજ કૃપાકર, સેવા સાધન ટાળી;
આપ સમો મળમાસ કર્યો, કેવળ શરણાગત ભાળીરે. કૃપા૦ ૨

---

૧ ઉદારતાની જ્યાં હદ આવી રહી હોય એવા; બહુજ ઉદાર. ૨ સહેજમાં કૃપા કરનાર. ૩ અધિકમાસ.

અજામેળ સુતભાવ સમરતાં, કીધો વૈકુંઠવાસી;
શુક ભણાવતાં ગુણકા તારી, કેવળ પાતિકરાશી;[1]
દુઃખદપારધી સ્વદેહ સ્વર્ગે, મોકલિયો અવિનાશીરે. કૃપા૦ ૩
મહાપદ મિથ્યાવાસુદેવને,[2] આપ્યું આપ વિચારી;
માતાની ગતિ પામી પૂતના, પાપણી શિશુહત્યારી;
એ દયાળુના તમવણ કયહું, દીઠી ન સુણી ગિરિધારીરે. કૃપા૦ ૪
આદ્યકવિ વાલ્મિકી અવળું, રામનામ આલાપે;
નિજબળ ગતિ ગીધને આપી જે તનુ ભરીયુ પાપે;
ચૈદ્ય કંસ આદિક અતિ ખળ પ્રભુ તાર્યા પ્રબળ પ્રતાપેરે. કૃપા૦ ૫
ભક્તાધીન ભક્તવત્સલ છો, વેદ પુરાણે ગાયા;
જ્યાંહાં જ્યાંહાં સંકટ સંત પડ્યું ત્યાં, અતિ આતુર થઇ ધાયા;
દુઃખ સહીને પણ જન સુખ કીધું, શું વર્ણું વ્રજરાયારે. કૃપા૦ ૬
જન અવગુણ મન વસે ન વિઠ્ઠલ, અંતરમાં અતિ પ્રીતિ:
જ્યમ સુતના અપરાધ ન ભાસે, અંબાને આ રીતિ;
દીપતણા ગુણ સમજે સામા, વિદુર ત્રયાના નીતિરે કૃપા૦ ૭
સ્વલ્પમાત્ર સંભારે સંકટવેળા પણ કો પ્રાણી;
તદપિ સાહ્ય કરો સામળિયા, અનુકંપા ઉર આણી;
ગુપ્ત નથી એ પ્રગટ વાત છે, નિગમાગમ વખાણીરે કૃપા૦ ૮
કપોત બાળક ત્રણ્ય રિપુથી, રાખ્યા કુંજબિહારી;
વળિ ખગ-ઈંડાં ઉગાર્યાં, ગજઘંટા ઢાંકિ ગિરધારી;

---

૧ પાપનો ઢગલો. ૨ શ્રીકૃષ્ણ ભગવાનનું રૂપ લઈ એક રાજકુમારીને છળનાર એ નામનો પુરુષ.

અપક્વ રાખ્યું એક ભાંડા[1], શિશુ જીવાડ્યાં મંજારીરે. કૃપા૦ ૯
નીર કઢામાં મેલ્યો[2] બાળક, જળ રેડંતાં આવ્યું;
તેની માત દુઃખી થઇ હરિ સમર્યા, તપ્યું ન નીર તપાવ્યું;
અરભક[3] ઉગાર્યું માત મેળવ્યું, નાચ્યું મગ્ન મહાવ્યું રે કૃપા૦ ૧૦
શ્વાન[4] પારધી અનળ[5] જળ, એમ ચૌ દિશ ઘેરી હરણી;
હરિ સમરતાં વારિદ[6] વાયુ, પ્રેર્યા સિંચી ધરણી,
ફુંટ્યો ફંદ બે મુઆ પરસ્પર, કથા પુરાણે વરણીરે. કૃપા૦ ૧૧
ઇશ્વરપણું અળગું મુકી જયમલ્યમ, નિજજનને સુખ આપ્યું;
ના કરવાની કૃતિ પણ કીધી, એવું હદે હિત વ્યાપ્યું.
કિંચિત્ કહી દાખું સાંભળિયે, મોટા જનને અવાપ્યું રે. કૃ૦ ૧૨
મહાર રૂપ ધરી દામાજીનું, દુઃખ કીધું હરિ હાનિ;[7]
નરસૈંદ થઇ સુરાવટ કીધી, ચોખામેળ નિયાના.
સેના સારૂ નાપિક થઇ નૃપ-મુંડન કરી ન ગ્લાનિરે. કૃપા૦ ૧૩
માધવદાસતણાં મળમૂત્ર-પખાળ્યાં પ્રભુ થઇ માતા;
માંસ તોળવા કર્યું ત્રાજવું, સજન કસાઈ ખ્યાતા;
ચર્મવસ્ત્ર રોહિદાસતણે ઘેર, પેટ્યાં હળધર ભ્રાતારે. કૃપા૦ ૧૪
જનીનાં છાણાં વિણ્યાં દળણું દળિયું દેવ મોરારી;
ભાંડપાત્ર ગોરા કુંભારનાં, ઘડિયાં ગિરિવરધારી;
નામદેવનું છાયું છાપરૂં, વણ્યું ત્રિલોચન વારિરે. કૃપા૦ ૧૫
દ્વારપાળ બળિ ચોબદાર ઉગ્રસેનના સારંગપાણિ;

---

૧ વાસણ. ૨ રેડવી. ૩ બાળક. ૪ કુતરો. ૫ અગ્નિ. ૬ વરસાદ. ૭ નાશ.

અજામેળ સુતભાવ સમરતાં, કીધો વૈકુંઠવાસી;
શુક ભણાવતાં ગુણુકા તારી, કેવળ પાતિકરાશી;[1]
દુઃખદપારધી સ્વદેહ સ્વર્ગે, મોકલિયો અવિનાશીરે. કૃપા૦ ૩
મહાપદ મિથ્યાવાસુદેવને,[2] આપ્યું આપ વિચારી;
માતાની ગતિ પામી પૂતના, પાપણી શિશુહત્યારી;
એ દયાળુના તમવણુ કયહું, દીઠી ન સુણી ગિરિધારીરે. કૃપા૦ ૪
આદ્યકવિ વાલ્મિકી અવળું, રામનામ આલાપે;
નિજબળ ગતિ ગીધને આપી જે તનુ ભરાયું પાપે;
ચૈદ્ય હંસ આદિક અતિ ખળ પ્રભુ તાર્યા પ્રબળ પ્રતાપેરે. કૃપા૦ ૫
ભકતાધીન ભકતવત્સલ છે, વેદ પુરાણે ગાયા;
જ્યાંહાં જ્યાંહાં સંકટ સંત પડ્યું ત્યાં, આતિ આતુર થઇ ધાયા;
દુઃખ સહીને પણ જન સુખ કીધું, શું નર્ણું વ્રજરામારે. કૃપા૦ ૬
જન અવગુણ મન વસે ન વિઠ્ઠલ, અંતરમાં અતિ પ્રીતિ;
જેમ સુતના અપરાધ ન ભાસે, અંબાને એ રીતિ;
દોષતણા ગુણ સમજે સામા, વિદુર ત્રયાની નીતિરે કૃપા૦ ૭
સ્વલ્પમાત્ર સંભારે સંકટવેળા પણ કો પ્રાણી;
તદપિ સાહ્ય કરો સામળિયા, અનુકંપા ઉર આણી;
ગુપ્ત નથી એ પ્રગટ વાત છે, નિગમાગમ વખાણીરે. કૃપા૦ ૮
કપોત બાળક ત્રણ્ય રિપુથી, રાખ્યાં કુંજબિહારી;
વળિ ખગ-ઈંડાં ઉગાર્યાં, ગજઘંટા ઢાંકિ ગિરધારી;

---

૧ પાપનો ઢગલો. ૨ શ્રીકૃષ્ણ ભગવાનનું રૂપ લઈ એક રાજકુમારીને છળનાર એ નામનો પુરૂષ.

અપક્વ રાખ્યું એક ભાંડું, શિશુ જીવાડ્યાં મંજારીરે. કૃપા૦ ૯
નીર ઉકાળી મેડકી[2] બાળક, જળ રેડતાં આવ્યું;
તેની માત દુઃખી થઇ હરિ સમર્યાં, તપ્યું ન નીર તપાવ્યું;
અરભક[3] ઉગાર્યું માત મેળવ્યું, સાચું બરદ સ્હાવ્યું રે. કૃપા૦ ૧૦
શ્વાન પારધી અનલ[5] જળ, એમ ચૉ દેશ ઘેરી હરણી;
હરિ સમરતાં વારિદ[6] વાયુ, પ્રેર્યાં સિંચી ધરણી;
ઘુંટ્યો ફંદ બે મુઆ પરસ્પર, કથા પુરાણે વરણીરે. કૃપા૦ ૧૧
ઇશ્વરપણું અળગું મૂકી જયમલપમ, નિજજનને સુખ આપ્યું;
ના કરવાની કૃતિ પણ કીધી, એવું હદે હિત વ્યાપ્યું.
કિંચિત્ કડી દાખું સાંભળિય, મોટા જનને અમાપ્યું રે. કૃ૦ ૧૨
મ્હાર રૂપ ધરી દામાજીનું, દુઃખ કીધું હરિ હાનિ;[7]
નણંદ થઇ સુવાવડ કીધી, ચોખામેળ [illegible].
સેના સારૂ નાપિક થઇ નૃપ-મુંડન કરી ન ગ્લાનિરે. કૃપા૦ ૧૩
માધવદાસતણાં મળમૂત્ર-પખાળ્યાં પ્રભુ થઇ માતા;
માંસ તોળવા કર્યું નાટક, સજન કસાઇ ખ્યાતા;
ચર્મવસ્ત્ર રોહિદાસતણે ઘેર, વેર્યાં હળધર ભ્રાતારે. કૃપા૦ ૧૪
જનીનાં છાણાં વિણ્યાં દળણું દળિયું દેવ મોરારી;
ભાંડપાત્ર ગોરા કુંભારનાં, ઘડિયાં ગિરિવરધારી;
નામદેવનું છાયું છાપરું, વહ્યું ત્રિલોચન વારિરે. કૃપા૦ ૧૫
દ્વારપાળ બળિ ચોબદાર ઉગ્રસેનના સારંગપાણિ;

---

૧ વાસણ. ૨ દેડકી. ૩ બાળક. ૪ કુતરો. ૫ અગ્નિ. ૬ વરસાદ. ૭ નાશ.

પાંડવનાં દાસત્વ કર્યાં બહુ, ભારત વાત વખાણી;
કુબ્જાકાંત પતી પાગ્થની, થઇ પ્રભુ પાવું પાણી રે. કૃપા૦ ૧૬
પંચાળીના પટકુળ પૂર્યા, ગજનુ સંકટ કાપ્યુ;
ધ્રુવઠ બાળક દુખિયો લહી, દામોદર દરશન આપ્યુ.
ચંદ્રહાસને વિષ દરી વિષયા, રાજ અચિંત્યુ થાપ્યુ રે. કૃપા૦ ૧૭
પ્રહ્લાદનુ વચન પ્રતિપાળ્યુ, ભીષ્મપ્રતિજ્ઞા રાખી;
અંબરીષનુ માહાત્મ્ય વધાર્યું, દ્વિજને નીચો નાખી,
હાર હુંડી મોસાળાદિક, નરસૈયાના જગ સાખીરે કૃપા૦ ૧૮
ગોપીજનના નાચ નચાવ્યા, નાચ્યા ગિરિવરધારી;
કરમા ખીચ[1] વિદુરની ભાજી, જમ્યા વ્હાલ વિચારી;
જૂઠાં[2] બળ અબરીના ઙ્નન–દેવનુ આરોગ્યા વારિરે કૃપા૦ ૧૯
એવાં અનેક ગરજ ભકત–તણા કીધા ભગવંત,
પાવન થાવાને મેં ગાયા, હુ નથી ભક્તિવંત,
પતિત પાવન કર્યા ઘણા, તેવુ મુજપર દો ચતરે. કૃપા૦ ૨૦
ઉત્તમ અધમ અધમને ઉત્તમ આપ કરો શી વાર,
જેવો તેવો સદા તમારા, હુ છું નંદ મારઃ
રૂડો ગુડો કરો ચાહો તે, અવર નથી આધારરે કૃપા. ૨૧
અખિલ દોષનો દરિયો છું હું, શુભ કૃતિ સ્વલ્પ ન મ્હારી,
કોટી કલ્પે ગતિ ઘટે નહિ, જોતા ન્યાય વિચારી;
તો તનય મે કેવળ પ્રમેયબળ,[3] તારો ગિરિવરધારીરે કૃપા૦ ૨૨
શિવ વિધિ[4] શેષ સરીખા ભેદ ન જાણે જેને વેદ સમસ્ત.

---

૧ ખીચડી. ૨ ચાખેલાં, એઠાં. ૩ ફકત પ્રભુ કૃપાનુંબળ. ૪ બ્રહ્મા.

કીડીમાત્ર ત્યાંહાં અલ્પ જીવ હું, મહાજન મોંઘી વસ્ત;
શ્રી વલ્લભ ગુરૂ સોંપ્યો કહાંન, વિચારી ઝાલો હસ્તરે. કૃપા૦ ૨૩
નથી માગતો ચક્રવર્તિપદ, સ્વર્ગસિદ્ધિ ચોમુક્તિ;
પ્રપંચ વિસ્મૃતિ[૧] પૂર્વક શ્રીજી, આપો નિજ આસક્તિ;
સુસંગ સંતત સુદૃઢ પ્રેમલક્ષણા અહિતુકી[૨] ભક્તિરે. કૃપા૦ ૨૪
આ શ્રી હરિની સ્તવન મંજરી, શ્રદ્ધા સહ જે ગાશે;
મનકામના થશે પરિપૂરણ, અઘ દુઃખ સરવે જાશે;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ કૃપાકર, પ્રસન્ન તેને થાશેરે. કૃપા૦ ૨૫

---

## ચેતવણી.

### પદ.

ચેત ચેત મન ચપળ થઈને, કૃષ્ણ કૃપાનિધિ ભજની;
આ જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજની. ચેત૦ ટેક
શું મૂરખ મિથ્યા મ્હારૂં કહે છે, તાહારૂં તેં સહુ ખોયું;
આ અમુલખ હીરો હારીને તેં, પથ્થરમા ચિત પ્રોયું. ચેત૦ ૧
આ ડહાપણ તારૂં બળ્યું ધૂળમાં, ચૂલે પડી ચતુરાઈ;
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અન્ન બગાડયું ખાઈ. ચેત૦ ૨
તેં હેતે હરિસેવન ના કીધું, સંતોષ્યા નહિ સાધું;
આ ધિક પડયો તારો જન્મારો, વણસાડયું તેં બાધું. ચેત૦ ૩

---

૧ સંસારને ભૂલી જવાય એવી રીતે. ૨ નિષ્કામ.

(અસ્મા) તું તહારી જનનીને શેં ના, પથ્થર પડીઓ પેટે
જે લોક પખાલત વસ્ત્રજ તારૂ, તુજને નાખી હેઠે. ચેત૦ ૪
તોપણ કોનું કારજ સરતું, પણ તું તેથી માઠો;
કોઇને કામ કશું ના આવ્યો, કિંચિત કશું ના ગાઠો. ચેત૦ ૫
આ જનમ દિવસથી જરા લગી તેં, કુ ત્સિત કૃત બહુ કીધાં;
માતપિતા આદિ અ ત સજ્જન જનને દુખ બહુ દીધાં. ચેત૦ ૬
તું પાપથકી બીહીન્યો નહીં પાપી, વદ્યો ન જૂઠા પાખે;
કોટી જીવ કલપાવે મૂરખ, જાહી પૂરી સાખ. ચેત૦ ૭
(ભાઇ) વદવું નહીં તે વદે મુખેથી, ના ખાવું તે માએ;
તું તહારા મનમા મદમાતો, ના જાણું તાંહાં જાએ. ચેત૦ ૮
આ વિષયતણું કૃત વાહાલું કીધું, મનથી માન્યું ઠીક;
વેદ શાસ્ત્રનું વચન ન માન્યું, ધરી ન હરિની બીક. ચેત૦ ૯
કપટ કરી લોકોને લૂટ્યા, પિંડ પોતાનો પોખ્યો;
દીન ઉપર પણ દયા ન આવી, પરઆત્મા બહુ દોખ્યો. ચેત૦ ૧૦
તું વૈષ્ણવ વેષે વાહાલો દીસે, જ્ઞાનઉપદેશ બતાવે;
પોતાનું મન પથ્થર સરખું, તેહેમાં દોષ ન લાવે. ચેત૦ ૧૧
દગો કરંતાં દોષ ગણ્યો નહીં, લાભો જેમ ત્યેમ લૂંટી;
( જો ) પરમારથ કણુ જાતો દેમે, હઇડું બાંગે કૂટી. ચેત૦ ૧૨
( એમ ) કપટ કરી બહુ ભેદ રચીને, પર વિત ઘરમાં ઘાલ્યું;
એમ કરંતાં મૃત્યુ આવ્યુ, તેથી કપટ ન ચાલ્યું. ચેત૦ ૧૩
પછી જમ કિંકરે ગરદન ગ્રહીને, કહાડ્યો ઘરની બહાર;
લેઇ ગયા જમપુર ઝપાટી, દેતા માર અપાર. ચેત૦ ૧૪

(ત્યાંહા) જઈ ઉભો રાખ્યો ધર્મ આગળ, શી આજ્ઞા છે સ્વામી;
જે વિધિ કહો તે વિધિ દુખ દઇયે, બોલ્યા મસ્તક નામી. ચેત૦ ૧૫
(પછી) ધર્મ રાયે ત્યહાં તુજને પૂછ્યું, કહે કમાઇ કીધી શી;
તું ગયો હતો હરિ સમરણ કરવા, કયમ થઇ નહીં સિદ્ધિ. ચેત૦ ૧૬
(ત્યાંહા) એહેવું કેહેના ચિત્ર વિચિત્રે કાહાડયુ તાહારૂ પાનું;
તે વાંચતાં મનમાં લજવાણો, એહેનુ તાહારૂં ગાનું. ચેત૦ ૧૭
તે સાંભળી ત્યાહાં ધરમ સભામાં, સરવે ડસીયા દત;
(ભાઇ) આહારો નિરનાર કોઇ ન દીઠો કદી ન આવ્યો અંત. ચેત૦ ૧૮
(પછે) ક્રોધ કરી ધર્મ રાજા બોલ્યા, નાખો કુંભીપાક
એ નષ્ટ જીવને શી શીખામણ, ન મળે જેહેને નાક ચેત૦ ૧૯
ધરમે એમ કહ્યુ ત્યારે તું, બોલ્યો જોડી પાણ,
મેં ઝખ મારી હું ભૂલ્યો સ્વામી, દીન વદો તુ વાણ ચેત૦ ૨૦
હવા હરિ એકવાર મુજને, આપો મનુષ્યાદેહ;
હું હવાં હરિસમરણ નદિ ચૂકુ અન્યકરિશ નહીં સ્નેહ. ચેત૦ ૨૧
(એમ) કોઠી કાલાવાલા કરતા કૃપા કરી ધર્મ ભુપ,
જોજે ના ભુલેશ કહી આપ્યુ, મનુષાદેહ સ્વરૂપ. ચેત૦ ૨૨
તુ એમ કરાર કરી આ વ્યો છે, તે તું શે નવ જાણે;
તું હવા જઇ ઉત્તર શો આપીશ, હરિગુણ ના મુખ આણે ચેત૦ ૨૩
ફોકટ ફજેત સીદ થાએ છે, કહ્યુ માનની માહારૂ;
હું સાચુ કહું છું નિત્ય હરિ ભજ, સીદ બગાડે તાહારૂં. ચેત૦ ૨૪
(આ) દેખે છે તે સહુ ખોટુ, સાચું હરિનુ નામ;
વણુ દામે લૂંટી લે તેહેને, નથી દ્રવ્યતું કામ. ચેત૦ ૨૫

(આ) સુખ સંપત ઘર ઘરણી દેખી, સીદ ફરાયો હીંડે;
તું મા જાણીશ ઝાજું જીવાશે, આવ્યું ટાંડે મીંડે ચેત૦ ૨૬

તું હૃદયથી નથી હેત ધરીને, ભજતો વૈકુંઠનાથ;
તો પાછળ પસ્તાવું પડશે ને ઘસવા પડશે હાથ ચેત૦ ૨૭

આ મનુષ્યદેહ મોંઘો છે, મળશે નહીં વારવારે;
જો આ અવસર ચૂક્યો તો નિશ્ચે, લક્ષ ચોરાસી તાહારે ચેત૦ ૨૮
ત્યાંહાં ખર સુકર ગંડક ગર્ધવ, જાતિમાં જઈ અવતરશો;
(ત્યાંહાં) પ્રભુસ્મરણ કરવાની ગત્ય નહીં, ગોખાણે રડવડશો. ચેત૦ ૨૯
તે માટે મ્હારૂં કહ્યું કરીને, ગોવિંદના ગુણ ગાની;
(આ) માયા મમતા મૂકીને તું, તાહારૂં ચેતી જાની. ચેત૦ ૩૦

તું આવ્યો ત્યારે શું લઈ આવ્યો જાઈશ કહે શું લેઇ;
તું બીજું તાહારૂં શું જ બતાવે, ત્હારી છે નહીં દેહી ચેત૦ ૩૧
મ્હારૂં મ્હારૂ કરીને મૂરખ, મુઓ તું દોડી દોડી;
વૃથા વિટંબણા શીદ કરે છે, સંગ નહીં આવે કોડી. ચેત૦ ૩૨
(ભાઇ) તહારે કીધે વધું ઓછું, લેશ માત્ર નહીં થાય;
એ કરતા બીજો છે તું, વચ્ચે શીદ અથડાય. ચેત૦ ૩૩

લખ્યું ન મિથ્યા થાય કદાપિ, ભાગ્ય વિષે છે જેહ;
તે એની મેળે વણ માગ્યું, આવી મળશે તેહ. ચેત૦ ૩૪

માટે ખોટી કલ્પના છોડી, ગાની શ્રી ગોવિંદ;
એ દાસ દયાના પ્રભુને ભજતાં, થાશે અખિલાનંદ. ચેત૦ ૩૫

# કૃતવેલી.

## પદ.

પ્રથમ પ્રણામ કરૂ, હું શ્રી ગુરૂનાથને;
મન ક્રમ વચન વડે, જોડી જુગ હાથને. ૧
સુણો શ્રીગિરિવરધારી, તમો મ્હારી એક વિનતિ;
મેં એળે અવતાર ખોયો પ્રભુ હાવાં મ્હારી શી ગતિ. ૨
રખડતાં ચારે ખાણે, અખિલ બ્રહ્માંડમાં;
મોંઘો મનુષ્ય દેહ મળ્યો, તેમાં ભરતખંડમાં. ૩
જેહેને દેવ સરીખા ઇછે, તેહેને પણ ના મળે;
તેહેવો તે મુને મળ્યો, પ્રભુ તમારી કૃપાબળે. ૪
એવો સમો આવ્યો તોડે, હરિ ભજવા ન શીખ્યો;
રંકને પ્રથમ પારસ મળ્યો, પણ કોટે બાંધીને બીખ્યો. ૫
બાળાપણ બાપડડા મેં, ખોયું અજ્ઞાનમાં;
મારી યુવાવસ્થા તો વીતી, વિષયના ધ્યાનમાં; ૬
વૃદ્ધાપણ આવી ગયું, તોહે તૃષ્ણા ન તૂટી;
હાકે સહુ હળવો પાડ, મરૂં તોહે માથું ફૂટી. ૭
ઘણા ભવ ક્લેશ પામ્યો, તોહે મમતા ના ભાંગી;
મારે હૈયે વૈરાગ્ય ન આવ્યો, પ્રભુ તમથી લેહ ના લાગી. ૮
કરતાં એમ મૃત્યુ આવ્યું, સંગી કોઇ ત્યાંહાં ના થયું;
હાવાં આગળ જે જે નિપજ્યુ, તે તો સુખે નવ જાય કહ્યું. ૯
એવા અનેક ફેરા, હું આવ્યો ને ગયો;
પણ પ્રભુ તમોને ભજ્યા વિના, મારો છુટકો ક્યહું ના થયો ૧૦

હું માયાના પાશ તોડી, સેવું તમને શ્રીહરિ;
એવું બળ હુંમાં નથી, કહું છું કરગરી. ૧૧
જાણી દીન કૃપા કરો, વહાલા બરદ પોતાનું જોઈ;
તો તો થાય કામ મારૂં, નહી તો મરેશ રોઇ. ૧૨
મહારાં કકૃત સહુ જાણી જોઇ માફ કરો;
વહાલા પોતાનો દાસ જાણી, મારા સહુ સંતાપ હરો. ૧૩
છો પતિતપાવન પ્રભુ અધમ ઉદ્ધારકારી;
દયાળુ દીનબંધુ, શરણાગતવચ્છલ શ્રીહરિ. ૧૪
શ્રી ગોપીજન વલ્લભ વહાલા, તમો કૃપાના સાગર કહાવો;
તમે ઘણાને કૃપા કરી, માટે કરૂં છું દાવો ૧૫
સ્થંભથી પ્રગટયા, પ્રભુ પ્રહ્લાદની પીડા કાપી;
ધ્રુવજીના તાપ ટાળ્યા, અવિચળ પદવી આપી. ૧૬
વળી ચંદ્રહાસ ઉગાર્યો, કેડી વિષ વિષયા કરી;
સંકટથી દ્રૌપદી રાખી, પૂર્યાં બહુ ચીર હરિ. ૧૭
તળાતો તેલ કઢાથી, સુધનવા રાખીયો;
બળતા ખગબાળ ઉગાર્યાં, ગજઘંટા નાખીયો. ૧૮
ગ્રાહે ગ્રહ્યો હસ્તી, મુકાવ્યો કષ્ટથી;
શિવજીને સહાય કીધી, તમો ભસ્માસુર દુષ્ટથી. ૧૯
રાખ્યું પણ ભીષ્મકેરૂં, પાંડવનાં લાડ પાળ્યાં;
સુદામાનું દાળીદ્ર કેડયું, અજામેળ પાપ બાળ્યાં. ૨૦
અહલ્યાનો શ્રાપ ટાળ્યો, વિદુરનું ગમતું કીધું;
જયદેવની સ્ત્રી જીવાડી, મીરાંનું ઝેર પીધું. ૨૧

નામાનું છાપરૂં છાયું, ત્રિલોચન નીર ભર્યું;
દાસ દામાજી માટે, માહારનું રૂપ ધર્યું. ૨૨
નરસૈંયાને હાર આપ્યો, પૂર્યા મહુ કોડજી;
મૂક્યું ઘર ઓઢાણા માટે, તમો શ્રી રણછોડજી. ૨૩
સેના સાર નાપિક થયા, જણાવ્યું જગતને;
મધરાતે બનાત ઓરાડી, માધવદાસ ભક્તને. ૨૪
તુળશીની ટેક માટે, થયા કૃષ્ણ રામજી;
ધનાનું ક્ષેત્ર નિપાવ્યું, બીજવણ સ્વામજી. ૨૫
કુંતાજીની ભક્તિ દેખી, થયા આધીન હરિ;
પ્રાણ ઉત્તરાના રાખ્યા, પરીક્ષત સાહાય કરી. ૨૬
સાંદીપનિ ગુરુની પત્ની, દેવકી માત કહાવી;
એ બંધેને પુત્ર અ લાવ્યા, મૃત્યુ પામેલા લાવી. ૨૭
ઉદ્ધવ અરજુન બંધેને, જ્ઞાન ઉપદેસ્યું હરિ;
પારથને પાણી પાયું, સુભદ્રાનું રૂપ ધરી. ૨૮
રાજ ઉગ્રસેનને આપ્યું, પ્રભુ છડીદાર થયા,
બળી રાજાને મંદિર, દ્વારપાળ થઇને રહ્યા. ૨૯
વ્યાસનો તાપ ટાળ્યો, નારદને મેળવી;
હિરણ્યાક્ષ દુષ્ટને મારી, મુકાવી પૃથવી. ૩૦
કુબ્જાતી કામના પુરી, રંગે રમવાને ગયા;
બ્રાહ્મણને કન્યા અપાવી, સાક્ષી ગોપાળ થયા. ૩૧
રજસ્વલા અશુચિપણું, પ્રેમે થયું ભંગજી;
ગુણિકાનો મુકુટ લીધો, તમો માગીને શ્રીરંગજી. ૩૨
ઋષિપત્નીનું ભોજન, જાય્યું જદુવીરજી;

પીધું શ્રતદેવ કેરૂં, નારાયણ નીરજી ૩૩
કરમાનો ખીચડો ખાધો, સબરીનાં બોરજી;
ઉચ્છિષ્ટ આહીરનું જમ્યા, તમે શ્રીનંદકિશોરજી. ૩૪
રમાથી અધિક આપ્યું, તમો સુખ ગોપીને;
તેહને ગમ્યા તે કૃત કીધાં, મરજાદા લોપીને. ૩૫
આગે ગળ્યા ગોપ ઉગાર્યા, સરપે ગળ્યા નંદજી;
ગિરિધારી વ્રજ ઉગાર્યું, આપ્યો આનંદજી. ૩૬
જટાયુની દહનક્રિયા, કરી રઘુરાજજી;
વિભીષણ સુગ્રીવ બંનેને, અપાવ્યું રાજજી. ૩૭
અંબરીષનો ભાર ઉતાર્યો, આપે અવતાર ધરી
ભીલથી ભરથ ઉગાર્યો, દેવીને પ્રેરણા કરી. ૩૮
વામન થઈ ભીક્ષા માગી, ઇન્દ્રનું ગમતુ કીધું;
અમરને અમૃત પાયું, મોહની રૂપ લીધું. ૩૯
પુંડરિક વચન માટે, ઇંટે આસનજી;
વાલ્મીક મોટા પતિત, કર્યો પાવનજી. ૪૦
આપ છાયામા સુતો, પવન કુમારજી;
આતપમાં ઉભા રહ્યા, ઘડી બે ચારજી. ૪૧
કપટે પયપાન કરાવ્યું, બકી ગોપાળજી;
તેહેને ગતિ માતાની આપી, એહેવા દયાળજી. ૪૨
પારધી અહિ સિંચાણો, માંહોમાંહે ત્રણ્ય મારી;
કરતાં એમ સમરણ હરિ, પક્ષી લીધાં ઉગારી. ૪૩
તુકારામ તમને વહાલો, સદેહ સ્વધામ લીધો;
પીપાને દ્વારિકા દાખી, મુદ્રા દેહ સાચો કીધો. ૪૪

જયમલની લજ્જા રાખી, રઇદાસનું શ્રીફળ લીધું;
રાખ્યું પણ કબીર કેરૂં, આપે સદાવ્રત દીધું. ૪૫
જ્ઞાન સોપાન નિવૃત્તિ, મુકતાબાઇ ભકિત ભાવી;
દાસની કીરતિ કરવા, માટીની ભીંત ચલાવી. ૪૬
શ્વપચ મોહનાની ખાંધે ચઢયા, પ્રભુ પ્રીત જાણી;
ગદાધરદાસકેરૂં, પાંચે ભોગ પીધું પાણી. ૪૭
ત્રિપુરદાસ ભકતકેરી, છીંટેથી શીત સમી;
ભકતના ફુલના ભારે, શ્રીમસ્તક રહ્યું છે નમી. ૪૮
સુરદાસનો નીમ નિભાવ્યો, કીર્તન પુરા કર્યાં;
કૃષ્ણદાસના કોડ પૂર્યા, પદ ત્રણ આપે ધર્યાં. ૪૯
દાસ આશકરણ માટે યુદ્ધ કરવાને ગયા;
જન પદ્મનાભ સારૂ, ખેવટીયા આપ થયા. ૫૦
એહેવાં જનદુઃખ હર્યાં, ઘણા શ્રીનાથજી,
મહેમા એક અધિક દયો, જાણી અહો હાથજી ૫૧
શીખે ને સાંભળે ગાયે, ભાવે ભકતવેલજી;
તેહને પ્રભુ પ્રસન્ન થઇ, કરે સુખરેલજી ૫૨

---

# ચાતુરીનો ગરબો.

સરવ કામ છોડિને પરથમ, ગુરૂ ગોવિંદને ભજીયેજી;
સકળ કામના જેથી સિદ્ધિ, વારે તેને તજીયે. શિના શાણાને. ૧
મળધા મ્હેટી સંગત કરિયે, નીચ સંગત પરહરિયેજી;
સંગત તેને વશ મન રહે છે, જેથી તરિયે મરિયે. શિ૦ ૨
શ્વેત સુરૂપ રંગ ગુણ કોમળ, સુગંધવંત કપુરજી;
શ્યામ મરી વણ તે ઉડી જાયે, માટે ન રાખે દૂર. શિ૦ ૩
સુગંધી પુષ્પની રક્ષા કારણ, કાંટાવાડ જ્યમ કરીએજી;
કેવડા માંહે સુગંધ રહી છે, કંટક જાણી શું પરહરિયે. શિ૦ ૪
ઉકરડે જો રત્ન હોય તો, દુર્ગંધી પણ સહેવા ;
વિદ્યાની બાળકની શિક્ષા, શિરપર ધરવા જેવા. શિ૦ ૫
પરોપકાર પ્રીત મૃદુ વાણી, મ્હોટા જન તે જાણોજી;
નિર્દય આપસ્વારથી જૂઠા, તે નીચા પરમાણો. શિ૦ ૬
ખરી મેહેનતનું દ્રવ્ય જોડીયે, નીચ નજર ના કરીયેજી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાણ હાંસીથી ડરિયે. શિ૦ ૭
સાહસ કર્મ ન કરિયે કદાપિ, હરી હરિ જગને મારેજી;
ઉતર્યું જળ મોતીનું ના ચઢે, વળતું કોઈ પ્રકારે. શિ૦ ૮
રીતે ચાલતાં કષ્ટ પડે ભલ, સુખ અનીતિયે કૂડુંજી;
બેસી નાવ બુડે નહીં કેહેવત, તરી ઉતરો તોહે રૂડું. શિ૦ ૯
વિના વિચાર્યું કામ કરે તે, પાછળથી પસ્તાયેજી;
બગડી બુંદ ના હોજે સુધરે, મળે ન જે તક જાયે. શિ૦ ૧૦

કરજ કાઢીને ખરચ ન કરીએ, દોડી ના સહિયે દુઃખજી;
જેવી સંપત તેવું ભોજન, સદા પામીએ સુખ. શિ૦ ૧૧
પૂર્વે વૈર તાંહાં સ્નેહ ના કરીયે, પૂર્વે મિત્રશું વેરજી;
નિત્ર કોક દિન શું જ પ્રકારો, શત્રુ ના છૂટે ભેહેર. શિ૦ ૧૨
આપ વખાણ્ય અવરની નિંદા. પરપત્નીશું હાસ્યજી;
અતિ ભાષણ કદુજીસ લાલચે, મ્હોટમપણુનો નાશ. શિ૦ ૧૩
સુખ આવે છાકી નર જઇએ, દુઃખ આવે નવ ડરીયેજી,
આપણથી અધિકાંને જોઇને, ગર્વ કલેશને હરિયે. શિ૦ ૧૪
લોભી જન ધનવડે સાધિયે, ગરજી જોડી પાણજી;
મૂરખનું મન ગમતું કરિયે, પંડિત સાચી વાણ. શિ૦ ૧૫
હરિ ગુરૂસાહેબથી સાચા રહીયે, જીગુ જાડું કરીયેજી;
મોટા આગળ કોઇ સમે પણ, મુખે મ્હોટા નવ થઇએ. શિ૦ ૧૬
રીત નભે નહીં રંદાકેરી, વાંસલે વરતું ચાપજી;
કરવતની કક્ષા અહી રાખો, ઉભે લોક સુખદાય; શિ૦ ૧૭
કેવળ સ્વારથવૃતિ વાંસુલાની, સહુ પરમારથ રંદોજી;
કરવત બેપાસે સરખું છરિ, રહે ઘર રહે હરિબંદો. શિ૦ ૧૮
લાખ ગમાવી સાખ રાખીએ, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ. શિ૦ ૧૯
અળી સહેજ પોળી નવ તજીયે, દુર મોદિક અભિલાષેજી;
ઉછંગ સુત અળગો કેમ કરિયે, ઉદરગર્ભની આશી. શિ૦ ૨૦
સામાને શોભા આપેથી, આપણી શોભા આવેજી;
પતિસુખ શોભા સ્રીને કરે જેમ, સ્રીને પતિ કરશાવે. શિ૦ ૨૧
ભાવરહિતનું અમૃત ભોજન, ક્ષુદ્ર કરીને જાણોજી;

સ્નેહ સહિતનો સુકો રોટલો, અમૃત સમ પરમાણો. શિ૦ ૨૨
જે કરતાં પારબ્રહ્મ હાની, તે કારજ નવ કરવુંજી;
આપણી પોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું. શિ૦ ૨૩
જેથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે ઘર ત્રણથી કરીયેજી;
વિવાદ ધનવેહેવાર પરોક્ષે, વામા વાત ના કરીયે. શિ૦ ૨૪.
માતાપતાશું હિત ધરિયે એમ, કદા ન ધરિયે દોષજી;
નાગરવેલ વણ્યમે તો કાગ વણસે, જો પહોંચ્યું હોય શતકોશ. શિ૦ ૨૫
કૃષ્ણવિના કોઇ થકી કદાપિ, જારપ્રીત ના કરીયેજી;
ગળે પડી છૂટે નહીં કમે, પાપતાપ પછી મરીયે શિ૦ ૨૬
થોડું બોલ્યા માં સુખ શોભા છે, બહુ બોલે પત જાયેજી;
ચો કોડીના ચાંલ્લો બાળે, સનનાં પાયલ પાયે. શિ૦ ૨૭
કામ વિવેકે કરિયે તદપિ, કષ્ટ પડ્યું તે માંહિજી;
તો પછી હારે ઇચ્છા એમ સેહેવું, હરખડવું નહીં તાંહે. શિ૦ ૨૮
પાણિ વાણી ને દૃષ્ટિ દૃઢ–રાખી સઘળે જઇએજી;
મોહોટમ આવ માન પામીયે, કહિં દુખિયાં નવ થઇયે. શિ૦ ૨૯
જે આવે જે પૂછે તેને, તેહેનો ઉત્તર દઇએજી;
ભાષણમાં અંતરનું હારદ, સહેજે સમજી લઇએ. શિ૦ ૩૦
જેહ વિના ચાલે ના તેની, મરજી રાખી રેહેવુંજી;
સમો આપણો સાધી લેવો, બૂરું બગડ્યું સેહેવું. શિ૦ ૩૧
તન મન વસન સુવિમળ રાખિયે, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુઃખ દેખી પ્રસન્ન થવું નહિ; પાખંડ ધર્મ ન ધરવો શિ૦ ૩૨
મ્હોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી;

ગુરૂજન સેવા દયા દીનશું, ભીને વશ કરી લેવી. શિ૦ ૩૩
દિવસે વાત જોઇને કરવી, નિશા વિવેક છાનીજી;
કોઇ સમે કોઈ કેતું સાંભળે, ઉપજે મ્હોટી હાની. શિ૦ ૩૪
મ્હોટા સાથે નવ બગાડવું, નીચ ભવાઇ ન સારીજી;
નૃપ યોગીનો નહી આસંગો, ક્ષણમાં કરે ખુવારી. શિ૦ ૩૫
નમીભીંત પરનાળો બારી, નવ કરવું તે હેઠજી;
ભગન ભ્રષ્ટ તન કળી પરનારો, વણ સ્વારથની વેઠ. શિ૦ ૩૬
જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રહેવુંજી;
વેહેવારે વેપારે લજ્યા, ના ધરવી સ્ફુટ કહેવું. શિ૦ ૩૭
હરિવિના કપડું લુગ્ધાઇ ન જાવું, જાહું સર્વ સમજવુંજી;
કાળપ્રપેરો અચક લાગશે, ભગવતભજન ન તજવું. શિ૦ ૩૮
જે જે વાતે મીઠું કડવું, આપણને જેમ લાગેજી;
તેજ પ્રમાણે સમજી લેવું, જે સહુને સુખ દુખ જાગે શિ૦ ૩૯
દંપતીવચ્ચે દૂત ના થાવું, કૂડી સાખ ન ભરવીજી;
ના કરીએ અરિ કેરી ચુગલી, અધર્મપક્ષ ન કરવી. શિ૦ ૪૦
માણસ જોઇને કામ પાડીએ, મૂરખ મિત્ર ના કરીયેજી;
હઠ ના કરવી ખોટી વાતે, કૂર દેવ ના સમરિયે. શિ૦ ૪૧
દીન સગાને કર્જ ન માગવું, દે ધણું માગે વાળીજી;
દાનો દુશ્મન ગુણે મારીએ, શકે ન ઉંચું ભાળી. શિ૦ ૪૨
મરમ વચન કોઇને નવ કહિયે, જે સુણતાં સંકોચજી;
ચાટે જતાનું કષ્ટ કાપિયે, જ્યાંહાંલગી આપણી પોહોંચ. શિ૦ ૪૩
મધુરા વાણી વદીએ સહુથી, ઉદર રાખીએ ઊંડુંજી;
મરતા મનુષને પ્રાણ આપિયે, કોનું ન કરીયે ભૂંડું. શિ૦ ૪૪
કૃત ઉપકાર ના ભૂલી જઇએ, ગુણ સઘળેથી લેવોજી;

અન્નદાતાને આધીન રેહેવું, લાલચ દગો ન દેવો. શિ૦ ૪૫
મહા મ્હોટું કંઈ સંકટ આવે, તો શ્રીહરિ શરણે જાવુંજી;
હિંમત રાખી ઉપાય કરવો, પ્રાયુમુક્ત ના થાવું. શિ૦ ૪૬
મૂરખથી કપટું મમત ન કરવો, ગાંઠ ગોદડે દેવીજી;
આણી મુકાવી કામ કઢાવવું, આગળ બણુશે કેવી. શિ૦ ૪૭
કળી ઢોલ કુટિલ જન કાઢી, કાપ્યા વણુ ફળ નાપેજી;
દુષ્ટની સામા સાધુ ન થાવું, થાતા અતિ સંતાપે. શિ૦ ૪૮
કામ કપેચું આવે ત્યારે, ધીરાં થાવું જાણીજી,
જલદ થવાથી જોખમ લાગે, પથ્થર હેઠળ પાણિ. શિ૦ ૪૯
જેવો સમો વિધિ પણ તેવી, કરતાં કારજ થાયજી;
એક રીતે અટકી નવ રેહેવું, રોગ પ્રમાણે ઉપાય. શિ૦ ૫૦
અગમ વિચારી સરવે કરવું, ગલત કવહુ ના કહેવુંજી;
સહુનું વચન વિચારી જોવું, રોમ રોમ ચિત્ત દેવું. શિ૦ ૫૧
ગુણવંતની ઘતરાઈ ના કરવી, વૃદ્ધપણે લાતાખઈજી;
ગુમાન ગરજ સમે નવ ધરવું, ભાગી જાય ભલાઈ શિ૦ ૫૨
ભાણે બેસીને ભૂખ્યો ઉઠે, ચાકર ન રાખે માઝાજી;
અણજાણ્યા ઉપર રીસાવે, એ તણે મૂર્ખના રાજા. શિ૦ ૫૩
પરઘર જઈને દુઃખ ના રોવું, કોઈ ન થાય વિભાગીજી;
પાછળથી પરનાવો ઉપજે, બાર જાય સહુ બાગી. શિ૦ ૫૪
પરઘરમાં ન અચાનક જાવું, વાત કરી નવ હસવુંજી;
ગુંજ કરતાં હોય બે જણાં ત્યાં, વણુ તેડ્યાં નવ ધસવું. શિ૦ ૫૫
કેવત કમ કુમક વણુ સજ્જનને, દુરીજન સાથ ન વઢવુંજી;
ગજ અહેવાનો સામન લઈને, બકરી બંધન ચઢવું. શિ૦ ૫૬

રીતે પણ મોટાની વાદ ન કરવો ખોટા સાથેજી;
ખરાબ ઠામે પથ્થર નાખી, છંટાવું નિજ હાથે. શિ૦ ૫૭
ઉલટી ગતિ ઘેલાની ગ્રહિયે, દાસ દક્ષના થઈએજી;
સર્વ ઠામથી ગુણ ગ્રહી લેવો, એમ ચતુરતા લહિયે. શિ૦ ૫૮
કલેશની ઉપર કલેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધજી;
મદન મોહ મદ મચ્છર ન ધરવો, મનને કરવો બોધ. શિ૦ ૫૯
આ વ્યવહાર ચાતુરી શિક્ષા, રહેશે ઉરમાં રાખીજી;
ભવ સુખ હરિભક્તિ પદ લેહેશે, ઉમી આગર રાખી. શિ૦ ૬૦
પચ્ચીસ પચાસનું ખત ના લખીયે, અંકે આવે એકજી;
ગળે પડે કોઇ ગુલામ માણસ, હાણી વિત્ત વિવેક. શિ૦ ૬૧
સકળ ચાતુરી એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી;
હરિ ગુરૂ હરિજન સેવી સમરી, જનમ મરણથી ટળજો. શિ૦ ૬૨
આશ્રમ ચાર વિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મ્હોટોજી;
શ્રી હરિની સેવા બની આવે, માટે નહિ તે ખોટો. શિ૦ ૬૩
મન ભાવે તે આશ્રમ માંડો, મારે નહિ સેવા દેવાજી;
દયો કહે મ્હારે તે મ્હોટા, જે કરે કૃષ્ણની સેવા. શિ૦ ૬૪

---

## મનપ્રબોધ.

### કક્કો.

ઢાળ ગરબો-દેશી કલ્યાણી.

કક્કા કોટી કારજ છાંડીને રે, ભજી લ્યો શ્રીકૃષ્ણ કૃપાળ;
નહિ તો પાછળ પસ્તાવો થશે રે, આવી જાશે અચાનક કાળ. ૧
ખખ્ખા ખોટું સહુ શ્રીહરિ વિના રે, આદિ મધ્યે અંત્યે દુઃખરૂપ;

અનુભવી વાત કહું છું હું ખરી રે, માટે સમરો શ્યામસ્વરૂપ. ૨
ગગ્ગા ગુરૂ હરિ હરિજન એક છે રે, રખે રાખો મનમાં ભ્રાંત;
સેવો સાચે સ્નેહે વિવેકશું રે, સરવે શાસ્ત્રનું એજ સિદ્ધાંત. ૩
ઘઘ્ઘા ઘડી લાખેણી જાય છે રે, જેવું જાણી શકે તો જાણ્ય;
હરિ ભજવાનો અવસર નહિ મળે રે, ફરી થાય છે મોટી હાણ્ય. ૪
નન્ના નિર્ભય પદ નંદલાલનું રે, એ થકી સહુ ઓછું જાણ્ય;
પક્ષ રાખીને વચન વદતો નથી રે, મુને માત પિતાની આણ્ય. ૫
ચચ્ચા ચતુર તું ત્યારે કહું રે, ચિત્ત ચરણ ચતુર્ભુજ રાખ્ય;
નિત્ય સેવા સંભ્રમ સતસંગમાં રે, રહી કૃષ્ણ શ્રીકૃષ્ણ તું ભાખ્ય ૬
છછ્છા છેલ છબીલા લાલશું રે, તિમે જોડો સાચી પ્રીત;
કર્તવ્ય કંઇ પછી તાહારે નથી રે, તાહારી સરવે વાતે જીત ૭
જજ્જા જગજીવન જાણ્યા નથી રે, જાણ્યું સરવે તોયે તું અજાણ;
પ્રેમે પુરૂષોતમ પૂજ્યા વિના રે, થયે પંડિત નહિ કલ્યાણ. ૮
ઝઝ્ઝા ઝપટ કરી હરિ ગાઇ લે રે, ફરી મળવો નથી આ દીન;
રંકને લંક મળી જયમ લુંટવા રે, ત્યમ તુંને મળ્યું એ ધન. ૯
ટટ્ટા ટોપી તિલક માળા ધરી રે, તોયે તજ્યાં નહિ કપટ કુટેવ;
વૈષ્ણવ વેષ ધરી વાધી વિશ્વને રે, ક્ષણું કીધી નહિ હરિસેવ. ૧૦
ઠઠ્ઠા ઠાલાં થોથાં સંસારનાં રે. કૂટે કંઇએ નાવે પાર;
અમુલખ અવસર એળે જાય છે રે, વેહેલો ભજી લે નંદકુમાર. ૧૧
ડડ્ડા ડાહ્યા ઠર્યા સંસારમાં રે, તેણે શું સર્યું તારૂં કામ;
માર ખાતાં મોહોડું ભાગી જશે રે, માટે ભજી લે સુંદરશ્યામ. ૧૨
ઢઢ્ઢા ઢણુંકે શ્રીહરિ ગાઇસે રે, ક્યાંહાં લગી કણુકાશે આ ઢોર;
થાક્યા જમકિંકર તુંને ઝૂડતાં રે, તોયે તું ના થાક્યો નઠોર. ૧૩

રેણા રાજપાટ ઘણાં ભોગવ્યાં રે, ઘણાં ભોગવ્યાં નર્કનાં દુઃખ;
જાણે તો બાકી કાંઇ રહી નથી રે, હાવાં તો હરિ ભજ થાય સુખ. ૧૪
તત્તા તું ત્હારૂં ચેત્યો નહી રે, શીખ્યો સર્વ અવરને કાજ;
શું બળ જ્ઞાન બતાવે અન્યને રે, તુંમાં અંધારૂં આજ. ૧૫
થથ્થા થાવર જંગમ સર્વનાં રે, જાણી લેજે શ્રીહરિનો અંશ;
મન કર્મ વચને દયા સહુપર ધરો રે, રખે કરતાં કોઇનો ધ્વંસ. ૧૬
દદ્દા દોષ સર્વ નિજમાં લહો રે, જાણો સાહામાં સર્વને શુદ્ધ;
અન્યનો અંતર અવગુણ ના આણીએ રે, એ છે ભવ તરવાની બુદ્ધ. ૧૭
ધધ્ધા ધિક ધિક ધન ઢગ જાણજો રે, ધિક વિદ્યા ધિક સ્ત્રી ધામ;
સુરૂપ સુતકન ધિક વૈભવ સહુ રે તાહારાં જો ન ભજ્યા ઘનસ્યામ. ૧૮
પપ્પા પોથાં ભણી પંડિત થયે રે, ઘણું પૂજાયો જગમાંહે;
જગતના પૂજ્યને તે પૂજ્યા નહી રે, અલ્યા તારૂં ઠેકાણું ક્યાંહે. ૧૯
ફફ્ફા ફેરો પડ્યો અવતારનો રે, જ્યારે ગાયા નહીં ગોવિંદ;
એળે ખોયો દુર્લભ દેહ માનવી રે, તારૂં ઉંધું કર્મ મતિમંદ. ૨૦
બબ્બા બાપ ત્હારો ત્રિભુવનપાલ રે, જેને ઘેર ત્રિલોકનું રાજ;
પુત્રપણું જાણી જો સેવો પિતા રે, વિના સારે સર્યાં સહુ કાજ. ૨૧
ભભ્ભા ભક્તિ કરી ભગવંતની રે, તેનું ધન આયગ ભવરોગ;
ઇશ અનંત કોટી બ્રહ્માંડના રે, સદા રહે તે જન ત્યાંહ. ૨૨
મમ્મા મોટાથી મોટું ઘણું રે, કળીમાં શ્રીકૃષ્ણનું નામ.
સાધન સરવે તણું એ શિરોમણિ રે, શ્રમવિના મળે ઘનસ્યામ. ૨૩
યય્યા યત્ને પ્રયત્ને નાશજો રે, તમે દુષ્ટ સગથી દૂર;
ભાવ ભક્તિ હરિશું ભૂલાવશે રે, ક્ષણમાં ચાવી કરશે ચૂર. ૨૪
રર્રા રસિક શિરોમણિ શ્યામશું રે, તુંને લાગે જો સાચો રંગ;

સેહેજે સર્વ સુખ આવી મળે રે ત્હારૂં દુઃખ સર્વ થાય ભંગ. ૨૫
લહ્યાં લોક તથા પરલોકમાં રે, સુખ શ્રીહરિ સમરેથી થાય;
કૃષ્ણકૃપા પાખે કાંઇ ના બને રે, બીજા કરિયે કોટી ઉપાય. ૨૬
વવ્વા વાત સિદ્ધાંતની સુણુ કહું રે, જાણે સહુથી વડો વિશ્વાસ;
તે પ્રકાર જેહેને શ્રીહરિ ઉપર થયો રે, તે તો શિરોમણિ હરિદાસ. ૨૭
સસ્સા સાર સર્વનો એ છે રે, કરવો સાચો સતસંગ;
નીચ નીર અતિ નગરગલીતણું રે, જુઓ ગંગ મળે થાય ગંગ. ૨૮
હહ્યા હાથ ઘસીશ પાછળ થકોરે, નિશ્ચે પળ પળમાં પસ્તાશ;
પાય લાગી કહું પાલવ પાથરી રે, વહેલો ભજ લે શ્રી અવિનાશ. ૨૯
ક્ષક્ષ્યા અનેક વાતની તુને એક કહું રે, જેથી થાય અતિ આણંદ;
કોઇ પ્રાણીને કલપાવીશમાં રે, નિશદિન ગાજે તું ગોવિંદ. ૩૦
કક્કો અલૌકિક મન પ્રબોધનોરે, જે કોઇ શીખે સાંભળે ને ગાય;
કહે દયો દાસ શ્રી વલ્લભદેવનોરે, તેહેનાં સહુ કારજ સિદ્ધ થાય. ૩૧

---

## અપરાધક્ષમાસ્તોત્ર.

### પદ–રાગ લાવણી.

શ્રીગુરૂ શ્રીગોપીજન વલ્લભ, પ્રાણજીવન પ્રભુ મ્હારા,
કરગરી કરજોડીને કહું છઉં, વંદું ચરણ તમારા;
હું અપરાધી કોટી કલ્પનો, શરણ પડયો શિરનામી,
તે અપરાધ ક્ષમા કરિયે, શ્રીકૃષ્ણ કૃપાકર સ્વામી. ૨૬૦ ૧

કામી ક્રોધી લોભી મોહી, ગર્વ મત્સરે ભરિયો,
દુષ્ટ દુર્મતિ દુઃસંગી છું, અખિલ દોષનો દરિયો;
થયો નથી છે નહીં હું સરખો, થવો નથી અઘિનામી. તે અ૦ ૨
ચોર ગુરૂતલ્પગ મધુપાની, બ્રહ્મહત્યાદિક કરતા,
સંગી સહિત મહા પાપી પંચય, તેનો હું પણ ભરતા;
આતતાયી આદે પતિતમાં, પણ મુજ કરતાં ખામી. તે અ૦ ૩
નિર્દય ખળ પાખંડી જૂઠો, મિત્રદ્રોહી કડુભાષી,
સાધુ દીનને પીડાકારી, દુર્વ્યસની કળી રાશી;
અધર્મ કુકર્મી ભર્યો અવિદ્યા, શું કહું અંતરયામી. તે અ૦ ૪
શ્રીગુરૂ શ્રીહરિ સંતની સેવા, કદા કરી નથી પ્રીતે,
શ્રીભાગવત શ્રીગીતાજી, આદે ન શ્રવણ શુભ રીતે;
હરિગુણગાન નામ રટણ નવ, પ્રપંચ પ્રીત વિરામી. તે અ૦ ૫
શ્રીપતિ સમરણ પૂજન વંદન, સખ્ય દાસત્વ ન કીધું,
આત્મનિવેદન કૃષ્ણ ધ્યાન ના, ચરણ કમળ ચિત દીધું;
વિરતિજ્ઞાન નથી પ્રેમલક્ષણા, ભક્તિ સ્વપ્ને ન પામી. તે અ૦ ૬
પરોપકાર કર્યો નહિ કો દિન, પરનિંદા બહુ કીધી,
પરધન પરપત્નીમાં પ્રીતી, મતિ ન સુપંથમાં દીધી,
શિશ્નોદરાદિ પોષણ બહુ રૂચી, રહી નિરંતર જામી. તે અ૦ ૭
વર્ણાશ્રમના ધર્મ ન સાધ્યા, હરિભક્તાદિ ન નમિયો,
હરિ અસમર્પિત અન્ન અધર્મતું, ઉચ્છિષ્ટ જાતે જમિયો,
અસત્ આલાપ અહર્નિશ અશુચિ, નીચની કરી ગુલામી. તે અ૦ ૮

ચિત્તે વચને કાર્યે કર્મે, જ્ઞાને ભજને દુષ્ટ,
દોષ કોશ બહુ તેથી ભર્યો હું, તમથી બહિર્મુખ ભ્રષ્ટ
જે સુખ નર્કે પણ વિશેષ છે, મુજ ગતિ સદા તે રહામી; તે અ૦ ૯
જન્મ પ્રભૃતિ મોહ વશે, મેં અપરાધ અનંત તમારા—
નાનાવિધિના કીધા કેશવ, હજુ ન કુંઠિત ધારા;
તે કૃત મેં કીધાં જે કર્મે, ત્રાસ નરકાંતરગામી. તે અ૦ ૧૦
જપ તપ તીરથ ધર્મ નિયમ વ્રત, યોગ યજ્ઞ શુચિ દાન,
કીધાં નથી નિગમાગમ ચિંતન, ભક્તિ વિવેક ન જ્ઞાન;
નહીં સ્તસંગાદિક કોઇ સાધન માયા મગન સકામી. તે અ૦ ૧૧
પુષ્કરાદિ નથી તીરથ કીધાં, શ્રીગંગાદિક નથી નહાયો,
ક્ષેત્રધામ હરિ ભક્તદરશન, આતુર થઇ નથી ધાયો;
પરદુઃખ સુણી દેખી નવ દાઝ્યો, કંટકરૂપ હરામી. તે અ૦ ૧૨
અધ્વાયે બ્રહ્મભોજન ન કીધાં, પિતૃશ્રાધ ન સાર્યાં;
રંક અતિથિને નિર્મુખ વાળ્યા, આતુર દુ ખ ન નિવાર્યાં;
માનભંગ કીધાં સજ્જનનાં, કયહું ન થયો હું પ્રણામી. તે અ૦ ૧૩
પૂજ્ય પૂજ્યા નવ સંત સંતોષ્યા, સેવ્યા નહીં ભૂદેવ,
શ્રીતુળસી ગોપી બળી પૂજન, દીન દયા નહીં ટેવ;
મિષ્ટવાદી સત્કાર ન સધળે, જદપિ સમર્થ દામી. તે અ૦ ૧૪
હવી સહજ કૃપા કરી શુભમતિ, અખંડ દ્યો સતસંગ,
સ્નેહભક્તિ દો ભજન કરાવો, પ્રપંચપ્રીતિ ભંગ;
એકવાર કહો દાસ દયાળું, માલારો સદગુણગ્રામી. તે અ૦ ૧૫
કરજોડી આ સ્તોત્ર દીન થઇ, પ્રભુ સન્મુખ જે ભણશે,

તેહને સહુ અપરાધ ક્ષમા કરી, હરિ નિજ સેવક ગણુશે;
સદા પ્રસંન દયા પ્રભુ રેહેશે, બ્રહ્મધામના સ્વામી. તે અ૦ ૧૬

---

પદ-રાગ ધોળ.

ધન સરવસ્વ સદા મ્હારૂં છો હે શ્રીનાથજી,
સહજે સઘળાં, કારજ સુધારો દીનાનાથ;
વિવિધતણા અપરાધ ક્ષમા કરો દુઃખ હરિ દાસના,
સહાય નિરંતર કરો છો ઝ ઝો જેહને હાથ. ધન સર૦ ૧
પ્રપન્નપાળક દીનજનભયહર સહજ સ્વભાવ છે,
આનંદ મંગળકારી હરી અશુભ ઉચાટ;
નેત્ર પલકનીપેરે નિજજનરક્ષક છો સદા,
કરુણાકર અંતરજ્ઞ જુઓ ન વિનતિ વાટ. ધન સર૦ ૨
નિ:સાધનના સાધન નિર્ધનના ધન શ્રીહરી,
જનની જનકની પેરે વસે ન નિજજન દોષ;
અવગુણના ગુણ ભાળો ભૃત્યતણા ભગવંતજી,
અયોગ્ય યોગ્ય કરીને આપો આનંદકોષ. ધન સર૦ ૩
મહાપ્રભુ અશરણશરણ અનાથનાથ દીનબંધુછો,
પતિતપાવન અધમોદ્ધારણ પુષ્ટિપથેશ;
કેવળ નિજ કરુણાબળ નિજસમ નિજજનને કરો,
ચિંતા કોઇ વાતની રેહેવા દો નહિ લેશ. ધન સર૦ ૪

વિઘ્ન વિપત્તિ સંકટ છેદક આધિવ્યાધિના,
વણ માગે સહુ સુખ દો વિભુ જનપૂરણકામ;
આત્મસાતનું અવળું સવળું સર્વ કરો સદા,
અખંડ ભક્તહૃદયમાં નિવાસ સુંદર શ્યામ. ધન સર૦ ૫
નિજજન બુદ્ધિ પ્રેરક પ્રાણજીવનજી આપ છો,
તે વિધિ કૃતિ કરાવો જે વિધિ ગમતી હોય;
કરતા હરતાપણું નિજમાં તો જંત્રીની લ્હેરે,
જન લહી જંત્રસરીખો દોષ ન માનો કોય. ધન સર૦ ૬
નિજજન સહુ સુખ ભુક્તાવો અલેપ રાખો સદા,
જ્યમ રસના ન અડે ચીગટ જલ પંકજપાન;
કાંઇએક બીતિ રખાવો ઉપજવા મન દીનતા,
જેથકી કૃપાવૃદ્ધિ નિજજન ઉપજે નહિ અભિમાન. ધન સર૦ ૭
ત્રિકાળ સત્ય સંકલ્પ સત્ય ગિરા કોવિદોએ કહી,
કૃપા કરો ત્યાંહાં પાત્ર કુપાત્ર રહે ન વિચાર;
ઉદ્દારઅવધિ સદ્ગુણસાગર ઘણું ગંભીર છો,
જન ઘણું ચૂકયો તદપિ કૃપા ચળે ન લગાર ધન સર૦ ૮
જનનું વણસે કશું ન તે પણ જત્ન તમો કરો,
સરવેશ્વર સર્વાત્મા નાગર નંદકિશોર;
માયા કાળ કરમબળ દુઃસ્વભાવ ચાલે નહીં,
એહવો પ્રબળ કરો જન દમે નહી ખટ ચોર. ધન સર૦ ૯૦
માહારૂં સઘળું બળ છો આપ એક શ્રીનાથજી,

હું છું સકળ ધરમ સહુ સાધન સદ્‌ગુણહીન;
સેવા સમરણ નથી સત્સંગ અવિદ્યાએ ભર્યો,
સજ્જન દુખદ વિષય રતિ સકળ પાપ કરી પીન. ધન સર૦ ૧૦
કોમળ નિર્મળ હૃદય કરો માહારૂં કરૂણાનિધિ,
નિત્ય નિરંતર જુગનકિશોર કરો ત્યાંહા વાસ.
પ્રપંચવિસ્મૃતિ નિજ આસક્તિ ભક્તિ અહિતુકી,
આપો સતત સેવાવ્યસન કહી નિજ દાસ ધન સર૦ ૧૧
મુજને સાચો સંત કરો ગુરૂ ભગવદી ભાવ દ્યો,
ભાવે ભાવું એહેવાં લક્ષણ આપો નાથ;
માહારા મુગટમણિ લોચનના ભૂષણ શ્રી હરિ,
જન્મ મરણ દુઃખ ટાળો ઝાલો નિજ લહિ હાથ. ધન સર૦ ૧૨
શ્રીમહાપ્રભુકુળ સોપ્યો છુ સંબંધ વિચારિને,
શ્રીજી સહજે મુજપર કરિયે કરૂણાદ્રષ્ટ,
સઘળા સિદ્ધ દયાના કારજ તતક્ષણ થઇજશે,
સહુ સુખ થાશે સઘળાં ભાગી જાશે કષ્ટ ધન સર૦ ૧૩

---

૬

## ધોળ

શ્રીગુરૂદેવ મન અભિલાખ જે મહારા પૂરશો, તે દિન ક્યારે આવશેરે;
શ્રીજી મળવામાં પ્રતિબંધ છે તેને ચૂરશો, તે દિન ક્યારે૦ ટેક૦
પ્રપંચ ધરી કૃષ્ણ આસક્તિ થાશે,
પુષ્ટભક્તિ દ્રઢ પ્રેમરસ પિયુજી પાશે. તે દિન ક્યારે૦ ૧

નટવરરૂપરસમાં મન માછલડું રમશે,
શ્રીરાધાપદ પંકજમાં મુજ મતિ મધુકર ભમશે. તે દિન ક્યારે૦ ૨
શ્રીગોકુળ શ્રીવૃન્દાવનવાસી નિરાંતે રહે શું,
ગોપીજનજુથ મધ્યે રમતાં જુગલને જોશું. તે દિન ક્યારે૦ ૩
જન્મમરણ કાળકર્મની ફાંસી ટળશે,
નિત્યે સત્સંગ સેવા સ્મરણમાં મન ગળશે. તે દિન ક્યારે૦
હરિના સહુ વલ્લભ તુજને કિંકરી કરશે રીઝી,
દયા તુ દાસી મ્હારી કહી કર સાહાશે શ્રીજી; તે દિન ક્યારે૦ ૫

---

## ધોળ

સાંભળો સહુકો આ છે શિખામણ સારી,
જેહને પ્રસંન કરવા હોય શ્રીગિરિધારી. ૧
દૈવને દુર્લભ મોંઘો મનુષ્યા દેહ આવ્યો,
હરિ ના ભજ્યા તેણે એળે ગમાવ્યો. ૨
સફળ તો થાય છોડે માયા આસક્તિ,
રાત્રદિવસ કરવી શ્રીકૃષ્ણની ભક્તિ. ૩
નવધા ભક્તિ તો સહુ સાધનમણિ કહિયે,
પ્રેમલક્ષણા તે તો સર્વોપરી લહિયે. ૪
તે તો શ્રીગુરૂ વૈષ્ણવ પ્રસન્ન જો થાય,
તેની કૃપાએ પ્રેમ ભક્તિ પમાય. ૫
તે ભક્તિ આવે તેનું લક્ષણ આવું,
સાંભળો સહુકો તેહની રીત બતાવું. ૬

હસ્તવડે તો કરે શ્રીકૃષ્ણ સેવા,
ચરણ દ્રોડાવે હરિનાં દર્શન લેવા. ૭
નેત્રે તો નિરખે નંદકુંવરનું રૂપ,
કૃષ્ણકથામૃતે પૂરે કર્ણના કૂપ. ૮
નાસા પ્રસાદી સુંઘે તુળસીની દામ,
રસના રટે રસિક શ્રીકૃષ્ણ નામ. ૯
નટવરરૂપ રહે ચિત્ત સદા વળગ્યું,
કોટી પ્રકારે ક્ષણ પણ ના થાય અળગું. ૧૦
ચિત ચિંતનકરે સુંદર શ્યામ.
સર્વાંગે કરે પ્રભુને દંડ પ્રણામ. ૧૧
આત્મનિવેદી હાંગેસું દાસત્વ રાખે,
તન મન ધન જીવન વ્હાલાપર વારી નાંખે ૧૨
ભગવદી જન સહુને બંધુ સરખા રે જાણે,
સર્વ પ્રાણીની ઉપર કરુણા બહુ આણે. ૧૩
પરઉપકાર પ્રીતિ ઝાઝેરી લાવે,
કદાપિ કોઇનું હૃદે ના દુખાવે. ૧૪
માન અપમાન હાની વૃદ્ધિ સમ જાગે,
જે નિપજે તે શ્રીહરિની ઇચ્છા પ્રમાણે. ૧૫
અંતઃકરણ નિર્મળ વાણી સત્ય જ બોલે,
પુરૂષોતમ પામે કપટું મન ના ડોલે. ૧૬
હરિ ગુરૂ હરિજન એક વિવેકે જાણે,
પારકું સુખ દેખી મન દુઃખ ના આણે. ૧૭

દીનતા રાખે ન કરે નિજના વખાણ,
પ્રેમભક્તિ આત્માનું એજ પ્રમાણ ૧૮
પ્રભુની પ્રસાદી ખાનપાનમાં લાવે,
નાયા વિષેમા ઇંદ્રીયો ના દ્રોડાવે. ૧૯
એ રીતે શ્રીકૃષ્ણની ભક્તિ જો કરિયે,
તો ભવસાગર નિમિષમાં તરિયે ૨૦
એ શિક્ષા સાર ધોળ ભાવે જે ગાશે,
તેને દયાનો પ્રભુ પ્રસન્નજ થાશે. ૨૧

---

ધોળ. (૨)

શ્રીમદ વલ્લભ કરૂણારસ સમુદ્રની, નિર્મળ રત્ન નિકળ્યા દશચાર,
ક્રિયા કિધાં તેહ વિવેકે વરણવુ, સાંભળજો સહુ દૈવી જીવ નરનાર ૧
પહેલું તે રત્ન શ્રીનવનીતપ્રિયા, બિજુ શ્રી-યુગ્મ નિર્મળ નામરે;
ત્રીજુ તે રત્ન શ્રીવિઠ્ઠલેશ રાયજી, ચોથુ શ્રદ્ધા રકશ્યુ પરણુ કામરે. ૨
પાંચમું રત્ન શ્રીગોકુળનાથજી, છઠું શ્રીગોકુળચંદ્રમાજી કહિયેજી;
સાતમું તે રત્ન શ્રીમદનમોહનજી, આઠમુ શ્રીબાળકૃષ્ણજી લહિયેજી. ૩
નવમુ તે રત્ન શ્રીનટવરરાયજી, દશમું શ્રીજમુનાજી મહારાણી;
એકાદશમું રત્ન શ્રી ગિરિધરરાયજી, બારમું શ્રીગોવર્ધન હો જાણીજી. ૪
તેરમુ શ્રીદામોદર શેષની સંગે, ચૌદમું શ્રીગોકુળેશ રહે વ્રજરે;
ચાદ રત્નમાળા મધ્યે એક દુગદુગી, મધ્યે મોતી લળકે ગોપીનાથરે. ૫
એ માળા કંઠે ધરી સુંદર શોભિયા, ચિંતામણિ શ્રીવિઠ્ઠલેશરે;
એ માળા જે ગાય ને સાંભળેરે, બલિહારી જાય દયો દાસરે. ૬

---

## ગરબી.

ત્રિલોક સુંદર મુગટમણિરે, તમે રસિયા રાધાનાથ, મારા વાલાજી;
શરણાગતવત્સલ શ્રીજી, તમે ઝાલ્યો માહારો હાથ, નંદલાલાજી. ૧
શ્રી વલ્લભનું રૂપ ધરીને, તમો પ્રગટ કર્યો પંથ પુષ્ટ, મારા વાલાજી
કેવળ કરૂણાબળ તાર્યા, શરણાગત જે ખળ દુષ્ટ, નંદલાલાજી. ૨
જે મોંઘી મુક્તિ મુનિજનને, તે તો સદાવર્તને ઠામ, મારા વાલાજી;
મોક્ષ નહીં સ્ત્રી શદ્રને, આપ્યાં તેને વૈકુંઠધામ, નંદલાલાજી ૩
મહી સાટે મુક્તિ આપી, અહો ભાજી સાટે ભક્તિ, મારા વાલાજી
મહા પ્રભુદાસ જલોટા દાસગદાધર, અતુલિત શક્તિ, નંદલાલાજી. ૪
પુષ્ટસૃષ્ટિ નિજ ઇચ્છા વશ, નહિ કાળ કર્મનું જોર, મારા વાલાજી;
બાધક કર્મ કર્યાં સાધક, જયમ થાય વળાવા ચોર, નંદલાલાજી. ૫
શ્રીમહાપ્રભુ મારગ અગમ્ય, જ્યાંહાં શિવ બ્રહ્મા ન પ્રવેશ, મારા વાલાજી
આપ અનુગ્રહથી પ્રાપ્તિ, નહીં સાધન બળ લવલેશ, નંદલાલાજી. ૬
દૈવીજીવને પૂરણ કૃપા કરી, બહ પોતાનું જોય, મારા વાલાજી;
સહેજ એહફળ નિ:સાધન, નહી શાસ્ત્ર નિયામક કોય, નંદલાલાજી. ૭
પુષ્ટ પથનો પ્રભાવ વરણી શકે ન શેષ અતુલ, મારા વાલાજી;
દાવો દયાનો તેથી તમપર, સોંપ્યો વલ્લભકુળ, નંદલાલાજી. ૮

## ગરબી.

શ્રી વૃંદાવન સુખકારીરે, સમરે નાહાસે સહુ પીડા;
જ્યાંહાં શ્રી રાધા ગિરધારીરે, સદા કરે છે રસક્રીડા. ૧
જ્યાંહાં રસમય ગિરિ ગોવરધન રે, રસમય શ્રી જમના રાણી;
રસરૂપ વૃક્ષ ને વેલ્યોરે, પૃથ્વી રસમય લ્યો જાણી. ૨

રસરૂપ ચંદ્રમા અચળિતરે, રસમય છે દવસરેણી;
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેણી. ૨
જ્યાંહાં ખટઋતુ સદા વસેછેરે, જે મન ઇચ્છે તે થાયે;
છે સર્વ સમય હરિસ્વાધીનરે, દિવસ રાત પગ થઈ જાયે ૪
જ્યાંહાં પ્રવેશ નહિ કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા;
ગોપી પણ તે સહુ ગોવિંદરે, જ્યમ દીધ સ્વરૂપ ને છાયા. ૫
જ્યાંહાં પુરૂષ એક પુરૂષોત્તમરે, બાકી સરવે વ્રજનારી,
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય એહુની અધિકારી. ૬
જ્યાંહાં જુગલ કિશોર રમે છે રે, નવરસલીના નિય નવી;
અનુભવીનું અંતર જાણેરે, શકે વર્ણવી કેમ કવિ. ૭
જ્ઞાનીની ગતિ નવ પોહોંચેરે, પ્રેમરસ પ્રેમીને જરે;
જ્યમ દુધ સિંઘણીકેરૂંરે. સિંઘણસુત હોય તો જ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિષય રસ સમ આણે.
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામી જન જાણે. ૯
જેણે કામને મોહ પમાડયોરે. તે કેમ કામવશ કયમ થાયે;
કૃષ્ણરસક્રીડા ગાતારે, કામરોગ ઉરથી જાયે. ૧૦
માહા અધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે;
જ્યમ ઘૃત વિષ જ્વરવાળાનેરે, તે જ અમૃત ઔષધ સાથે, ૧૧
હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી,
સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રી ભાગવત સાખી. ૧૨
એ ભાવે હરિરસ ગાતાંરે, સુણતાં હરિ વહાલા થાશો;
ભજો દાસ દયાના પ્રીતમરે, સહુ સુખ સ્હેજે થઈ જાશો. ૧૩

## ગરબી.

ગિરિવરધર ગોપી, રૂપએક ગિરિવરધર ગોપી.
એ જુગલનાં ચરણકમળ પોપી, રૂપએક. ટેક.
જેમ પ્રતિબિંબસંગ ખેલે બાળક, એમ લીલા ઓપી, રૂપએક૦ ૧
કાશીમા મુક્તિ ને શ્રી ગોકુળ વહાલે, વ્હાલ વેલ રોપી. રૂપએક૦ ૩
વ્રજવિનતાને વશ થાય વિઠ્ઠલ, વેદવચન લોપી. રૂપએક૦ ૮
શુદ્ધ ચિત્તે પ્રેમરસ ના પીધો, શું થયું પહેરે ટોપી. રૂપએક૦ ૪
દયાપ્રભુલીલાએ મુખ મરડ્યું, તેને કાળસેના કોપી. રૂપએક૦ ૫

## ગરબો.

મોહોટાનું વચન સુખધામ, કૃતિ રીત કરિયે;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરિયે. મોટા૦ ટેક.
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવરધન કેમ ધરાય. કૃતિ રી૦ ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બીહિવુંરે;
એમ કરિયે જો કામ બાળિયે, કેમ બણે હળાહળ પીવું. કૃતિ રી૦ ૨
રુધિરમાંસને ભોગે ભવાની, આપણ હઠીયે ત્યાંથીરે;
સિંહ ચઢીને દાનવ દળવા, કાઢિયે તે બળ ક્યાંહાથી. કૃતિ રી૦ ૩
ખરું ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઈને ત્યમ કરિયે પણ આ, સૃષ્ટિ કેમ રચાય. કૃતિ રી૦ ૪
ચંદ્ર ઇંદ્ર ગુરૂપત્ની રમિયા, ત્યમ કરવું નો સુલભરે;

અંડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતિ રી૦ ૫
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ, કોઇ કહે નહિ મેલોરે;
તે જોઇને તું તેમ કરિશ તો, સરવે કહેશે ઘેલો. કૃતિ રી૦ ૬
કલેશ પ્રિય નારદને છે જોઇ. રખેતું ચેલો કહાડેરે,
તેહેનો સંગ ભવભયભંજન ને, તહારો સંગ ભવ પાડે. કૃતિ રી૦ ૭
અસુરપ્રતિમહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દિવ્ય દ્યુતિ મૃતસંજીવનવિદ્યા વેળા પછિ રોશો. કૃતિ રી૦ ૮
ગંગામધ્યે મુનિ પરાશર, ઢીમરકન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મચ્છગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ રી૦ ૯
કુંતા કૃષ્ણા પંચપતિ પણ, સતી શિરોમણિ કહાવેરે;
તેહેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં જાવે. કૃતિ રી૦ ૧૦
શંકરસ્વામીનું જોઇ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ રી૦ ૧૧
પુત્રનણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેહેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ રી૦ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે;
બાવન સીડી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ રી૦ ૧૩
મેહેતે અનામિકને ઘેર ઓચ્છવ કીધો, તે આપણ નવ જોઇયેરે;
હરિએ હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયે. કૃતિ રી૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રી૦ ૧૫

## ગરબી

ધન્ય જેણે હરિ ગુણ ગાયા, સંસારમાં ધન્ય જેણે હરિગુણ. ટે૦
બધા સંસારમાં તે જન જીત્યો, બીજા સહુ જાણજો વ્હવાયારે, સં૦ ૧
જમના ઝપેરાથી નવ ચેત્યા ત્યારે, ધૂળ મળ્યું ડહાપણ ડાહ્યારે, સં૦ ૨
હુંને મ્હારૂં એમાં પંડિત પણ ભૂલ્યા, કામદામમાં લલચાયારે, સં૦ ૩
હાથી ઘોડા ને સુખ પાળો બેશી શું થયું, શું થયું મેળવી ઘણી માયારે. સં૦ ૪
કંઠ સાહી તુંને કહાડશે પલકમાં, દૂર રહેશે સગાં વિત્ત જાયારે, સં૦ ૫
વ્યા જપો નિત્ય નામ નંદકુંવરનું, સફળ થશે ત્હારી કાયારે, સં૦ ૬

## ગરબી

સરવના શિરોમણિ શ્રીનાથજીરે લોલ.
આપના સ્વરૂપ વિશે સર્વ, મારા વ્હાલાજી હો, સર્વે સેવાયું તમોને સેવતારે લોલ.
સંગે કો ભૂષણ આયુધ છેરે લોલ, સેવામાં રહુ તજી ગર્વ, મા૦ વ્હા૦ ૧
બ્રહ્મલોક મુગટ મહારાજનોરે લોલ, સાંખ્ય જોગ કુંડળ બેહુ કરણ; મા૦ વ્હા૦
છત્ર છે વૈકુંઠ ચમર ધર્મ છેરે લોલ, વિંજન જસરૂપ ગિરિધરણ. મા૦ વ્હા૦ ૨
ચક્ષુ સૂરજ ચંદ્રમા છે મન વિશેરે લોલ, ભૃકુટી યમરાજ કેરૂં એન, મા૦ વ્હા૦
ઉર્ધ્વઅધો અધર લજ્જા લોભ છેરે લોલ, દંત કાંતિ તત્વ કમળનેન. મા૦ વ્હા૦ ૩

માથા વનમાળા હારને વિશેરે લોલ, વૈજયંતી ભક્તિનો નિવાસ;
માં૦ વ્હા૦
કેશ મેઘ દિશા શ્રવણને વિશેરે લોલ, વદન વહ્નિ નાસા વાયુવાસ માં૦ વ્હા૦
પ્રણુવ તો જનોઇ પ્રાણુનાથજીરે લોલ, પીતાંબર સ્વર છંદ સાત, માં૦ વ્હા૦
શ્રીવત્સલાંછન મહાલક્ષ્મીજીરે લોલ, જીવતત્ત્વ કૌસ્તુભ સાક્ષાત. માં૦ વ્હા૦
વેદ ત્રણુ તત્ત્વ છે ગરૂડજીરે લોલ, શેષ શય્યા રૂપે કરે સેવ; માં૦ વ્હા૦
કૌમુદકી ગદા મહાકાળ છે રે લોલ, મોરલીનું સ્વરૂપ મહાદેવ.
માં૦ વ્હા૦ ૬
છે ષટ ઐશ્વર્ય કળા કમળમાંરે લોલ, મુદ્રિકા છે અભય વરદાન;
માં૦ વ્હા૦
ચક્ર તેજ સાર સચીલ શંખ છેરે લોલ, કમળ વિશ્વ ધનુષ કાળસ્થાન.
માં૦ વ્હા૦ ૭
બ્રહ્મ જ્યોતિકા ને શૃંગી ઇંદ્ર છેરે લોલ, તિલક શુદ્ધ સ્નેહનું સ્વરૂપ, માં૦ વ્હા૦
નખશીખ આભૂષણુ સહુ ભક્ત છેરે લોલ, વનસ્પતિ રોમાવલી રૂપ.
માં૦ વ્હા૦ ૮
વીર્ય છે સમુદ્ર નદી નાડિયોરે લોલ, પરવત છે પતિધર અસ્ત; માં૦ વ્હા૦
અગણિત બ્રહ્માંડ રોમકૂપમાં રે લોલ, ઉદરવિશે જગત છે સમસ્ત,
માં૦ વ્હા૦ ૯
શુદ્ધ ભક્તિરૂપ રાણી રાધિકારે લોલ, જશોમતી મુક્તિ મૂર્તિમાન, માં૦ વ્હા૦
ગોપી ઋચા વેદમંત્ર ગોપ છેરે લોલ, રામ શેષ શાસ્ત્રકરે ગાન, માં૦ વ્હા૦
નિગમ વસુદેવજીને જાણિયેરે લોલ, બ્રહ્મવિદ્યા દેવકીજી માન, માં૦ વ્હા૦
ઇત્યાદિક સકળ સહિત શ્રીહરિરે લોલ, દાસ દયાના પ્રભુ વિખ્યાત.
માં૦ વ્હા ૧૧

## ગરબી.

સહુ સાધન ફળ ભક્તિ શ્રીરાધાનાથની, પદ્મપુરાણે વ્યાસે કથા વખાણીજો;
પારવતી પ્રત્યે શ્રી મહાદેવે કહી, તેનું વર્ણન કરી દેખાડું વાણીજો. સહુ૦ ૧
પંચ જન્મ લગી ભજે અન્ય અવતારને, હયગ્રીવભક્તિ પછે ઉદ્ભવથાયજો;
હયગ્રીવ ભક્તિ દશ જન્મ કર્યા પછે, નરસિંહ ભક્તિ ઉદે થાય શ્રુતિ ગાયજો. સહુ૦ ૨
સહસ્ત્ર જન્મ શ્રીનરહરિઆરાધન કરે, પ્રગટ થાય શ્રીમન્નારાયણ ભક્તિજો;
કોટી જન્મ લગિ શ્રીનારાયણને ભજે, તવ ઉપજે શ્રી રઘુપતિ આસક્તિ જો. સહુ૦ ૩
અનંત જન્મ લગી સેવે શ્રી રામને, તવ શ્રી કૃષ્ણ ભક્તિ થાયે ઉત્પન્ન જો;
તેમની પ્રાણવલ્લભા શ્રી રાણી રાધિકા, તેમના પદપંકજે લુબ્ધે પછે મન જો; ૪
રોમાંચિત ગદગદ થાયે પદ સેવતાં, પ્રેમલક્ષણા ભક્તિ કહાવે તેનું નામ જો;
પણ જીવતું રહાપણ એમાં નથી કશું ચાલતું, એ ફળ કેવળ કરુણાભળ ઘનસ્યામ જો. સહુ૦ ૫
કોટી જન્મ લગી ધ્યાન સમાધિ તપ આચરે, કરતાં કરતા ક્ષીણ પાપ નર થાય જો;
શ્રી કૃષ્ણ વિશે ભક્તિ તે જનની ઉપજે, એક પક્ષ પણ છે એ શાસ્ત્ર ગવાય જો સહુ૦ ૬
અંશ વિભૂતિ કળાવેશ શ્રીકૃષ્ણતણા, એ સરવે અવતાર હરિ કહેવાય જો;
જેમ દ્વિતીયાથી ચડતી કળા શશીનામ સહુ, પણ રાકા શશીમા તે સર્વ સમાય જો. સહુ૦ ૭
જુગે જુગે કૃષ્ણાવતાર પણ થાય છે, કલ્પ સારસ્વત પુરાણ કૃષ્ણ તે ન્યારા જો;

શ્રી વલ્લભ સેવ્યા શ્રી ભાગવતે ભણ્યા, અલ્પમતિ શું જાણે જીવ
બચારો જો. સહુ૦ ૮
શ્રીજી જે ભકિત વશ તે ભક્તિ સદા, આપો દયાને નિજ લહી શ્રીગુરુ દેવ જો;
ભવોભવ ગને એવો સાચો સંત કરો સદા, નિરંતર કરૂં ગોપીપતિ
સેવજો સહુ૦ ૯

## ગરબી.

રાધા માધવ મનમાં વસ્યાં જી, જેહને, રાધા માધવ મનમાં વસ્યા. ટેક
આઠે પ્રહર તે આનંદમાં માહાલે, તે પ્રાણીને પાતક કશાં જી જેહને૦ ૧
સુખ સહુ આવી મળે સેહેજે સમીપે, કલેશ અમંગળ અળગાં વસ્યાં
જી. જેહને૦ ૨
કારજ સિદ્ધ થયાં સહુ તેના, તીર્થ સહુ તેના પગમાં ધસ્યાં જી. જેહને૦ ૩
પૂર્વજ તેહના વસ્યા વૈકુંઠમાં, માતપિતા ચૌદલોકમાં લસ્યાં જી. જેહને૦ ૪
તે સંતને સેવનારા સેવક પણ જાય નહિ કાળ સાપના ડસમાં જી. જેહને ૫
તે ભગવતીની નિંદા કરે તેહનાં, નિશ્ચે કર્મ લાહારે ધસ્યાં જી. જેહને૦ ૬
તે ભગવતીનાં દરશણ માનો, દયાપ્રીતમ શ્રીકૃષ્ણનાં જસાં જી. જેહને૦ ૭

## ગરબી.

શરણ પડયોછું રે શ્રીહરિ, નથી માહારે અવર આશ વિશવાસ;
શ્રીવલ્લભ વરનારે લાડીલા, અનન્ય આપતણો હું દાસ. શ૦ ૧
નહીં કોઇ દેવીરે દેવતા, નહીં કોઈ આપ તણા અવતાર;
ધરનો ગુલામરે રાવલો, મનકમવચને નંદકુમાર શ૦ ૨
(મહારે) નથી બળ સાધનરે ધરમનું, નથી ભક્તિ જ્ઞાન વિવેક;

સેવા સમરણરે ના મળે, (મેં) નથી સતસંગ કર્યો ક્ષણુ એક. શ્રી૦ ૩
(પણુ) બાનું તમારૂંરે જોઇને, મુજને જન્ત કહે હરિભક્ત;
હું છું જૂઠોરે જીવણજી, નથી મારૂં મન તમથી આસક્ત. શ્રી૦ ૪
(તે) અંતે ઉઘડીરે વાગશે, પાસું દેશો જો મહારાજ;
બળવંત બાનુંરે લાજશે, હું નિરલજને શાની લાજ. શ્રી૦ ૫
(પણ) એક ભરોંસોરે એહ છે, અંતરજામી છો તમે સાક્ષ;
બરદ વિચારીરે કૃપાનિધિ, સહજે કરશો કૃપાકટાક્ષ. શ્રી૦ ૬
મોથમ રાખેરે મોટમ ધણી, ઉધડું પાડે ઓછ્ય જણાય;
સાચો સંગ્રહ રે સહુ કરે, જૂઠું નભવે જગ જશ થાય. શ્રી૦ ૭
જેહેવો તેહેવો છું હું રાજનો, દીન લહી કરિયે કરણાદાન;
દાસ દયાનીરે વિનતી, કૃષ્ણ કૃપાનિધિ ધરજો કાન. શ્રી૦ ૮

## ગરબી (૨)

દરશણુ દોનીરે દાસને, મારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને, આપો આપકંપર અતિવહાલ. દર૦ ૧
શ્રીનટવર નંદનરે નંદના, ભાવે મુને મદન મનોહર રૂપ;
ચિતના ચોહેટેરે માહેરૂં, અનુભવ વ્યાપક બ્રહ્મ અનુપ. દર૦ ૨
જપું નહીં અજપારે જાપને, ન ગમે સુણવો અનહદ નાદ;
ચિત્ત સમાધિરે ના ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દર૦ ૩
અન્ય ઉપાસનરે ના ગમે, વિના એક પૂરણ પુરૂષોત્તમ;
ફીકાં લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમભક્તિમાં ગમ. દર૦ ૪
(મુને) શ્રી વલ્લભસુતરે ગુરૂ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન;
જીવનાં સાધનરે ના જુવે, વાહાલો નિજબળે કરે નિજાનંદદાન. દર૦ ૫

સરવ તપાસ્યુંરે ફરીફરી, કિંચિત કયહું ના દીઠો સાર;
સુખ એક દીઠુંરે સરવથી, સેવા સમરણ નંદકુમાર. દર૦ ૬
શ્રી માહાપ્રભુનીરે કહેણથી, મુજપર રીઝો રાધાનાથ;
સમૂળ અવિદ્યારે તો ટળે, હરિજી આલો જો મુજ હાથ દર૦ ૭
શ્રી વૃંદાવનનીરે કુંજમાં, જાંહાં કરો જુગલકિશોર વિલાસ;
દાસ દયાનીરે વિનતી, મુને ) દાસી કરી રાખો નિજપાસ. દર૦ ૮

## ગરબી–

જે કોઈ જન કલ્યાણ ચાહો તે, એની સંગત તજજોરે;
દુઃખનો દરીયો પાપ પૂતળી, શાણા સમજી ભજજોરે. જે૦ ૧
જક જૂઠી નિરદે લોભી ને, ગંદી બળ રચનારીરે;
સાહસ કરતી નીચ હઠીલી, સદાકાળ સહુ નારીરે. જે૦ ૨
સ્વારથ થાતો હોય તદા આ, પતિ પુત્રાદિક મારેરે;
ના કરવાનું કરે લિકરતાં, વિધિ નિષેધ ન વિચારેરે. જે૦ ૩
પચ્યા પછી પાછુ ફરાય નહીં, જર જશ તપની હાનીરે;
હરિની વાત હદેમાં ન ઠરે, અનુભવી લેજો માનીરે. જે૦ ૪
સ્થળ ન મળે પરનાર જાંહાં લગી, ગમતો પુરુષ નવ લાધેરે;
નારદને હરિ કહ્યું પતિવ્રત, તાંહાં લગી સ્રી સાધેરે. જે૦ ૫
અગ્નિને અબળા બે સરખાં, ગળે પડ્યાં નવ છુટેરે;
તન ધન સુધર્મ સહુ વણસાડે, નરક પડે ઘરફૂટેરે. જે૦ ૬
પ્રેમદા પુષ્પ સરીખાં સમજો, નિરખે મન મોહાવાએરે;
ચોળ્યા પાછળ તેવાં ન રહે, ચિત પસ્તાવો થાએરે. જે૦ ૭
શણગારી તરવાર ઉપર સારી, પણ અંતર હત્યારીરે:

તેમ સુંદર શ્રી મોહન વચનાં, કાળજમાંહિ કટારીરે. જે૦ ૮
કામે કામે ચિત ન ચાકે, સંત સંગ વાહાલો જેહનેરે;
દયો કહે સાધુ તે સાચો, શ્રીહરિ ન તજે તેહનેરે. જે૦ ૯

## ગરબી

સહુથી સમરથ રાધાવરને આશરો,
જેહેના જનને દુખની શકે નહી કોયજો;
જમનુ જોર ન ચાલે દોષ કરે કદા
ક્ષમા કરે કે હરિ ચહાપે તો જોયજો. સ૦ ટેક. ૧
જુડો હરિનો ભક્ત જકતમાં થઈ ફરે,
એહેનાનું પણ માધવ રાખે માનજો;
ખાતું પોતાનું જોઇ પાળે બરદ તે,
જય જડ પ્રોહિતને પોષે જજમાનજો. સ૦ ૨
બીજા સહુ મોહોટા પણ હરિના હુકમમાં,
સુર બ્રહ્મા ગણપતિ શ કેત શિવ શેષજો;
કેઇને કોપે કોઇનું બળ ચાલે નહીં,
એ સહુ રૂઠે હરિજન ડરે ન લેશજો. સ૦ ૩
રાવણ હિરણ્યકસ્યપુ બ્રહ્મ હિમાયતી,
દુરજોધનને પક્ષ હતો બળરામજો;
કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા,
હરિજનનું કોઇ લેઇ શક્યું નહીં નામજો. સ૦ ૪
કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીયો,
સબળ સુયોધન ભીમે મરણ પમાડ્યોજો;

હરિ રાખ્યા સુર ગણેશ વિઘ્ન થયું નહીં,
ચિત્રકેતુ સદા પડયો ન અંબા પાડયોજો. સ૦ ૫
આયા કાળનચો ભય કોઇથી ના ટળે.
અભય અચળ કરવા સમરથ નહીં કોયજો;
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી,
કોણ શરણ જાતાંમાં સનમુખ જોયજો. સ૦ ૬
સેવા કરતાં અવળું પડે અન્ય દેવને,
પીજ્યું કાંત્યું પળમાં થાય કપાસજો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં,
બહુ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાશજો. સ૦ ૭
બીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને,
આપી દીધું પુરૂષોત્તમ અભિધાનજો. સ૦ ૮
એહેવા કરૂણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એહેને મૂકી અન્યતણો આશ્રય કરે,
તે નિર્ભાગી મૂરખના સરદારજો. સ૦ ૯

## હરિનામમાળા.



### છંદ સવૈયા એકત્રીશા.

ગુરૂ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ;
કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજન વલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ;
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવરધનધારી વજ્રચંદ. ૧

ગોકુળચંદ ગદાધર, ગોમતીપ્રિય રમેશ;
નારાયણ નરસિંહ, નિરંજન નિરાકાર નરેશ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ;
જગન્નાથ જળશાયી જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ. ૨

જગદાધાર જશોદાનંદન, જગજીવન જગનેશ;
શ્રીજમુનાવલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ;
ચક્રપાણિ ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ;
ચતુર્વ્યૂહ ચાણુરતનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩

દયાસિંધુ દામોદર દિનપતિ, દીનાનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપ્રતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ ભવેશ;
દ્વિજપતિ રૂક્મિણિપતિ સાગરસુતાપતિ હૃષિકેશ. ૪

પદ્મનાભ પુરૂષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરૂષ પરમેશ;
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમપ્રભુ, મધુસૂદન મથુરેશ;

ધરણીધર અવનીધર ભૂધર, વસુમતીધર મહિધારી,
કૌસ્તુભધર પીતાંબરધર, બંસીધર કુંજવિહારિ. ૫
માધવ મુરમર્દન મધુ મરદન, ત્રિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત,
મા પાહિ મા પાહિ પાહિ મા પૂર્ણાનંદ અનંત ૬
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુઃખ કલેશ જશે, વળિ પળમાં પાપ પળાય;
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણી;
કોટિક કાજ તજિને ભજિયે, દઢ કરિ સારંગપાણિ. ૭

પદ.

તારો અમુલખ અવસર જાયરે, ગોવિંદ ગારે;
ગોવિંદ ગા ગોપાળ ગા, ગોપીજન વલ્લભ ગારે;
જેને ક્ષણે ક્ષણે હાનિ થાય, ગિરિવરધારી ગારે ટેક.
મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;
જયમ સરોવરની માછલી, સમજે નહીં સલિલ સુકાયરે. ગો૦ ૧
તેનું તે ભાસે તુંને, ભોર બપોર શરીર;
વહીજાતું જાણે નહીં, જયમ નદીઓ કેરું નીર રે. ગો૦ ૨
અમુલખ લટકું લાભતું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાંદની, જાતાં નહિ લાગે વારરે, ગો૦ ૩
માયાની મધલાલચથી, કોણુ ધરાયું તું ધરાશ;
ડુબવામાં બન્ને જશે, પાછળથી પસતાશરે, ગો૦ ૪

ઠાલાં થોથાં કૂટતાં, ખૂટ્યું દીપક તેલ;
મનના મનોરથ રહિ જશે, ઓચિંતો તૂટી જાશે ખેલરે. ગો૦ ૫
માયા મેવો મીઠડો, જ્યમ જ્વરમાંહે ધીજ;
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજરે, ગો૦ ૬
વૈભવ તુજને મૂકશે, કે તું મૂકી જશ;
એ જૂઠા કેરા સંગથી, તું સાચાં ગોથાં ખાશરે ગો૦ ૭
પ્રભુ પાખે હે પ્રાણિયા, કયહુ માં પ્રીત કરીશ;
તારૂં ઢાંક્યું અંતર ધીકશે, ટટળીને તલખી મરીશરે, ગો૦ ૮
અંતે આવી પળ નહિ મળે, જો કરે કોટી ઉપાય;
વિચાર વિઠ્ઠલ વણ ભજે, વૃથા વહ્યું સહુ જાયરે. ગો૦ ૯
તને લક્ષ વાતની એક કહું, સમખાઈ માબાપ;
દયા નામ શ્રીકૃષ્ણથકી, સમશે સહુ પરિતાપરે. ગો૦ ૧૦

## પદ.

હરિ હું શુ કરૂં રે, મારો માયા ન મૂકે કેડો. ટેક.
કોટી કલ્પ લગી એણે ભમાવ્યો, ભમું હજુ નહિ છેડો;
મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કીયે કાગ નિવેડો. હરિ. ૧
સેવા સમરણ કયમ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે કેડો;
શું ગજું મારૂં જેહું છતી અવિદ્યા, કરૂં ચરણ કમળમાં નેડો. હરિ. ૨
આપ વિના એના સહુ ચેલા, તે કોને કહું દુઃખ કેડો;
દાસી તમારી જાય પ્રેરો ત્યાં, પાછી ફરે જયારે તેડો. હરિ. ૩
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડ્યો ન ખસેડો;
માયાકાળ અગ્નિથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ. ૪

પદ.

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો. હરિ. ટેક.
સાંકડાના સાથી સામળિયા, છો બગડ્યાના બેલી;
શરણ પડ્યો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી. હરિ० ૧
નિજજન જૂઠાની જાતી લજ્યા, રાખો છો શ્રી રણછોડ;
ધન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરો બરદ બળ કોડ. હરિ० ૨
અવળાનું સવળું કરો સુંદરવર, જ્યારે જન જાય હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુકૃતહારી. હરિ० ૩
વિનતિવિના રક્ષક નિજ જનના, દોષતણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, રણો ન મોટા નાનો. હરિ० ૪
વિકળ પરાધીન પીડા પ્રેજાળો, અંતરનું દુઃખ જાણો;
આરત બંધુ સહિષ્ણુ અભયંકર, અવગુણ ઉર નવ આણો. હરિ० ૫
સરવેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી;
શરણાગતવત્સલ શ્રીજી વ્હાલા મારે, મોટી છે ઓથ તમારી. હરિ० ૬

પદ રાગ ખમાચ.

હો મનવા, શ્રીહરિ શરણે રહેજે,
અવર ઉપાય નથી કંઇ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કહેજે. હો મ० ટેક.
અકળ અવિદ્યાની જાળમાંરે, પડિયા પંડિત શૂર;
જ્ઞાની વૈરાગી જોગી જતીરે, ચાવી કર્યા ચકચૂર. હો મ० ૧
શ્રી એજ મોટી મોહનીરે, બીજુ સહુ એની કેડ;
પોહોંચેલાને પણ પાડે પલકમાં, છેલ્લી સીડીલગી ઠેઠ. હો મ० ૨

જ્ઞાન વૈરાગ્ય ગોડે નહીંરે, ન ઉપજે હરિશું હિત;
જાય વિવેક વિકળ રહેરે, જ્યારે ચતુરા ચોરે ચિત્ત હો મ૦ ૩
ઇંદ્ર ચંદ્ર પરાશર મુનિરે, એકલશૃંગી મુન્ય;
શિવ બ્રહ્માદિક ભૂલિયારે, એથી મોટા કોણ અન્ય. હો મ૦ ૪
મન તો ભ્રષ્ટ બધી વિશ્વનું રે, પણ તનથી ન રહેવું સ્રીપાસ;
ધીરાને ચંચળ કરેરે, ક્ષણમાં ઘાલે સત્યાનાશ. હો મ૦ ૫
ચતુરાઇ સઉની ચૂલે પડીરે, કોઇનું ન ચાલે જોર;
દયા જગતમાં તે બચે, જેનો કર ગ્રહે નંદકિશોર. હો. મ૦ ૬

---

પ૯.

દામોદર દુખડાં કાપોરે, પાવલે લાગું;
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગું. ટેક.
વહાલાજી હું છું, પળપળનો અપરાધી;
ભરેલો આધિ વ્યાધિરે, પાવલે લાગું. દામોદર૦ ૧
વહાલાજી હું તો, તમારા બળથી ઘણો ગાજું;
જાણોછો કહું શું ઝાઝું રે, પાવલે લાગું.. દામોદર૦ ૨
વહાલાજી હું, જેવો તેવો તોએ છું તમારો;
આધાર અવર નહિ માહારોરે, પાવલે લાગું. દામોદર૦ ૩
વહાલાજી મારું, જોર નથી જો તરછોડો;
શુ રુડી કરે ઝંકોડો રે, પાવલે લાગું. દામોદર૦ ૪
વહાલાજી શી મુખ, પોતાનો કાહોછો મારે લાડું;
બીજું બળ ક્યાંથી કાહાડું રે, પાવલે લાગું દામોદર૦ ૫

વહાલાજી જનનું, માન જગતમાં વધારો;
ગમે તો ઘરમાં મારોરે, પાવલે લાગું દામોદર૦ ૬
નૃપનાં ગજ ઘોડાં, મસ્તીખોરાંને માન મોહોટું;
મારે ના માને ખોટું રે, પાવલે લાગું દામોદર૦ ૭
દયાના પ્રીતમ, પાણિ ગ્રહ્યો છે તો નિભાવો;
મારો દાસપણાનો દાવો રે, પાવલે લાગું. દામોદર૦ ૮

---

## પદ-રાગ લાવણીનો.

સાંભળ શિક્ષા તું મન મ્હારી, સાચી કહું એક વાત;
મનુષ્યા દેહ દુર્લભ ભજ હરિને, જ્યાંલગી તન કુશળાત;
સમો ગયે પસ્તાયે પાર કશાં, ચોર્યાશી અથડાતાં:
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૧
ખર અવતાર થશે હરિ ભૂલ્યે, પીઠ લાદશે તારી;
ભૂખ્યો તરસ્યો કો નહિ પૂછે, શીત વ્યાપ ભારી;
પાછળ માર ધડાધડ પડશે, કંઈ એક મંદ ચલાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૨
શ્વાન થઈશ ભગવાનને ભૂલ્યે, હંડાઈશ ઘેરઘેરે;
મળમૂત્રાદિક ખાનપાન બહુ; કષ્ટ સહિશ શી પેરે;
ક્યહું નહીં આદર જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં ૩

ઘણું ગંદું તન વિટવશાહનું, હરિ ન ભજે તો થાશે;
મૂત્ર પુરીષના આહાર વાસ ત્યાં, તને અડી સહુ ન્હાશે;
ન્હાશે દીઠે જ્ઞાની ભૂંડા, જ્યાં ત્યાં ફરે અથડાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં ૪
કૃષ્ણકીર્તને આળસ આણે, અજ કુર્કટ પડે થાવું;
વણ વકિ પાળે તે વેચે, કસાઇ કરમાં જાવું;
અકાળમૃત્યુ શસ્ત્રમાર પીડા, અતિશય કંઠ કપાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં ૫
હરિ વિસર્યે ઇત્યાદિ અધમ તનુ, ગણતાં ન આવે પાર;
નરકકુંડની અકથ્ય યાતના, તે કેમ કરું ઉચ્ચાર;
કેશવ વણ કોઇ શકે ન છોડવી, જમકિંકર લઇ જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં ૬
દયાપ્રિતમ વિસર્યે વળ્યું ઉંધું, ચેત હજુ જો ચેતાય;
વિષય સુખ સહુ યોનિમાં ત્યાં, કૃષ્ણ ભજન નહિ થાય;
આ અવસર સમરીશે સમરી, પછી પાર નથી પસ્તાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં ૭

---

## રાગ-કાફી.

વરિયે તો સામળિયો વરિયે, વરિયે તો પાતળિયો વરિયે,
વરિયે તો છબીલો વરિયેરે, ચતુરવર—ટેક.
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર શીદ પાણી ભરિયેરે ચતુરવર૦ ૧

સંસાર તો સરવે જૂઠો, શું થાશે રૂઠો કે ત્રૂઠો;
તેહને તુચ્છ જાણી ફરિયેરે. ચતુરવર૦ ૨
જેહને પરણ્યે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયેરે. ચતુરવર૦ ૩
સંસાર તો સરવે ખોટો, પાણી માંહેનો પરપોટો;
ફુટી જાશે નાહાનો મોટોરે. ચતુરવર૦ ૪
દયા પ્રીતમકેરો વહાલો, નાગર નંદલાલો;
તેહેનો સાહ્યો કરી મ્હાલોરે, ચતુરવર૦ ૫

---

## રાગ—સારંગ.

સદા શ્રીકૃષ્ણને સેવોરે, સમજી લો સુધો સિદ્ધાંત:
વાત કહું તે વિચારમાં લાવો, ભાગો મનની ભ્રાંત. સદા૦ ટેક
સહુ બરાબર કૃષ્ણ છે, નથી કૃષ્ણ બરાબર કોય;
સાગર છોળ્યોને દષ્ટાંતે, શાણા સમજી જોય. સદા૦ ૧
વિશ્વ હર્યું હરિ રૂપ એ રીતે, સાચું સરવે કાળ;
ન્યારૂં ન તે ગોપાળથી પણ, ન્યારા ખરા ગોપાળ. સદા૦ ૨
કાયાથી થઇ રહી કાયા સંબધે, કાયા માંહિ સમાયા;
કાયાથી છાયા છાયાથી ન કાયા, કાયા કંઇ લહે છાયા. સદા૦ ૩
મુખ ઇંદ્રિયો થઇ ને ડાળાં, એમ હરિ સંસાર;
વૈષ્ણવ બાજે દયા કાંઇ ન બાકી, વેદ પુરાણ વિચાર, સદા૦ ૪

---

## પદ-રાગ ગુર્જરી.

સાચા સંત તે દુઃખ દે તેહેને, પણ સુખ દે મન સાચેરે;
રોષ ન રાખે કલ્યાણ તેહનું, પ્રભુની પાસે જાચેરે. સા૦ ૧
વણ અપરાધે પ્રલ્હાદ પીડયો, હિરણ્યકશિપુ અભાગીરે;
શ્રી નરહરિ પામે પ્રલ્હાદે, તેની પણ ગતિ માગીરે. સા૦ ૨
ચંદ્રહાસને દુષ્ટમતિ, વણુ વાંકે કષ્ટ પમાડયોરે;
તેહેનો દોષ ગણ્યો ન, સુવેલો દેવીપાસ જીવાડયોરે. સા૦ ૩
પાંચ પુત્ર પંચાળીકેરા, અશ્વત્થામા ખળ માર્યારે;
ભીમસેન હણંતા હતા, ધરી દયા દ્રોપદી વાર્યારે. સા૦ ૪
નારદની મર્યાદ ન માની, કુબેરસુત બે કામીરે;
શ્રાપમિષે શ્રીહરિ મેળવિયા, હરખ્યા ભક્તિ પામીરે. સા૦ ૫
ગોવિંદ સ્વામીને હુવરાવ્યા, મુતર્યો કુકર પાપીરે;
તેહને દંડ કશો નવ દીધો, હરિની ભક્તિ આપીરે. સા૦ ૬
નંદદાસને વૃશ્ચિક ડસિયો, વારે વારે ફરિનેરે;
તેહને જમુના જળમાં બુડતો, રાખ્યો કરુણા કરિનેરે. સા૦ ૭
અંબરીષ નૃપ ભક્ત હરિનો, તેને દુર્વાસા ઘણું દમિયોરે,
વર્ષ એક દુઃખ ક્ષુધા ભોગવ્યું, મુનિ સુખી કરીને જમિયોરે- સા૦ ૮
જયદેવને લુંટી કર કાપ્યા, ઠગે કૂપમાં નાંખ્યોરે;
તે ઠગને નૃપ પાસ પૂજાવ્યા, મ્હોટો સંતછે ભાખ્યોરે. સા૦ ૯
વાલ્મીકિથી વાનરિયે, પાન્ધિ રાખ્યો દુઃખ શોગીરે;
અતિ અપરાધ સહી સુખ દીધું, સ્વર્ગ પમાડ્યો રોગીરે. સા૦ ૧૦

હરિજન વનમાં લુટતાં, નાખ્યું અંગ સહુ કાપીરે;
તદપિ દોષ તેહેનો નવ માન્યો, પ્રસન્ન કર્યો મણિ આપીરે. સા૰ ૧૧
ઠગ વૈષ્ણવ વેશે નારાયણ, દાસતણી સ્ત્રી મારીરે;
પ્રભુ સમજ્યા તદપિ ન નડયા, સ્ત્રી જીવાડી ગિરિધારીરે. સા૰ ૧૨
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોખેરે,
દયા પ્રીતમને તે જન વહાલા, રિપુ રંજે ચિત ચોખેરે. સા૰ ૧૩

---

## પદ-રાગ-બીલાવલ.

કોટી પ્રયત્ન કરો તોયે પણ, સુખ દુઃખ હાથ હરિનેરે,
થાવાનું સેહેજે પણ થાશે, હરિભજ ભાવ ધરીનેરે. કોટી પ્રય૰ ટેક.
ચંદ્રહાસને વિષ વિષયા કરી, દુષ્ટમતિ પછી હાયોરે;
પણ વિચારે મદન મારિયો, કોણે એ મરવો ધાર્યોરે. કોટી પ્રયત્ન૰ ૧
અજામેળ સરખાને વણ શ્રમે, તેજ દેહમાં મુક્તિરે;
માધવ પ્રગટ મળ્યા મુચુકુંદને, તદપિ જન્મ કહાં યુક્તિરે. કોટી પ્રયત્ન૰ ૨
ધીરજ ધરે કે કરે ઉતાવળ, કોણ લહે સુખ શેમાંરે;
અનુભમયે પણ કાંઇ નવ સમજે, હરિ સમજે એક એકેમાંરે. કોટી પ્રયત્ન૰ ૩
સુખ ઉદ્યમથી સુવો મુષક જુવો, સર્પ સહજ સુખ પામ્યોરે;
ભોજન મળીયું ને બંધન છુટયું, સુણતાં સંવે વામ્યોરે. કોટી પ્રયત્ન૰ ૪
કર્માદિકનું ત્યાંહાંલગી બળ, હરિ જ્યાંલગી મનમાં નાણેરે;
નહિ તો કરણુંઅનિવિ ઇશ્વરપઃ, થાને વેદ વખાણેરે. કોટી પ્રયત્ન૰૫

બ્રહ્મશાપ જોતાં વણુવંકે, સહુ યાદવને લાગ્યોરે;
ઉદ્ધવ વજ્રનાભ વંચાવ્યા, મનસ ધે સહુ ભાગ્યોરે. કોટી પ્રયત્ન૦ ૬
કર્તું અકર્તું અન્યથા કર્તું, સમરથ ઇશ કહાવેરે;
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, તેમ કરે જ્યમ ભાવેરે. કોટી પ્રયત્ન૦ ૭
સુખ થાવા સહુ દુઃખ જવાનો, એજ ઉપાય એક સાચોરે;
મન કર્મ વચને કૃષ્ણભજો દયા, અવર વિચાર સહુ કાચોરે. કોટી પ્રયત્ન૦ ૮

---

## પદ-રાગ-લલિત.

હરિ ભજનથકી, હરિ મળે તે સાચું સહુ શ્રુતિ ગાયેરે;
પણ સ્વતંત્ર છે, દિવસ પ્રયાસ પ્રમાણ ન કાયથી થાયે. હરિ ભજન૦ટેક.
જ્યમ પાકયો દાવ પાસે ન પડે, પડે સહજ શ્રમે કદી અતિશે અડે,
નાખી દીધે કાયર દઈ હયમે ન જડે, હરિ ભજન૦ ૧
કૂપ ખોદંતાં નિકળે પાણી, કેનું કેટલે કર કો શકે જાણી,
જ્યમ ત્યમ જગદીશ ગતિ જો નાણી. હરિ ભજન૦ ૨
વિધિ પ્રણી સુતપા શ્રમ ભાળો, જોઇ ધ્રુવજી નરસંઇ મહેતો ન્યાળો,
જોઈ તારતમ્ય સંશે ટાળો. હરિ ભજન૦ ૩
ખટવાંગ અજામેળ ગુણકા જુઓ, પારધિ પુતના જોઈ સંદેહ ખુઓ,
ભય પ્રાચીનબર્હિ નૃગ પામ્યો કુઓ. હરિ ભજન૦ ૪
મુચકુંદ ભર્તને વિલંબ કરી, ગજગીધાદિક તાર્યાં તુર્ત હરિ,
ગંગી ગોવિંદને તે વાત ખરી. હરિ ભજન૦ ૫

હરિજન વનમાં લુટતાં, નાખ્યું અંગ સહુ કાપીરે;
તદપિ દોષ તેહેના નવ માન્યો, પ્રસન્ને કર્યો મણિ આપીરે. સા૦ ૧૧
ઠગ વૈષ્ણવ વેશે નારાયણ, દાસતણી સ્ત્રી મારીરે;
પ્રભુ સમજ્યા તદપિ ન નડ્યા, સ્ત્રી જીવાડી ગિરિધારીરે. સા૦ ૧૨
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષેરે,
દયા પ્રીતમને તે જન વહાલા, રિપુ રંજે ચિત ચોખેરે. સા૦ ૧૩

---

## પદ-રાગ-બીલાવલ.

કોટી પ્રયત્ન કરો તોયે પણ, સુખ દુઃખ હાથ હરિનેરે,
થાવાનું સેહેજે પણ થાશે, હરિભજ ભાવ ધરીનેરે. કોટી પ્રયત્ન૦ ટેક.
ચંદ્રહાસને વિષ વિષયા કરી, દુશ્મનિ પછી હાર્યોરે;
લણુ વિચારે મદન મારિયો, કોણે એ મરવો ધાર્યોરે. કોટી પ્રયત્ન૦ ૧
અજામેળ સરખાને વણ શ્રમે, તેજ દેહમાં મુક્તિરે;
માધવ પ્રગટ મળ્યા મુચકુંદને, તદપિ જન્મ કહ્યાં યુક્તિરે. કોટી પ્રયત્ન૦ ૨
ધીરજ ધરે કે કરે ઉતાવળ, કોણ લહે સુખ શેમાંરે;
મનુષ્યમયે પણ કાંઇ નવ સમજે, હરિ સમજે એક એહેમાંરે. કોટી પ્રયત્ન૦ ૩
સુખ ઉદ્યમથી સુવો મુષક જુવો, સર્પ સહજ સુખ પામ્યોરે;
ભોજન મળીયું ને બંધન છુટ્યું, સુણતાં સંચે વામ્યોરે. કોટી પ્રયત્ન૦ ૪
કર્માદિકનું ત્યાંહાંલગી બળ, હરિ જ્યાંલગી મનમાં નાણેરે;
નહિ તો કરણુનિધિ ઈશ્વરપદ, ચાને વેદ વખાણેરે. કોટી પ્રયત્ન૦.૫

## પદ–રાગ–રામગ્રી.

કૃષ્ણ કરૂણા કરી રૂપ નટવર ધરી, કોટી કંદર્પથી અત્ય સારૂં,
આપો દરશંન તો થાશે પરસંન હું, ટમટમે નિરખવા મંન મ્હારૂં. કૃ૦ ૧
ભજન સમરણતણું વીર્ય મ્હારે નહીં, જેથી હુ તાહરી કાંતિ દેખું,
ઇંદ્રાદિક દેવને સ્વપ્ને આવો નહીં, તો આગળ માહારૂં કોણ લેખું.
કૃ૦ ૨
ભક્તિથી હીન હું દીન દામોદરા, અન્ય એકુ નથી મ્હારે દાવો,
મનતણા કોડ તે મન વિશે રહી જશે, નહિ સુણો નાથજી મ્હારી રાવો.
કૃ૦ ૩
કર્મ જોશો મ્હારાં તો કશું નહિ જાણે, દીન લ્હેશો તો કાંઇએક કળશે,
એરાની ભૂધરા રંક જાણી મારૂં, કાર્ય સરશે ત્હારૂં બર્દ પળશે.
કૃ૦ ૪
કોટીક ભકત ભક્તિથી આવી મળ્યા, શરણ શ્રીકૃષ્ણ ગુણ ગાતેગાને,
તેમાં એક અધિક મુને પતિત,લઇ પાળજે, એમ જાણો દયો ધર્મખાતે.
કૃ૦ ૫.

---

## પદ–રાગ–રામગ્રી.

જેને સહાય શ્રીકૃષ્ણની, તે તો સુખમાં મ્હાલે,
વૈર પડે બાધા વિશ્વસું, કોઇનું કાંઇ ન ચાલે. જે૦ ૧
દોષના ગુણ માને હરિ, જેહેને કીધો પોતાનો,
વ્હાલથી વાંક વસે નહીં, એ સ્વભાવજ માનો. જેને૦ ૨
અવળાનું તે સહુ સવળું કરે, માનવની મેહેરે,
ભક્ત ગણે લક્ષણ વિના, પાંડવની પેરે. જેને૦ ૩

પાંડવ કુબ્જા મધુપુરી માળી, તેને સ્હેજમા રીઝના વનમાળી,
બીજાં સાધન નેથિ રહ્યાં ભાળી. હરિ ભજન૦ ૬
સેહેજે દુર્લભ જ્ઞાન કદરજને મળ્યું, ગોપી સહજ પ્રેમ મન હરિમા ગળ્યું,
અવરને એવું ફળ શ્રમે ન ફળ્યું. હરિ ભજન૦ ૭
કોઇ સાધન બળે ન રૂલ્યા ફરશે, નિ સાધની હરમડી માં મરશે,
દયા દીનતાએ હરિમન હરશે. હરિ ભજન૦ ૮

---

## પદ–રાગ રામગ્રી

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મુરખ તને કૃષ્ણ કહેતાં શુ બેસે નાણુ. ટેક.
મિથ્યા લવરી કરે મનગમતી, નહિ તેનું દામ ને ઠેકાણું. મુરખ૦ ૧
દામનું કામ નહીં નહીં પરિશ્રમ, ગાતા ગોવિંદ ગુણગાણુ. મુરખ૦ ૨
કિંચિત શ્રમ ને લાભ ઘણેરા, નહિ કોઇ એહ સમાણુ. મુરખ૦ ૩
ખાતો ન હોય તો નમળો કહત તને, જોઇએ બગેરનુ ભાણુ મુરખ૦ ૪
હરિ ભજતા તુંને આળસ આવે, ભવ ભટકણ નિશ વાહાણું. મુરખ૦ ૫
ત્યારે તુંને પશુમાં તે અંતર નાનો; તું પણ પશુ પુચ્છ વાણુ. મુરખ૦ ૬
કો દાહાડો તુંને કોઇ ન મળે જે હુ, કૃષ્ણ કિરતન મુખ આણું મુરખ૦ ૭
પ્રભુસમરણવિના ભવ ન તરાયે, તે હુ નિશ્ચે કર નેરે જાણુ મુરખ૦ ૮
દયો કહે હરિ ભજ મન મહારા, ફરી નહિ મળે આ ટાણું મુરખ૦ ૯

---

પદ-રાગ-રામકળી.

કર ચિત્ત ચિંતન કોઈ પ્રકારે, સદાનંદ શ્રી કૃષ્ણ તણુંરે;
પરમાનંદ ઉદે થાય અંતર, ન રહે પાપ સંતાપઅણુંરે. કર૦ ૧
સુંદર બાળકરૂપ રસાળું, ચરણ લંગરી વાગેરે;
ઠમુકઠમુકતો જશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણ માગેરે. કર૦ ૨
નાકે મોતી લટે લટુરી, સુંદર મુખપર ઝુમેરે.
હૈયે હેત વધ્યું જોઈ જશોમતી, લેઈ લેઈ શ્રીમુખ ચુમેરે. કર૦ ૩
સુંદર મુખપર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુંરે;
નહીં ખાઉં બાઓ ધાવીશ માડી, બોલે તોતલું કાલુંરે. કર૦ ૪
કપડું એક ગુલ્લ કરે કાનનીશું, દુષ્ટ દૃષ્ટિ બચાવેરે;
કે, વાંસલડી વાનો વિઠ્ઠલ, ગૌચારી ઘેર આવેરે. કર૦ ૫
શ્રી ગોપીજનના ઘરમાંહે, મનગમતું સુખ મહાલેરે;
કોઈ સમે ચોરી ગ્રહી ન્હાસે, કદા ઓપિકા ઝાલેરે. કર૦ ૬
શ્રી વૃંદાવન રાસ મંડળમાં, નાચે જુગલકિશોરરે;
ઇત્યાદિક લીલા ધર ધ્યાને, દયા તું નિશદિન ભોરરે. કર૦ ૭

---

પદ-રાગ રામકળીનું પ્રભાત.

દ્વારિકાધીશ છો શીશ મ્હારે ધણી, ધણી નહીં અવર તુજ વણ વિશ્વનાથ;
ગરિધરણ તવ ચરણને શરણ છુ, જન્મને મરણ હરિ ગ્રહજો હાથ. શ્રી૦ ૧
૧ અણુમાપ ત્રય તાપ સંતાપ સૌ કાપવા બાપ છે નામ તાહારૂં;
૨ સાધન રાજન અભિધાન તવ, અન્ય પ્રમન્ન નહિ મન માહારૂં. શ્રી૦ ૨

કૃષ્ણ કૃપા થઇ તે થઇ, ફરી જાયે ના ફીટી,
લાગી પટોળે રંગચોળની, જયમ કરતલ લીટી. જેને૦ ૪
નિજજન મતિ હરિ હાથમાં, ગમતું હોય તે કરાવે,
જંત્રની જુગતિ જંત્રીનીજ છે, દોષ શી પેરે લાવે. જેને૦ ૫
સહુ વાતે સત્રથ શ્રી હરિ, વાણી વેદે અલાપી,
તદપિ અહિત નિજ ભક્તનું, હરિથી થાય ન કદાપિ. જેને૦ ૬
સત્ય સંકલ્પીરે શ્રીપતિ, સદા સત્ય છે વાણી,
તદપિ અગાધ ગતિ અકળ છે, કોથી જાયે ન જાણી. જેને૦ ૭
કૃષ્ણ કૃપા ઘણી દેખીને, જનને છાકી ના જાવું,
દયા દીનના મુકતાં, પડે ગોથુંરે ખાવું. જેને૦ ૮

---

## પદ-રાગ-રામગ્રી.

શ્રી ગોવરધનધર લાડીલોરે, સંગે શ્યામા પ્યારી,
જુગલ સ્વરૂપ આ જોડને, હરે આંખડી માહારી. શ્રી ગોવ૦ ૧
અવતાર અન્ય બહુ આપના, સઘળે તેજ તમારૂં.
પણ આ રંગીલી જોડીવિનાં, મન માને ના માહારૂં. શ્રી ગોવ૦ ૨
દીપજ્યોત એક અગ્નિથી, સઘળે જુઓ જાગે,
તદપિ ચકોરસુતા જુઓ, એક અગ્નિથી ભાગે. શ્રી ગોવ૦ ૩
આગળ ભીતિ હતી, ભજે પરઘર પતિવ્રત ટુટે;
હાવાં થયું ધ્રુવપુતળી, ચિત્ત ડોરયું ના છૂટે. શ્રી ગોવ૦ ૪
થાનાર તે વેગેથી થજો, બાધું બગડીરે જાજો;
પણ દયાનીએ દંપતી વિના, મતિકયાંહાં ના લેભાજો. શ્રી ગોવ૦ ૫

---

### પદ-રાગ-રામકળી.

કર ચિત્ત ચિંતન કોઈ પ્રકારે, સદાનંદ શ્રી કૃષ્ણ તણુંરે;
પરમાનંદ ઉદે થાય અંતર, ન રહે પાપ સંતાપઅણુંરે. કર૦ ૧
સુંદર બાળકરૂપ રસાળું, ચરણે સંગરી વાગેરે;
ઠણુંઠણુતો જશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણ માગેરે. કર૦ ૨
નાકે મોતી લટે લટુરી, સુંદર મુખપર ઝુમેરે.
હૈયે હેત વધ્યું જોઈ જશોમતી, લેઈ લેઈ શ્રીમુખ ચુમેરે. કર૦ ૩
સુંદર મુખપર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુંરે;
નહીં ખાઉં બાબો ધાવીશ માડી, બોલે તોતલું કાલુંરે. કર૦ ૪
કચકું એક ગુલ કરે કામનીશું, દુષ્ટ દ્રષ્ટિ બચાવેરે;
કે, વાંસલડી વાનો વિઠ્ઠલ, ગૌચારી ઘેર આવેરે. કર૦ ૫
શ્રી ગોપીજનના ઘરમાંહે, મનગમતું સુખ મહાલેરે;
કોઈ સમે ચોરી મહી ન્હાસે, કદા ગોપિકા ઝાલેરે. કર૦ ૬
શ્રી વૃંદાવન રાસ મંડળમાં, નાચે જુગલકિશોરરે;
ઇત્યાદિક લીલા ધર ધ્યાને, દયા તું નિશદિન ભોરરે. કર૦ ૭

---

### પદ-રાગ રામકળીનું પ્રભાત.

દ્વારિકાધીશ છો શીશ મ્હારે ધણી, ઇશ નહીં અવર તુજ વણ વિશ્વનાથ;
ગિરિધરણ તવ ચરણને શરણ છું, જન્મને મરણ હરિ ગ્રહજો
હાથ. શ્રી૦ ૧
પ અણુમાપ ત્રય તાપ સંતાપ સૌ કાપવા બાપ છે નામ તાહારૂં;
: સાધન રાજન અભિધાન તવ, અન્ય પ્રસન્ન નહિ મન માહારૂં૦
શ્રી૦ ૨

દામ ને ધામ તન વામ શું કામનું, કામ વિશ્રામ નહીં શ્યામ પાખો;
ત્હારો હું દાસ અવિનાશ તુજપાસ રહું, વાસ વૈકુંઠનો શું અભિલાખો.
શ્રી૦ ૩

અચળ તરભક્તિ રસયુક્ત સતસંગ દો, જગ્તથી દૂર આસક્તિ મ્હારી;
નિધિ દયા ધરી દયા જન દયા પર દયા, કર ૭ર્ં ત્હારો ગિરિવરધારી.
શ્રી૦ ૪

---

## પદ-રાગ-રામકળી.

મ્હારા શ્રીમહાપ્રભુજી રે હું એ વર માગું, સહજે કૃપા કરી આપો રે પાવલે લાગું. મા૦ ટેક.

પ્રિયસહ પ્યારા થઇ પ્રસન્ન હો રાખો, નિજનો જાણી નિત્ય શ્રીમુખ દાખો રે. મા૦

ચિત્ત માહારૂં રાખો સદા તમારે બે ચરણે, અજાણ્યું કરી અવિદ્યા રાખો સદા શરણે રે. મા૦

આપનું ઉચ્છિષ્ટ સદા માહારે ખાનપાન, નિત્ય જ્યાંહાં સેવા પૂજા થાયે ગુણગાન રે. મા૦

અભય નિજાનંદ સતસંગ આપો, લીલાસક્તિ વાસ મુજ જોર થાપો રે. મા.

આવને રૂચે નિત્ય કૃતરે તે કરાવો, દોષ માહારો એકે મનમાં ન લાવો રે. મા૦

નિરભિમાન પ્રેમલક્ષણા ભક્તિ, સદા સ્મર્ણ કૃષ્ણ વ્યસન આસક્તિ રે. મા૦

સદા રહું સમીપે નાથ નિત્ય વ્રજવાસી, વ્હાલું પ્રભુ તમારી અચળ દાસદાસી રે. મા૦

અખંડ આશ્રય મુને તમારો જ હોજો, સેવક દયાને કરૂણાદ્રષ્ટે નિત્ય જોજો રે. મા૦

---

## પદ-રાગ-રામકળી.

કહો કઇપેરે કહિયે પ્રભુ કાયર કે બળિયારે; ટેક.

નિર્દય હોતો કાંત કયમ થાઓ કંસદાસીરે; દયાળુ તો કયમ તરસાવ્યાં વ્રજવાસી રે. ક૦

બ્રહ્મચારી હો તો કયમ કહાવો ગોપીકંથરે; કામી હો તો કાલિંદી ના આપે સ્ત્રીને પંથરે. ક૦

નાગપાશે બંધાયાને લીલા નાથ્યો કાળીરે; તમને ના કહેવાય કાંઇ નમિયે વાળીવાળીરે. ક૦

કાળને કંપાવો કૃષ્ણ ભયંકર એહેવારે; કામને લજાવે રૂપ કહોની કહિયે કેહેવારે. ક૦

જુઠા કેહેતાં દોષ લાગે વેદ અવળીનેરે; સાચા છો તો બાંધ્યો કેમ બિચારા બળીનેરે. ક૦

શાંત શા નૃસિંહરૂપ ક્રોધના ભંડારરે; ક્રોધી હો તો સહ્યો કેમ ભૃગુપદ પ્રહારરે. ક૦

{ સંત્રળું તમોમાં છે ને કશું પણ છે નહિરે; એથી પણ અગ્ર કહું પર છો એ બેનીરે. ક૦

કોઇની મન વાણી નવ પોહોંચે, અનિર્વાચી દેવારે; નિશ્ચે ના બોલાય
કાંઇ આહાવા છો કે તેહેવારે કo
જેવા છો તેવા છો મહારા સ્વામી આપો મેવારે; દાસ દયો નિજનો
જાણો કાંઇ નથી લેવા દેવારે. કo

---

## પદ-રાગ-રામકળી.

કાંઇ નથી જોતા કૃષ્ણ કૃપા જ્યાંહાં કરોછોરે; ટેક.
કૂડી કૃતિ તેહેની સહુ રૂડી માની લોછોરે. કાંઇ નથી૦ ટેક.
પાંડુસુતે વેદથી વિરૂદ્ધ કર્યાં કર્મરે;
તમારી પ્રસંન્નતાએ ઠર્યાં તે સુધર્મરે. કાંઇ નથી૦ ૧
વાલી માર્યો બંધુસંબંધને પાપેરે;
તેજ કીધું વિભીષણ સુગ્રીવે જોયું આપેરે. કાંઇ નથી૦ ૨
કહો શું ચૂકી સુર્પનખા નાક તેહેનું કાપ્યુંરે;
સાધન શું કુબ્જા કીધું પતિસુખ આપ્યુંરે. કાંઇ નથી૦ ૩
સેહેજે અરધે નામે ગણીકા વૈકુંઠ પમાડીરે;
સંત બીજા પડયા રહ્યા રટતા નામ દહાડીરે. કાંઇ નથી૦ ૪
નહિ તેહેનું નહીં, ભાવ્યું તેહેનું સરવે ભાવ્યુંરે;
વાંક શો હમારો પ્રભુ તમથી ચાલ્યું આવ્યુંરે. કાંઇ નથી૦ ૫
એહવી દયા દયાકર ક્યારે કરશો હરિજીરે;
કરૂણાના સમુદ્ર મારા પ્રાણપતિ શ્રીજીરે. કાંઇ નથી૦ ૬

---

## પદ-રાગ-ભૈરવી.

હરિ મ્હારૂં અંતર શુદ્ધ કરોરે, હરિ મ્હારી નિર્મળ બુદ્ધ કરોરે. ટેક.
હરિ મુને પ્રપંચ વિસરાવોરે, મુજ મન નિજ છબી લોભાવોરે. હરિ૦ ૧
હરિ હું ભાવું એહવો કરોરે, હરિ મ્હારા તનમન તાપ સમાવોરે. હરિ૦ ૨
હરિ મ્હારી દુર્મતિ દૂર કરોરે, અંતર ભક્તિભાવ ધરોરે. હરિ૦ ૩
હરિ નિજની લીલા દરશાવોરે, નિશદિન સંતસંગતિ ભાવોરે. હરિ૦ ૪
હરિ મહારૂં ચિત્ત ચરણે રાખોરે, દયો તુ મ્હારો શ્રીમુખે ભાખોરે. હરિ૦ ૫

---

## પદ-રાગ-ભૈરવી.

નંદનંદન ભજ ભજ મન મહારા, કોટી કલ્પના કલેશ શમેરે. ટેક.
જન્મમરણનો ભય જાય ભાગી, યમકિંકર સ્વપ્ને ન દમેરે. નંદ૦ ૧
આનંદસિંધુ ઉદે થાય અંતર, જો તુંને સેવન શ્રીશ્યામનું ગમેરે. નંદ૦ ૨
બ્રહ્માદિક ત્હારૂં ભાગ્ય વખાણે, ઈંદ્રાદિક સુર દુઃખ ખુમેરે. નંદ૦ ૩
ચારે પદારથ દ્વારે રહે ઉભા, ચૌદલોક તુંને ચરણે નમેરે. નંદ૦ ૪
ખાતું સીડી શિર શુન્ય ધરે, તારૂં ચિત્રગુપ્ત ઉધાર જમેરે. નંદ૦ ૫
અષ્ટમાસિદ્ધ નવેનિધ સંપત્ય, અનાયાસ ત્હારી પૂંઠે ભમેરે નંદ૦ ૬
નિરખે પદપંકજ પુરૂષોત્તમ, જોને શેષાદિક સભા નમેરે. નંદ૦ ૭
તે વ્રજને અરપે દયા પ્રીતમ, નિશદિન તહારા રૂદિયામાં રમેરે. નંદ૦ ૮

---

પદ.

હો સ્વતંત્ર શ્રીજી ત્યમ કરો તમો જ્યમ ભાવે. ટેક.
ઈશ્વરપણે જોર કોઇનું નહિ ફાવે,
શરણ પડયાને પણ માયા અકળાવે. હો સ્વતંત્ર૦ ૧
નડતું કોઇનું નાથ કરો નહીં વેદ ગાવે,
જીવ અશક્યે નિજ બળે કશું નવ થાવે,
કહો તદા જીવ દુઃખ ભુક્તે છે કિયે ન્યાયે. હો સ્વતંત્ર૦ ૨
શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર સરવ એમ ગાય,
હરિ સમરતાં સદ્ય સકળ દુઃખ જાય,
તે સર્વ ખરૂં પણ દૃષ્ટે કશુ ના દેખાય. હો સ્વતંત્ર૦ ૩
હરિગુણ ગાતાં કુબુદ્ધિ રહે નહિ નામે,
ગાતાં ધરકા થયા મોહોવાય કામે દામે,
કેહેતાં કાંઈ ફાવતું નથી એણે ઠામે. હો સ્વતંત્ર૦ ૪
રામ રટતાં દેહ તજ્યો દશરથ હજુ સ્વર્ગે,
ગ્રાહ્યગ્રીવ નામાભાસે ગુણકા ગઈ અપવર્ગે,
નામ જપતાં છૂટયું કપાળ નહિ ભર્ગે. હો સ્વતંત્ર૦ ૫
એકજ મ્હારે નામે હું સરખો નર થાય,
નિત્ય નિરંતર નામ તમારૂં ઘણું ગાય,
શું કહિયે આધિવ્યાધિ વિષે તે પીડાય. હો સ્વતંત્ર૦ ૬
કૃપા કરો છો કયહું એક બ્રહ્માદિકથી ઝાઝી,
તદપિ તેહેને સંતાપે માયા મનમાં ખાઝી,
કાળજ કૂટાયું કયાંહાં લગાડે નિસાસાજી. હો સ્વતંત્ર૦ ૭

તમારો શું એકજવાર કહે કોઇ,
શ્રીકૃષ્ણ તેહેને આપો અભય બરદ જોઈ,
તે પણ અધુના નથી દેખાતુ રહિયે રોઈ      હો સ્વતંત્ર૦ ૮
સ્વલ્પ ધર્મ પણ મ્હારો મહા ભયથી રાખે સાચું,
શ્રીમુખ આપ બોલ્યા કહેવાય કયમ કાચું,
ભય સદા રહું આપ કૃતિમાં જદપિ નાચું      હો સ્વતંત્ર૦ ૯
સુણે ભણે વાચ આદરે હરિ વખાણે,
વિશ્વદ્રોહી પાવન થાય તેમ ટાણે,
સમર્ં તદપિ સાધુ ના શાથી કોણ જાણે,      હો સ્વતંત્ર૦ ૧૦
નામ નાહાસે ના પાપ નાસે ત્રાસે,
શ્રીકૃષ્ણ કહું છળં શી પેરે પાપ હદેમાં વાસે,
શાથી ખળના છો નહીં કેમ દોષ મારા ભાસે.      હો સ્વતંત્ર૦ ૧૧
વેદાદિકનાં વચન સકળ સત્ય કહાવે,
પણ તે ત્યારે જ્યારે તમારા મનમાં આવે,
કરો ચાહો તે સર્વેશ્વર શંકા કાહોની લાવે.      હો સ્વતંત્ર૦ ૧૨
શરણાગતનું સાધન સાધુપણું નાં જોવું,
નિજમગથી નિજ્જન જાણી દુઃખ અઘ ખોવું,
દયા પ્રીતમછ નહીં શોભે જોવું મ્હારૂં રોવું. હો સ્વતંત્ર૦ ૧૩

પદ.

હે હરિ હું તો હાવાં હાર્યો, જે ગમે તે કરો.
અતિશે અકળામણુનો માર્યો, જે ગમે તે કરો; ટેક.
હરિ હું સહુ શુભ કૃતિથી હીણો, અતિશય અદષ્ટનો પણુ ઝીણો. જે૦ ૧
પડી આંવધા મ્હારો પુઠે, સુપર્યાંમાં નાખે મુડ. જે૦ ૨
ભ્રષ્ટ હદે માને નહિં શિક્ષા, જગમાં લજવી વૈષ્ણવની દીક્ષા. જે૦ ૩
ભવઉદ્વેગ અતિશે પીડે, મૂકવાં ઉચિત કર્મ સહુ મીડે. જે૦ ૪
શરણાગત જેવું મતિ માડી, શ્રદ્ધા કાંઈ હતી તે નાડી. જે૦ ૫
બહુ દુઃખ જે કૃતિ નિશદિન કરિને, જાય મન ત્યાં ફરી ફરને. જે૦ ૬
તન તો વૃદ્ધ થયું મન બાળક, ઉપર ઉજ્વળ અંતર કાળક જે૦ ૭
અંતકાળ દુઃખથી કાંપુછુ, સત્ય વચન સમરી જંપું છું. જે૦ ૮
પ્રભુ જ્યમ રાખ્યો છે તેમ રહું છુ, જે શિર પાડો છો તે સહું છું. જે૦ ૯
જાણું છું કરશો મુજ સહુ સારૂં, પણુ વણુસમજે ભટકે છે મન મ્હારૂં. જે૦ ૧૦
જીવથકી નિજબળ કશું નથી થાવું, સનેપાતમાં ગાંડુંગાવું. જે૦ ૧૧
જેવો તેવો શરણ પડ્યોછું, મહાપ્રભુ રાખ્યો અટળ અડ્યો છું. જે૦૧૨
અનુપ કોઇથી નાવ ન હાલે, ગગન પવન સહ ભરાઈજ ચાલે. જે૦ ૧૩
વિનતિ દયાની એ કરીકરીને, પ્રગટ પ્રબળ્યા જેવું હું હરિને. જે૦ ૧૪

---

પદ

જીવતો મુઓરે, મૂર્ખ જીવતો મુઓ;
તેં ભજ્યા નહીં ભગવાન, મૂર્ખ જીવતો મુઓ. ટેક.
પેટને અર્થે પાપ કરતાં, દીલમાં ના ડર્યો;
પાડોશીને ઘેર પુણ્ય કરંતાં, આડો જઇ પડયોરે. મૂર્ખ૦ ૧

દૂડની માળા કોટમાં ઘાલી, ક્રોધી ગુરૂ કર્યો;
ત્યારે મૈથુન કરવા લાગ્યો, અંતર ના ડર્યોરે મૂર્ખ૦ ૨
બહુનામીને ઓળખ્યા વિના, અંતર બહુ પડ્યો;
દયા પ્રીતમ દિલમાં વસ્યો, કારજડો સર્યોરે. મૂર્ખ૦ ૩

---

## પદ.

વ્રજ વહાલુ રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું;
ત્યાંહાં શ્રી નંદકુંવર ક્યાંહાથી લાવું. વ્રજ વહાલુંરે૦ ૧
જોઇયે લલિતત્રિભંગી મ્હારે ગિરિધારી, સંગે જોઇયે શ્રી રાધે પ્યારી;
તે વિના નવ આંખ્ય ઠરે માહારી વ્રજ વહાલુરે૦ ૨
ત્યાં શ્રીજમુના ગિરિવર છે નહીં, મુને આસક્તિ છે ઘણી એ ગોની,
તેવિના મ્હારો પ્રાણુ પ્રસન્ન રેહે નહીં. વ્રજ વહાલુ રે૦ ૩
ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી;
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વહાલુ રે૦ ૪
જ્યાંહાં વૃક્ષે વૃક્ષે વેણુકા ધારી. પત્રે પત્રે છે હરિ ભુજ ચારી;
એક વ્રજરજ ચોમુક્તિ વારી. વ્રજ વહાલુંરે૦ ૫
જ્યાંહાં વસવાને શિવ સખીરૂપ થયા, હજુ અજ વ્રજરજને તરસતારે રહ્યા
ઉદ્ધવ સરખા તે તૃણ કૃષ્ણ મયા. વ્રજ વહાલુંરે૦ ૬
સુખ સ્વર્ગનું કૃષ્ણવિના કડવું, મને ન ગમે બ્રહ્મ સદન અડવું;
ધિક સુખ જેને પામી પાછું પડવું. વ્રજ વહાલુંરે૦ ૭

શું કરું શ્રીજી હું સાયુજ્ય પામી, એકતામાં તમો ના રહો સ્વામી;
મ્હારે દાસપણામાં રહે શી ખામી. વ્રજ વહાલુંરે૦ ૮
વ્રજજન વૈકુંઠ સુખ જોઇ વળ્યાં, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યાં;
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યાં. વ્રજ વહાલુંરે૦ ૯
ગુરુજી ગોકુળવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્યે જાશું;
દયા પ્રીતમ સેવી રસ જસ ગાશું. વ્રજ વહાલુંરે૦ ૧૦

## પદ-રાગ-દુલારી.

હરિને ભજે ને વળી અવર આરાધે, અનન્ય ભક્તિ ના કહાવેરે;
અંતે તો સહાય શ્રી કૃષ્ણ કરે, પણ આગળથી અથડાવેરે. ટેક.
ભજતાં ભગવત કાંઇ ન રહે બાકી, મૂળનું પાણી સઘળે પોહોંચેરે;
શાખાઓ હરિ તરતૃપ્તિ ન થાયે, શ્રમ પમે સમજે ત્યારે શોચેરે.
હરિ૦ ૧
ઘેર ગોવિંદ નંદે અંબા આરાધ્યાં, અજગરે ગળ્યા પીડા પામ્યારે;
છૂટયા તો જ્યારે શ્રીકૃષ્ણે છોડાવ્યા, દેવીથી દુઃખ નવ વામ્યારે.
હરિ૦ ૨
પાંડવને ઘેર પ્રભુ પ્રગટ વસ્યા પણ, શિવાદિકસેવ્યાની શ્રદ્ધા મનમાંરે;
કુંતાસંબંધે કેશવ કષ્ટે ધાયા, પણ વિવિધ વિટંબણા પામ્યા વનમાંરે. હરિ૦ ૩
અભયનો આશ્રય કીધો અંબરીષ ભક્તે, દુર્વાસા દ્વારા દુઃખ દીધુંરે;
રક્ષણ સુદરશનરૂપે પ્રભુએ કર્યું, ક્ષુધાકષ્ટ વરસ એક વેઠયુંરે. હરિ૦ ૪
એવા ઇતિહાસ સરળમાં સમજોરે, અન્ય આશ્રય કીધે એવું થાયરે.

અહુધરનો પ્રાહુણો જમ ભૂખે મરેરે, એ તો કોઇને ન દેખાયરે. હરિ૦ ૫
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાયરે, શંસે ત્હાંહાં લગી સિદ્ધિ શાની રે
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવેરે, એના બાળ:ને આશા એની રે. હરિ૦ ૬

---

## પદ.

તારાં સહુ દુઃખ જાશે, ગોવિંદ ગારે, સેવેજે સહુ સુખ થાશે ગિરિવરધારો ગારે, કુંજવિહારી ગારે. ટેક૦

હુને મ્હારૂં એમાં તું મુઓ અથડાઇ, હરિ નહિ ભજે તો અંતે ત્હારૂં નહિ કોઇ રે ગિરિ૦ ૧

ભવના વૈભવનો ચિત્તમાં ચે કોશો છે રંગ, એના એ ભોગ કરડી ખાશે ભુજંગ. ગિરિ૦ ૨

ધણીરે ગુંચવણીની એ અવિદ્યા જાળ, નાહાસવા બારી એક શરૂં ગોપાળ. ગિરિ૦ ૩

કો સમે મોહ તને કો સમે શોક, એ એમાં અથડાતો તું ઓચિંતો ફોક. ગિરિ૦ ૪

જેમાં તેં સુખ માન્યું તે છે દુઃખનો ભંડાર, પડતાં પેજા ં ખાતા નહિ આવે પાર. ગિરિ૦ ૫

વાંક શો ત્હારો માયાખેડી અભંગ, પણ એમે છૂટેરા કરજે સાચો સતસંગરે. ગિરિ૦ ૬

પરધન પરદારા મ કરીશ પ્યાર, એ પ્રિય શેશે પ્રાણ જેમ ભાટકટારરે. ગિરિ૦ ૭

કેવળ કલેશ ભર્યો આ સગર સંસાર, નાવ તરવાની એક નામ નંદકુ-
માર. ગિરિ૦ ૮
આવ્યો ઓવારો પાછો વચમાં વહીજાય, દયા પ્રભુને ભૂલે પાછળ પસ્તા-
શે. ગિરિ૦ ૯

---

પદ.

*મિથ્યાં શીદને માથાકૂટ માંડીરે, શ્રીકૃષ્ણ શેં ના ભજે;*
ત્હારા મનથકી દેને સર્વ છાંડીરે, તો ત્હારૂં કામ નીપજે. ટેક.
તું કહીશ કે ધન મળ્યાવિના, મારી કામના કયમ પૂરી થાશે;
જેની મનુષ્ય પણ આપે મજૂરી, તો ઇશ્વર કયમ ભૂલી જાશેરે. શ્રીકૃષ્ણ૦ ૧
તું કહીશ કે ધંધા વિના ધન ક્યાંથી લાવું, ધન વિના ઘર કેમ ચાલે;
તેતો આયુષ્ય લગી પોહોચાડે પ્રારબ્ધ, મિથ્યા હું પદમાં શીદ મહાલેરે.
શ્રીકૃષ્ણ૦ ૨
તું કહીશ કે નિવૃત્તિઆગળ ઘડીપળ ન બેસાય, માહારી રોકી થાશે કમાનાં;
તો હસ્ત ચરણે તું કરની કારજ, વદને શું થાય વિઠ્ઠલ ગાતાંરે. શ્રીકૃષ્ણ ૩
વિશ્વંભર બધી વિશ્વનું પૂરે, ખાન પાન અંબર જે વિચારી;
તુંતે શું વિશ્વથી રહે છે અળગો, જે નહિ લે ખબર પ્રભુ તાહારીરે.
શ્રીકૃષ્ણ૦ ૪
નિવૃત્તિ ગ્રહે લખ્યું ન્યૂન નહિ થાય તારૂં, ઉદ્યમે અધિક નહિ દેખે;
તો વૃથા વિટંબણા શીદને કરે છે, તારો એ શ્રમ તે કીયે લેખેરે. શ્રીકૃષ્ણ૦ ૫
તોહે તાહારૂં મન ન માને તો, ચારે પોહોર કમાની;
ત્રણ પોહોર નિદ્રા કર નિશ્ચિંત થઇ, એક જામ હરિગુણ ગાનીરે.
શ્રીકૃષ્ણ૦ ૬

જે જે વાતના ખાંચા તેં કહાડયા, તેના પહેલા માર્ગ મેં બતાવ્યા;
કેશવ કિર્તન ને ભક્તિ ન આવી, તો અફાવીશ તાહારે ભાગ્યે આવ્યારે.
શ્રીકૃષ્ણ ૭

દામ ના લાગે ને હાડ ના ભાગે, ગાતાં ગોવિંદ ગોપાળ;
દયો ભણે તોહે જેને ભક્તિ ન ભાવી, ત્યારે તેહને લલાટે લખિયા છે
લાળારે શ્રીકૃષ્ણ ૮

---

## પદ—રાગ કાલિંગડો.

માહારો કર ગ્રહો કેશવરાયરે, માયાદળથી મુકાવો,
સરણાગત વત્સલતણું રે બર્દ પાળો, મારે માહારો દાવો. માયા. ટેક.
હૈયાની હોળી કોને કહું, કહુ તોહે કામ શું થાય;
આપ તો અંતરજામી છો હરિ, મહા સમર્થ સુખદાયરે. માયા૦ ૧
કહેતાં કાંઇ બનતું નથીરે, ઘણું મુંઝવણીનું દુઃખ;
જેણે સોપ્યો તેની કહાણથી, કર ઝાલો તો સઘળું સુખરે. માયા૦ ૨
કષ્ટ પામીને કાયર થયોરે, નથી મહારે એકું ઉપાય;
કાન ધરો કહું તો ભલું, નહિંતો માહારૂં શું બળ વ્રજરાયરે. માયા૦ ૩
કશા યોગ્ય હું છું નહીંરે, જેહવો તેહવો તમદાસ;
અકળાયો છું અવિદ્યા દુઃખે, માથે કાળનો મોટો ત્રાસરે. માયા૦ ૪
પ્રસંન્ન થાઓ તમો એહવી, મારી પાસે નથી કાંઇ વસ્ત;
નિજ બળથી નિજનો કરો, તો તો અખિલ કષ્ટ હોય અસ્તરે માયા૦ ૫
કરગયું કામ આવ્યું કશું રે, ઉતર્યું ન આપને મન;
પણ વિચારીને હું કોને કહું, તમપાખે મહારે કોછે અન્યરે. માયા૦ ૬

દયાના પ્રીતમ દીનાનાથજી, મ્હારી સામું જુઓ એકવાર;
દાન નિજાનંદનું કરો, પાઓ પ્રેમરસ પ્રાણઆધારરે. માયા૦ ૭

---

## પદ-રાગ મેવાડો.

કહે કૌપે વિચારરે, જીવ ઝંપ વાળિયોરે, સુખે સુતો મોહ નિદ્રાનીરેમાંય;
જાગી જો વિચારીરે, પુંજી ખોઇ ગાંઠનીરે, કરજ કરી ચાલ્યો ભરીને ભાંય. કહે૦ ટેક.

લક્ષ કોટી ફેરારે, ફર્યો ચારે ખાણમારે, એકવાર મનુષ્ય કર્યો કૃપાનાથ;
રંકને લંક આપીરે, જયમ લૂંટવારે, અકરમીને આવી સાવરણી હાથ. કહે૦ ૧

અમુલ્યક અવસરરે, આવ્યો હરિભજનનોરે, જેથી છૂટે ભવબંધન કર્મપાશ;
તે મૂકી તેં કાંધુરે, કર્મ ચમારતુંરે, તેંજ તારૂં વાળ્યું સત્યાનાશ. કહે૦ ૨

મોહ તુંને મ્હોરોરે, કાપતે કામનોરે, તેતો છે બન્ને કલેશ નર્કના કુંડ;
ફળ તેહેનું હમણાંરે, જગતની જુતીઓરે, અંતે પાછું નર્ક કલેશ કળ મુંદ. કહે૦ ૩

વીતી તે તો વીતીરે, રહી સંભાળનીરે, હરિ ભજભાવે ભૂલ્યે થાય ભંગ;
દયા દયા કરશેરે કૃષ્ણ કૃપાનિધિરે, જયમ કરી મુહુરતમાં ખટવાંગ. કહે૦ ૪

---

## પદ-રાગ-સોરઠ.

રટ શ્રી રાધા રાધાવર ગિરિધારી,
શું પૂરણ પ્રેમ ધરી, પ્રમાદ દૂર કરી, આ સમય ક્યાંથી ફરી;
એવું મન ધારી ધારી-રટ શ્રી રાધા રાધાવર ગિરિધારી ટેક.
પાપ ચતુરવિધિ પલકમાં પળાશે,
ત્રિવિધ તાપ તુર્ત ભસ્મીભૂત થાશે,
અખંડ પરમાનંદ સિંધુ ઉરે ઉભરાશે,
તે વિના જ્ઞાન ધ્યાન ધર્મ, દાનકર્મ, તપ ન ધર્મ, તીર્થશર્મ,
સ્થિતિ હર્મ, આભદવર્મ, વસ્તુચર્મ, મયીનર્મ, પ્રાપ્તિપર્મ,
શ્રુતિ પુકારી પુકારી-રટશ્રી રાધા રાધાવર૦ ૧
અવિદ્યા ટળે કૃતાંત કંપ ખાયે,
ભૂંડા ભાળ અંક અટળ પણ ભુંસાયે,
વૃંદ વૃંદારકમાં તુ પ્રશંસાયે,
માટે ચેત સ્વરૂપકાળ, ગા ગોપાળ, નંદબાળ, દીનદયાળ, પ્રણતપાળ,
કંસકાળ, મહાકૃપાળ, રૂપરસાળ, શ્રીવનમાળ, હર્ષભાળ
કષ્ટહારી હારી હારી-રટ શ્રી રાધા રાધાવર૦ ૨
શેષ એજ નામ રટે પળ ન ભૂલે,
ઉમા શંકર મન મનન કરી ફૂલે,
નારદાદિક આનંદ ડોળ ઝૂલે,
વળિ ચતુર સનત્કુમાર, નિગમચાર, સષ્ટિકાર, ગિરાદાર,
શુકશું પ્યાર, ધી શ્રૃંગાર, ધનાગાર, ભા અંબાર, વિદ્યાધાર, સુરસરદાર,
શ્રીમુખકારી કારી-રટ શ્રી રાધા રાધાવર૦ ૩

વણુ પ્રયાસ મન પ્રપંચ મોહ ત્યાગે,
ધર્મ અર્થ કામ મોક્ષ રક્ષ લાગે,
એવી પ્રેમભક્તિ સહજ હ્રદય જાગે,
તદુપરાંત નિત્યરાસ, જુગવિલાસ, શ્રી અવિનાશ, આનંદરાશ.
કેલિહાસ, જ્યાંહાં પ્રકાશ, ત્યાંહાં નિરાસ, અનાયાસ, નિપટપાસ,
દયો દાસ, કે વિહારી વિહારી-રટ શ્રી રાધા રાધાવર૦

---

## શ્રી પદ.

હરિભાવવિના કેવળ કૃતિ કર્યેથી કાર્ય નાં થાય;
જ્યમ અગ્નિવિના, ભસ્મમાં ધૃત હોમે તે એળે જાય.
જુઓ સર્પ સમિર ભક્ષીને રહે, જુઓ ચાત્રક નિત્ય પિપાસ સહે;
જુઓ ઉલુક અખંડ ઉજાગ્ર રહે. હરિ ભાવ વિના૦ ૧
જુઓ મીન તીર્થ જળમાં ન્હાયે, જુઓ ગુણકાૈ નૃત્ય કરે ગાયે;
જુઓ પ્રાંઢાગ્રો પોખે શું સુખ થાયે. હરિ ભાવ વિના૦ ૨
જુઓ મૃગઆદિક પશુ વનવાસી, જુઓ ગુનેગાર સહે છે ફાંસી,
જુઓ કાસદ પણુ જાય છે કાશી. હરિ ભાવ વિના૦ ૩
જુઓ તેલીનો બળદ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે દંડવત ન કરે;
જુઓ તપોધન દેવજી દેવળ ફરે. હરિ ભાવ વિના૦ ૪
જુઓ વટ જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર દંડ ગ્રહે;
જુઓ ખર તન રાખમાં રોળ્યું રહે. હરિ ભાવ વિના૦ ૫

જુઓ નટવો અવધૂત વેશ ધરે, જુઓ બગલો ઠગ થઈ ધ્યાન ધરે;
જુઓ મૂક વચન મુખ નવ ઉચરે. હરિ ભાવ વિના૦ ૬
નહિ વૃંદલ વિષયતણી આપદા, ઉભું વૃક્ષને ક્રોધ મળે ન કદા;
જુઓ અજગર નિર્લોભી છે સદા. હરિ ભાવ વિના૦ ૭
ભાવે પ્રહ્લાદને સ્થંભમાંથી મળ્યા, નામદેવને ભાવે ભૂતમાંથી નિકળ્યા;
વણ ભાવે મંડળીકને કાળ ફળ્યા. હરિ ભાવ વિના૦ ૮
હરિ તેહેવા થાય જેવા નાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે;
દયો કહે જુઓ સર્વ ઠેકાણે, હરિ ભાવ વિના૦ ૯

---

## પદ.

ચિત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચેતનમાં માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય હરે. કૃષ્ણને૦ ૧
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવણ કર્યું ત્યારે, લક્ષચોરાશી ફરે. કૃષ્ણને૦ ૨
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હેર બ્રહ્માથી નવ ફરે કૃષ્ણને૦ ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦ ૪
થનાર વસ્તુ થયાં કરે જ્યમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણિપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦ ૫

જેહવું જેટલું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે;
કોથી ફેર પડે નહીં તેમાં, શીદને ફૂટી મરે. કૃષ્ણને૦ ૬

મ્હારૂં ધાર્યું થાતું હોત તો, સુખ સંચી દુઃખ હરે;
આપપણું અજ્ઞાન મૂલ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦ ૭

થાવાનું અણુચિન્ત્યું થાશી, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોંસો ગાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને૦ ૮

---

પદ.

નિશ્ચેના મેહેલમાં વસે મ્હારો વાલમો રે, વસે વ્રજલાડીલોરે,
જે રે જાયે તે ઝાંખી પામે છરે;
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એકે ઠામે રે. નિ૦ ૧

સતસંગ દેશમા ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પૂછી જાજોરે;
સ્નેહનાપ પોળીઆને મળી મ્હોલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા
થાજોરે. નિ૦ ૨

દીનતા પાત્રમાં મનમણિ મૂકીરે, ભેટ ભગવ તજીને કરજોરે;
હુંભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રીગિરિધર વર તમો વરજોરે, નિ૦ ૩

ઓરે મંડાણનું મૂળ હરિ ધરજોરે, કૃપાવના સિદ્ધિ ન થાઓરે;
શ્રી વલ્લભશરણથકી સહુ પડે રહેલુરે, દેવીજનપ્રતિ દયો ગાઓરે. નિ૦ ૪

પદ.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મ્હારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીઝો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીંજે. એક૦ ૧
સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘર ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
એજ ગમ્યો એથી મન માન્યું, બીજો નવ ચ્હાઉં;
એના અતિ અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઊં. એક૦ ૨
કૃષ્ણવિના શિર અવર નમે, તો છેદનનો દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીહ્વા કરૂં શતખંડ;
અવર દેવની આશ કરે, અધ ભજે બ્રહ્માંડ;
અન્ય અમર દરશન દોડે પગ, તો પાડું પિંડ. એક૦ ૩
હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાઠી હરિ દઢવત, ધારી તે ધારી;
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી;
શ્રીગુરૂદેવ નભવજો કહે દયો, સદા ટેક મારી. એક૦ ૪

---

૫૬.

જો વિચારી જીવ તારી શી વલે થશે; શી વલે થશેરે મૂરખ શી ગતિ થશે. જો૦ ટેક,

જન અમૂ'ય જનમ વ્યર્થ ગયો કયરૂં હશે.

ચેતના હજુ ન કાળ અચિંત આવશે; ના ભજ્યા શ્રીકૃષ્ણ કોણ ત્યાંહાં છોડાવશેરે; જો૦ ૧

છળ કરી અધર્મ દ્રવ્ય મેળવ્યું દુઃખે; પોષ્યું નિજ કુટુંબ કણ પડયો ન પરમુખે;

નિત્ય હાય દૈવ પલક ના ઠર્યો સુખે; રાધિકારમણ ભજ્યા ન રહ્યો શ્રી રૂખે રે. જો૦ ૨

સ્કંધ પંચમે પોકારી નર્કદુઃખ કહ્યું; ત્રાસ ઉપજે સુણેથી કયમ જશે સહ્યું;

માટે હજુ ચેત કૃષ્ણ સેવ કર કહ્યું; ત્યાંહાં તો પછી વાકયું તેહેને જોઇશે વહ્યું રે. જો૦ ૩

જાણે તું જંજાળી છું તે કયમ ભજન કરૂં; પણ વિચારી વેઠ સર્વ મનથી કર પરૂં;

તું રામ નામ રટણ ચિત્ત રાખ આવરૂં; જળને ઝુંપડેથી ખેંચી કાહાડયું તે ખરૂં રે. જો૦ ૪

ભજનવિના વાત સર્વ જાણજે વૃથા; મૂકી દૈથી ને સાંભળ કૃષ્ણની કથા;

આત્મઘાતી તું જ તાહારો ન થા ન થા; દયા પ્રીતમ વિના ગતિ નથી સર્વથારે જો૦ ૫

---

૫૬

ભજની શ્રી હરિ કરી સહુ કલ્પના પરો; કલ્પનાં પરી કરી સહુ કલ્પના
પરીરે. ભ૦ ટેક.

તાહારી કલ્પનાએ વાત કહે કથી સરી.
નિત્ય નાણી જોય તોહે શિદ મથે મરી; આ અમુલ્ય સમય ગયો નહા
મળે ફરીરે. ભ૦ ૧

જોતી દુઃખ મૃત્યુ કોણુ માગવાને જાય છે; તે જો સહેજ સમય આવી
પ્રાપ્ત થાય છે;
તેજ રીતે સુખ સર્વ શાસ્ત્ર ગાય છે; હુંપદ માની તું શિદ દરદમાં દળાય
છેરે. ભ૦ ૨

જેહેને નિમિત્ત નિર્મ્યું જેહ તેહ ત્યાહાં જશે; અમે પણ કદા ન કોઇ
કોઇનું હશે;
ધાર્યું ધણીએ તેજ થયુ થાય છે થશે; તું વ્યર્થ વિટંબણા કરશે તેજ
ઉગરશેરે. ભ૦ ૩

કરવો ઉદ્યમ કહ્યો છે પણ રૂડા રીતનો; તું તો છેક ભજન ભૂલી કરે
અનિત્યનો;
એકો અંશ પ્રભુવિષે તુંને ન પ્રીતનો; લાજે ના વિચાર ચિત્ત રાખે
જનનોરે. ભ૦ ૪

રાખ દ્રઢ ભરોસો એક નાથજી તણો, જેહથકી લાભ ઉભય લોકમાં ઘણો;
વિપ્રિન સુપ્રિત કરશે જાણી જન આપણો; ટેક ધર દયા જાણો તે
કૃષ્ણથી ભણ્યોરે. ભ૦ ૫

---

૫૬

સેવની શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ; રાધિકાપતિ ગોવિંદ ગોપિકાપતિ. સે૦ ટેક.

મહાવાકય તત્ત્વમસિ, મર્મા તે તણા મુનીંદ્ર; લીન જેહમાં સ્વરૂપ તેથી પરગતિ. સે૦ ૧

બ્રહ્માવિષ્ણુ ભવ અનંત, અંત ના લહેઅચિન્ત; અર્થ સાધને ન સાધ્ય યેગી ન તું યતી. સે૦ ૨

આત્મારામ પૂરણ કામ, ધામ ધામ વામ શ્યામ; શ્રેય સત્ર નામ ગ્રામ અદ્દભુતાકૃતિ. સે૦ ૩

સ્વયંભૂ સ્વતંત્ર, ગ્રહી શકે ન કોપિ મંત્ર તંત્ર; પ્રાપ્ત શુદ્ધ પ્રેમાનન્ય ભક્તિ દીનમતિ. સે૦ ૪

છબી લલિત ત્રિભંગીલાલ, મદનમોહન અતિકૃપાળ; જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી. સે૦ ૫

૫૬.

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના
સિંહણકેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦ ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦ ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે પ્રેમરસ૦ ૩

ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમ રસ૦ ૪
એમ કોટી સાધને પ્રેમવિના, પુરશોતમ પૂરૂ ન કરે;
દયાપ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમભક્તિયે વરે: પ્રેમ રસ૦ ૫

---

પદ.

હરિ મોટા હરિ મોટા, સહુથી હરિ મોટા હરિ મોટા;
બીજા જુઠા સર્વે અપોટા, સહુથી હરિ મોટા હરિ મોટા. ૨૬૦
હરિ સમાન બુદ્ધિ સહુ સુરમાં, તેજ અસુર મહા ખોટા;
એક આદ્ય હરિ સદા સ્વયંભૂ, બીજા સહુના જોટા. હરિ૦ ૧
માયા કાળાતીત અનાદિ, બીજા જળ પરપોટા;
આપ્યું અવરતું અનિત્ય હરિવણ, માટે સમજો છોટા. હરિ૦ ૨
શેષાદિક પણ હરિથી હેઠા, વિચારો પંડિત મોટા;
હરિમાયા કૃત મોહ હીંડોળે, સરવે ખાધા જોટા. હરિ૦ ૩
પ્રતિ બ્રહ્માંડે બ્રહ્માદિક સુર, બ્રહ્માંડ અગણિત કોટા;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ ભજનવિણ, નવ છૂટે જમ સોટા. હરિ૦ ૪

---

પદ.

શું કહિયે શ્રીજી, શરણ પડયાને સંતાપો.
એ મોટું કૌતક, દુષ્ટ વિમુખને સુખ આપો. શું કહિયે૦ ૨૬૧
વ્રજનો પરિકર અતિ વલ્લભ, તેને વેહમાં બાળ્યો,
વૈષ્ણવવેરી અતિ વિષયી વાસવ, તેહને પાળ્યો. શું કહિયે૦ ૧
વણ વાંકે પ્રલ્હાદને પીડયો જક્ત તે જાણે,
અસુર પાપી કોઇ ના પીડયો તે પ્રમાણે. શું કહિયે૦ ૨

પોતાના કીધા પાંડવ, સાધુને સંતાપ્યા,
અતિ ખળ દુરિજન કૌરવને, સઘળા વૈભવ આપ્યા. શું કહિયે૦ ૩
હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે, મહા દુઃખીયો કીધો:
તે કૌશિકને દંડ તમે, કશો ના દીધો. શું કહિયે૦ ૪
માધવ તુલસીદાસ દુઃખ, વ્યાધિનું ના ખોયું:
પાપ પૂતળું પારધી પામ્યો સ્વર્ગ, કશું ના જોયું. શું કહિયે૦ ૫
દરશણુને લોભી અંગદ, તેને દૂર કહાડયો;
નંદિક શત્રુ શિશુપાળને, વૈકુંઠ પમાડયો. શું કહિયે૦ ૬
દોષ કોશ કળીમાં તેહેને, રાજ્યાસન દેવું ભાવ્યું,
ધર્મધામ પરીક્ષિત તેહને, રાજ મૂકાવ્યું. શું કહિયે૦ ૭
અજામેળ ગુણિકા વસ્યાં, એ વૈકુંઠે ગમે છે,
વ્હાલો વૈષ્ણવ હનુમાન તે, ભૂતળમાં ભમે છે. શું કહિયે૦ ૮
નિજ દુઃખદાયક અઘાસુર, તેહનું તેજ પીધું,
પિતા પોતાના દશરથ તેહને, ના નિજપદ દીધું. શું કહિયે૦ ૯
પાપપૂતળી પુતના ઉપર, દયાભાવ લાવ્યા,
શુક મુનિ સરખા સાધુ, વૈકુંઠે ના વસાવ્યા. શું કહિયે૦ ૧૦
સહિત જંતુ શ્વાન મુવેલો, મહાપદ લીધો,
નિજસમ ઉદ્ધવ તેહેને, ભૂતળમાં મૂકી દીધો. શું કહિયે૦ ૧૧
સંત પીડયાની ટેવ, તમને પડી છે,
કોણ જાણે રૂડી વસ્તુ તેમાં શી જડી છે. શું કહિયે૦ ૧૨
તમને ઠપકો દેતાં, કાળજડું માહારૂં ધ્રૂજે,
દયો કહે મુને બહુ દુઃખમાં, હરિ ભજવા નવ સૂજે. શું કહિયે૦ ૧૩

પદ.

હરિ સેવા હરિ સેવા, માગું હરિ સેવા હરિ સેવા,
મુને દ્યો દેવાધિદેવા	મા૦ ટેક.
ઇહ લોક તથા પરલોક, રહે એનો એ એહેવા,
ધરમ અરથ ને કામ મોક્ષ, તેથી નહીં લેવાદેવા	મા૦ ૧
રૂચે ન તમને જેહ પદારથ, મુને હજો વિષ જેવા,
તમને પ્રિય જે તે સહેજે, હું થી બનજો તતખેવા	મા૦ ૨
અવર માગું નિજ સુગી સત્ગત્ત, જાંહા ભક્તિરસ મેવા,
દયા દયાને એજ કરો મન નિશ્ચળ તમપદ રેહેવા.	મા૦ ૩

પદ.

અધરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી.
ત્યાંહાં શુધ લેજો માહારી, અલબેલા શ્રીજી.	ટેક.
તે વેળા સગા વાહાલા સહુ રેહેશે અળગા,
જ્યારે જમના કિંકર ઝડટાવશે, અલબેલા શ્રીજી	ત્યાંહાં૦ ૧
અવસરે આવી કર સાહશો નહીં કૃષ્ણજી તો,
દુશમનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી	ત્યાંહાં૦ ૨
દોષ દેખી જો દીનાનાથ ઓસરશો તો,
તે સમે કોણ છોડાવશે, અલબેલા શ્રીજી	ત્યાંહાં૦ ૩
કુપુત્ર કેરા અવગુણ દાકે શોભા પિતાની,
ઉદ્ધારી પોતાને લજાવશે, અલબેલા શ્રીજી	ત્યાંહાં૦ ૪
જેહેવો તેહેવો પણ દયો કહાવો તમારો પ્રત,
તમવિના કોણ નિભાવશે, અલબેલા શ્રીજી.	ત્યાંહાં૦ ૫

પદ.

હાવા તો હરિને ભજોરે ભજો, મન હાવા તો હરીને ભજો. ટેક-
ચાવીને કર્યો કર્યો તેં સંસારસુખ, હાવા એહમાં નથીરે મઝારે મઝારે; મન૦ ૧

સાહી અધને સંકેતી આવી જુઓ, કાઇતો લાલાઇથી લજોરે લજોરે. મન૦ ૨

વૃદ્ધ નકામો જાણી સહુ તુને હાકેરે, તોહે તૃષ્ણા ન મેં તજોરે તજોરે. મન૦ ૩

ટાણું ટળી જાશે પછી પરતાશેરે, માટે કાંઇ વેહેલા સમઝોરે સમઝોરે; મન૦ ૪

કાળ કંપે ને જમનું જોર ન ચાલે, દયા એવી સજ્જાઇ સજોરે સજોરે. મન૦ ૫

---

પદ. ૨.

શ્યામ સેવીયેરે ગોવિંદ ગાઇયે, કોરી કથનીથી શું થાય. શ્યા૦ ટેક.
વિષતણુ વખાણુ કરે કોઇ, કહે ના મરાય;
તેલ ઊંડું ઘૃત મોટું કહે, પિંડ પુષ્ટિ ના પમાય. શ્યા૦ ૧
ત્યાંહા લગી લાભ શો મોહોટી, મીઠી વસ્તુ મુખે ગાય;
ગુણ ને સ્વાદ તો ત્યારે પામે, જ્યારે ખણુસે ખાય. શ્યા૦ ૨
સહુકોને શીખામણુ દે ને, આપ ચાલે અન્યાય;
શિષ્યને સ્ત્રીનો દોષ બતાવે, પોતે લાગે પાય. શ્યા૦ ૩
લખી અંગારા કાગમાં ચાંપે, કયમે ન લાગે લાય;
કેહેણી તેવી દયા રેહેણી મળે નહીં, કયમ રીઝે વ્રજરાય. શ્યા૦ ૪

---

## પદ-રાગ-કાફી. ૮૬

હરિને ભજતારે, વારે તેહેને તરત તજ્જે;
અતિ રતિ આણીરે, શ્રી રાધાવરને ભજે. હરિ૦ ટેક
હરિ હિતકારણ માત મૂકવી, તાત નિજનાર સ્વસ્વામ;
સખાતણી નિજ સમિપ ન રેહેવું, આચારજ ગુણધામ,
સર્વ કાઈ છાડીરે, ભજનની લેવી મઝા હરિને ૦ ૧
જનુની ભરથ જનક પ્રલ્હાદે, તજ્યો વિભીષણ ભ્રાત;
ઉગ્રસેન સુત પતિ ઋષિપત્ની, બળિયે ગુરુ સાક્ષાત;
શાસ્ત્ર તેહના સાખીરે, તોયે તેમા નવ સમજ્યો હરિને૦ ૨
જે પ્રતિકૂળ હોય સ્વામ સેવતા, તેને ન વળગવું વ્યર્થ;
અવસર એળે જાય આપણો, મહા દુર્લભ વણ અર્થ,
સમજે સવારારે, ત્વટબણા સહુ વરજ્યો હરિને૦ ૩
ચંપળાના ચમકારા મધ્યે, મુકતા ઓવું જેમ,
મનુપાદેહમાં હરિ ભજવા તે, જાણી શીઘ્રતા તેમ;
દયા ઘોની ડંકારે, લૌકિકથકી શાને લજ્જે હરિને૦ ૪

---

## પદ-રાગ ભીમપલાસી.

હું જુઠો જગદીશ, લજ્યા માહારી રાખેથી રેહેશે;
છો સમ્રથ ધણી શીશ, લજ્જા માહારી રાખેથી રેહેશે. ટેક.
જગત તો ભકત કહે જોઇ બાહાનું, લક્ષણ જોતા હું તો કીશ. લજ્યા૦ ૧
શરણાગતની લાજ લાગશે, જો નહીં સાંભળો ચીસ લજ્યા૦ ૨
પ્રભુ હું તો પાખંડી છું પૂરો, માળા તિલક તો ચીસ. લજ્યા૦ ૩
દુષ્ટ સ્વભાવિક દ્રવ સદા હું, તમો ગોકુળાધીશ લજ્યા૦ ૪

સિંધુ સલીલ સંસારને પાયું, કર્યું સુધા હતું અનિ વિષ. લજ્યા૦ ૫
વિનતિ વિના રક્ષક નિજ જન જ્યમ, રક્ષક નેત્રની મીપ. લજ્યા૦ ૬
મહા પ્રભુ માતપિતા સંભાળો, હું બાળક છું બીશ. લજ્યા૦ ૭
મહ. સહિષ્ણું સહુ ભયભંજન, શરણ પડયા અજઈશ. લજ્યા૦ ૮
સદા ભૂભંડાર મૂરખ છું, આપ લક્ષણ બત્રીસ. લજ્યા૦ ૯
ખોટા ખતના દામ દાસને, આપ્યા હરિ મધ્યદીસ. લજ્યા૦ ૧૦
દયો અધમ પણ મહાપ્રભુ સોંપ્યો, નહીં બને રાખે રીશ. લજ્યા૦ ૧૧

---

પદ–રાગ કાલંગડો.

જેહેવો છું તેહેવો હું તમારો હે શ્રીજી,
બરદ વિચારી બાંહ્ય ઝાલોની રીઝી. જેહેવો છું તેહેવો. ટેક. ૧
દોષના કોષ દેખી જાશો મા બિહિજી;
ગુરૂ સોંપ્યો પાળો દયાને, કરૂણારસ ભીજી જેહેવો છું તેહેવો. ૨

---

પદ–રાગ કાફી.

ભટકતાં ભવમાંરે, ગયા કાળ કોટી વહી;
હદ થઇ હાવાંરે, રાખો હરિ હાથ ગ્રહી. ભટકતાં૦ ટેક.
આવ્યો શરણ ત્રિતાપનો દાધ્યો, શીતળ કીજે સ્યામ,
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, રાખો ચરણે સુખધામ;
કરૂણા કટાક્ષે રે, કીલમીષ કોપ દહી. ભટકતાં૦ ૧.
જો માહારાં કૃત સામું તમે જોશો, તો ઠરશે બરાબરી:
રત્ન ગુંજ ક્યમ હોય સમતોલ, હું તો રંકને તમો હરિ.
માટે મન મ્હોટું રે, કરો મુને રંક લહી. ભટકતાં૦ ૨

આશા ભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમપાસ;
ધર્મધોરિંધર તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ;
નિજનો કરી લ્યોરે, ના તો મુને કેહશો નહીં. ભટકતાં૦ ૩
અરજ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ;
એકવાર સનમુખ જુઓ સામળા, પ્હોંચે મારા મનના કોડ;
હસીને બોલાવો રે, દયા તુ મ્હારી કહી. ભટકતાં૦ ૪

---

## પદ—રાગ કાફી.

કૃપાસિંધુ કહાવોરે, કૃપા મુને કયમ ના કરો;
આવડી શી અડઓરે, રંકપર રાજ ધરો. કૃપાસિંધુ૦ ટેક.
અનેક ભકતના પૂર્યા મનોરથ, મનઇચ્છયા તતકાળ;
એક મુને ટાળ્યો તેમાંથી, તે ના ઘટે ગોપાળ;
બરદને છે બટ્ટોરે, દાસને કરતાં પરો. કૃપાસિંધુ૦ ૧
દોષ દયાનિધિ કયાં લગી જોશો, મારા ગણતાં નહિ આવે અંત;
છો સુકુમાર શ્રમિત થશો માટે, ભૂલી જાવો ભગવંત;
બંધેને ગુણ થાશે રે, એજ છે ઉપાય ખરો. કૃપાસિંધુ૦ ૨
મારીરે આશા પૂરણ કરતાં, નાણું નહિ બેશે નાથ;
છો ઉદાર અતિ અંતર જામી, હું છું દીન અનાથ;
સમુદ્ર નહીં ખૂટેરે, બિંદુ એક કરતાં વરો. કૃપાસિંધુ ૩
પ્રમાણ મૂકી બળ પ્રેમનું ધારો, ત્યારે સીધે માહારાં કાજ;
હું કહું છું તેની કેહેણ વિચારો, તમો મન સમજો મહારાજ;
દયાનાં દુઃખ કાપોરે, રંગીલા રૂદયામાં ઠરો. કૃપાસિંધુ૦ ૪

---

પદ.

સીતાપતિ રામની સેવા, જાણો મન મીઠા મેવા. ૧
કમાઇ શી કમાયો, ગિરિધરલાલ ના ગાયો. ૨
બેઠા બેઠાં ફેરવ્યું નાણું, ન જાણ્યું રાત ને વ્હાણું. ૩
માળા તને ન ગમે દીઠી; નિંદા તને લાગે મીઠી.
કહાપણે તો કાટ વાળ્યો, ધર્મનો મારગ ટાળ્યો. ૫
ચતુરાઇ ચૂલે પડી, હરિ ભજવાની આ ઘડી. ૬
જોબનીયું અટકું લટકું, ઘડી એક ચારનું ચટકું. ૭
જવાનીના જોરમાં માતો, હીંડે છે રંગમાં રાતો. ૮
કાયા તારી કાચનો કુંપો, હીંડે તારે દેશનો સુએ. ૯
પરપોટો ફૂટી જાશે, શી ગતિ તારી થાશે. ૧૦
આવ્યો ત્યારે લાભ લેવા, જાશે ત્યારે મૂળગું ખોવા. ૧૧
આવ્યો ત્યારે બાંધી મુઠ્ઠી, જમડા લેશે લૂંટી. ૧૨
કહું છું તો કર્મના ફુટયા, કરી લે અધૂરાપૂરા. ૧૩
રાવણ સમ લંકાપતિ, મંદોદરી રાણી સતી. ૧૪
પવન ઘેર ભરે પાણી, નવે ગ્રહ બાંધ્યા તાણી. ૧૫
એવા નર ગયા ઉડી, પછાડી ધૂળની મૂઠી. ૧૬
સઘું તારા સુખનું બેલી, રહેશે નાણાની થેલી. ૧૭
અલંકાર અળગા રહેશે, કાષ્ટમાં ફુંકી દેશે. ૧૮
કંદોરો તો છોડી લેશે, પછાડી રડીને રહેશે. ૧૯
રામ દાસ કહે છે, ભજે તેનો તોલ રહે છે. ૨૦

પદ. (૩૫)

ગાજે ગાજેરે ગોવિંદ ગુણ નિત્યે ગાજે. ટેક.
હસ્ત વડે કરજે હરિ સેવા, ચરણે, હરિદરશન ધાજેરે. ગાજે૦ ૧
નેત્રે નિરખજે નંદનંદનને, હરિજશરસ શ્રવણને પાજેરે. ગાજે૦ ૨
ઘ્રાણને પુષ્પપ્રસાદી તુળશી, પ્રભુનો પ્રસાદ સાધુ સંગે ખાજેરે. ગાજે૦ ૩
નમન કરે શિર હરિહરિજનને, તીર્થનાં તીર્થમા નિત ન્હાજેરે. ગાજે૦ ૪
મન મધુવ્રત પદકમળે રાખે, દાસદાસ હરિનો થાજેરે. ગાજે૦ ૫
સત સંગ વિના પલક ખોશ માં, દુષ્ટ સંગથકી દૂર જાજેરે. ગાજે૦ ૬
દેહધારી સહુપર દયા રાખી, હરિ ગુરૂ હરિજનસમ ચ્હાજેરે. ગાજે૦ ૭
સાચો સ્નેહ રાખ કૃષ્ણ સાથે, છળકરી વિશ્વને મા વ્હાજેરે. ગાજે૦ ૮
દયો દંહ જો એ સઘી આવે તો, વણશ્રમે વૈકુંઠ જાજેરે. ગાજે૦ ૯

---

પદ–રાગ ગરબી.

સર્વ તજીને ભજીલે શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાનો આધારજો;
ભાગે સંકટ કૂડાંરે સંસારનાં,
(તેનાં) નામ થકી તો ઉતરશેભવપારજો. સર્વ તજીને૦ ૧
અપરમાને વચને ધ્રુવજી વન સાંચર્યા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન દૃષ્ટિ વૈરાગ્ય તે મનમાં આણિયાં,
હરિ ભજ્યા તેણે, જય બાળે વેશજો. સર્વ તજીને૦ ૨
દૈત્ય પુત્ર પ્રલ્હાદજી જે આગે થયા,
ત્રાસ્યો છે કંઈ પિતા પુત્રને વાદજો;

રતંભથકી પ્રગટયા રે નૃસિંહરૂપથી,
શ્રી મહા પ્રભુજીયે દીધા તેને સાદજો. સર્વ તજીને૦ ૩
લાખાગૃહેમાં પાંડવને વળિ બાળિયા,
ભક્તજનને દીધી છે ઘણી ધીરજો;
સમરણ પેહેલાં આવ્યા છો તમે સદા,
ભક્તજન ઉગાર્યા પાંચે વીરજો. સર્વ તજીને૦ ૪
સુદામાનું દારિદ્ર જાણ્યું ઘણું,
મુષ્ટિ એક તાંદુળ આરોગ્યા મહારાજજો;
એમ દાસ દયાના પ્રભુજી કરૂણા કીજીયે,
ભક્તજનનાં કીધાં કોટીધા કાજજો. સર્વ તજીને૦ ૫

---

પદ—રાગ કેદારો.

મ્હારૂં હણકતું ઢોર હણકેછે સહુ નગ્રમાં, સીમખેતર ખાઉં કાંઇ ન મૂકે;
ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે, રખડવું નિત્ય તેહેમાં ન ચૂકે.
મ્હારૂં૦ ટેક.
વાળી લાવું ઘેર ને ઘોતું માંડું ગળ્યું, લીલું નીરૂંછ પણ તે ન સુંઘે;
કોહેલાં રાડાંઓ ઘાસ ક્યહું કુસકા, માર ખાઇને પણ તેજ હુંગે.
મ્હારૂં૦ ૧
હેડલો હોડેરડો મ્હોરો માન્યો નહી, થયું હરાયું હાવાં હું તો હાર્યો;
વશ મ્હારે નથી તદપિ મ્હારૂં કહાવ્યું માટે, રહું છું ભયભીત ચિંતાનો
માર્યો. મ્હારૂં૦ ૨
હે ગુરૂ ગોપાળ મેં અરપ્યું એ આપને, વશ કરી રાખો નિજપાસ માગું;
સાધુપણું શીખવી વૃંદાવન ચારજો, કહેવ મ્હારા ટળે પાય લાગું.
મ્હારૂં૦ ૩

હે રૂપીકેશ એ કલેશ મુજ મન તણા, આપ ટાળો કરો શુદ્ધ સાચું;
સ્મરણ સેવન બને અહરનિશ આપનુ, અચળ આનંદ માણે એહ જાચું.
મ્હારું૦ ૪

મનમતિ બગડતાં સર્વ કાંઇ બગડિયું, ડરવું બહુ નાથજી દયા આણો;
જનદયાના પ્રિતમ શ્રીગોવરધનધરણ, કરૂણાદષ્ટે જુઓ નિજનો જાણો.
મ્હારું૦ ૫

---

પદ. –

મેં શ્રીકૃષ્ણજી વર્યા. રાધિકેશ એક મેં શ્રીકૃષ્ણજી વર્યા. મેં ૮૬

કલ્પ સારસ્વત પ્રગટ પૂરણ સ્વયમેવ,
શ્રી ભાગવત ગાય સેવે શ્રીવલ્લભદેવ. મેં શ્રીકૃષ્ણ૦ ૧

ત્રિગુણપર પ્રધાન પુરૂષ કાળાક્ષર ઇશ,
સર્વેશ્વર સર્વાત્મા કોણ જેહને શીશ. મેં શ્રીકૃષ્ણ૦ ૨

મન કર્મ વચન ત્યાંહાં જન મન તેમનો આધાર,
તેમને સંબંધે સમે સહુનો સત્કાર. મેં શ્રીકૃષ્ણ૦ ૩

નિંદા નહિં સ્તવન અન્ય આશ નહીં ત્રાસ,
દેવ દેવી સરવ સહુ મુજ પ્રભુના દાસ. મે શ્રીકૃષ્ણ૦ ૪

પુરૂષ એક દયાપ્રીતમ અવર સરવ વામ,
ભજે વામ વામનું શું સરે કોહો કામ. મેં શ્રીકૃષ્ણ૦ ૫

---

પદ.

એહવા શ્રીહરિને શે નવ ગાય, શાને અથડાય; હાંરે શાને૦
૦જતાં શ્રીકૃષ્ણ સર્વ સુખ થાય, અવસર વહી જાય. એહવા
શ્રીહરિને૦ ૧

જેહેને પૂતના દુઃખ દેવા આવી, સ્તન વિષ લપટાવી; હાંરે સ્તન૦
તેહેને જનુની પદ દીધું ધાવી, ઉર કરૂણા લાવી. એહવા
શ્રીહરિને૦ ૨

જેણે મહા ગરલ મીરાનું પીધું, ધ્રુવ ધ્રુવપદ દીધું; હાંરે ધ્રુવ૦
બળિનું જેણે દ્વારપાળપણું કીધું, અમરીષ દુઃખ લીધું. એહવા
શ્રીહરિને૦ ૩

દામાજી માટે મહાર કહાવ્યા, જનતાપ સમાવ્યા; હાંરે જન૦
સેના સારૂ નાપિક થઈ આવ્યા, નવ દાસ દુઃખાવ્યા. એહવા
શ્રીહરિને૦ ૪

હરિ નિજ ભીષ્મ પ્રતિજ્ઞા રાખી, જન વસતા દાખી; હાંરે જન૦
નામાનુ છાયું છાપરૂં પરપાખી, પ્રિયહિત અભિલાખી. એહવા
શ્રીહરિને૦ ૫

મૂકી પ્રભુતા પરી લઘુતા લીધી ભૃત્ય,ભૃત્યતા કીધી; હાંરે ભૃત્ય૦
થઇ ને દીનબંધુ અભયતા દીધી, અવગુણતા પીધી. એહવા. ૬
જેહનો વિધિ વેદ પાર ન પામે, પન્ના ઇશર નામે, હાંરે પન્ના૦
સ્તવતાં શિવ શેષ ન ક્ષણુ વિરામે, સમરે દુઃખ વામે.
એહવા શ્રીહરિને૦ ૭
નથીરે નથી કૃષ્ણ સમો પ્રભુ કોઇ,નિશ્ચે કર્યું જોઈ. હાંરે નિશ્ચે૦
ભૂલ્યા તે અંતકાળ ગયા રોઈ. કહુંશ્રુતિ વચન દોહોઇ.
એહવા શ્રીહરિને૦ ૮
નથીરે નથી એમાં એકુ પક્ષની ખામી, સર્વે ગુણધામી; હ રે સર્વે૦
ભજરે એવા દાસ દયાના સ્વામી, પ્રભુ અંતર જામી.
એહવા શ્રીહરિને૦ ૯

પદ.

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી,
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. વસ્તુ૦ ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતરમાંહે વસે અગ્નિ પણ, આનંદ પામે ન અરણી. વસ્તુ૦ ૨
નિજ નાભિમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન દાટયું ઘણું પણ, ધનવંત કહાવે ન ધરણી. વસ્તુ૦ ૩

---

પદ–રાગ અસાવરી

કરો મહારા પ્રશ્નનો ઉત્તર જ્ઞાના, પૂછું પંડિત શુદ્ધઅભિમાની. ટેક.
હરિએ કરી નથી શી એક વસ્તુ શ્રીહરિ શું નવ્ય જાણેજી;
હરિના ઘરમાં શું નથી, શું ના નીપજે વિશ્વને રાણે. કરો૦ ૧
શ્રીહરિ નામ કોને નવ તારે, ધર્મ પાપ થાય કો હોનેષ્ટ,
પાપ તે ધર્મ રૂપ કહાવે કયહાં, જાણીજોઈ શાથી સાધુ માને. કરો૦ ૨
આંહાર પોતાનો કોણ નવ જાણે, કયાહાં થાવો ધર્મ અધર્મજી;
પ્રેત ઉદ્ધારના પરમભક્ત કહ્યા, હરિભક્ત દ્રોહી કહ્યા નર્મ. કરો૦ ૩
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ, એ ત્રણમાં કોણ છે આદિજી;
દેહ પ્રથમ કે કર્મ પ્રથમ કહેતા સંભવે નહિ બે અનાદિ. કરો૦ ૪
કરવું જીવ કરે કે ઇશ્વર કરે, નિશ્ચય બતાવો કોયજી,
જીવનું કર્યું થાય તો, હરિમાં ન્યૂનતા હોય. કરો૦ ૫
હરિ કરી મૂકયું છે તે ખરૂં, કે કરશે તે ખરૂં કેહેનીજી;
અકથ અકળ ગતિ દયાપ્રીતમ, ન્યારી સર્વની કહેણી. કરો૦ ૬

---

## પદ—રાગ—કેદારો.

હે નાથ હું શું કરૂ, ચલન મારૂં ન કર્યું, બુદ્ધિ પ્રેરક તમો શીય મ્હારે;
મન પવન અબધ બે, રોક્યા કહો કયમ રહે, એ બેની રોકણી કર
તમારે. હે૦ ૧

ના જવું જાય ત્યાં, મનની પ્રકૃતિ, અવળચંડી જેવી રીત એની;
મંત્ર ડાકણીતણો, એના મેળે આવડે, ભૂલે ભુલાય ના સ્મૃતિ તેહની. હે૦ ૨

કાપે કુતર્ક સહુ, શુભ મતિ ઘો સદા, સત સાચો કરો મ્હેર શ્રીજી;
ક્લેશ સઘળા હરો, યુગલ મુજપર ઠરો, હરિ અવિદ્યા ટળો પ્રગટ રીજી. હે૦૩

સ્ફુટ કરી શું કહું, કશું અજાણ્યું નથી જાણી સંતાપો શું કૃપાસિંધુ;
દીનના દુઃખ હણો, જન દગો તમ તણો, બરદ કેમ વીસરું દીનબંધુ. હે૦૪

---

## પદ—રાગ સોરઠ.

શાણારે સમજણ એહવી રાખો,
પાત્ર આ રીતે ઓળખી તેથી તેહ ભાખો. શાણારે૦ ટે૦

હરિના હિમાયતી હરિ સરખા, તેને નાંના ના જાણો;
જેને આશ્રય હોય જેહનો, તેહને તેહેવા પરમાણો. શાણારે૦ ૧

નાંનાને નાના મોટે મોટા, એવી આશ્રયની રીત;
વેદે પણ વરણુન કર્યું, સાભળો ધરી પ્રીત. શાણારે૦ ૨

મધ્યમ દેવના દાસનું, વર્ણું "ાળ જોજે,
અમીત બળ ઘણું તેથકી હરિજન મન પ્રોજે. શાણારે૦ ૩

ચંદ્રશું પ્રીત ચકોરને, અગ્નિ ચાહે છે ચારે;
અમૃત જડીના જોરથી, નોળ નાગને મારે. શાણારે૦ ૪

તાંગ વિરતી બળ પંકજ, જુઓ પાણી નવ પરસે;
રસના ચીગટ નવ અડે, ઓજ અનળનુ દરસે. શાણારે૦ ૫
મેઘ મિત્ર મહિમા થકી, મોર વૃશ્ચિક ચાવે;
અબળા અનંગ પ્રભાવથી, બળીઆ નર નચાવે શાણારે૦ ૬
સુવર્ણ શુક્ર શશાંકનું, શ્યામતા નવ લાગે;
જળ બળ જખ ઉણું ચડે, પાછું નવ ભાગે. શાણારે૦ ૭
માયા કાળે કંપે સહુ, બ્રહ્માદિક ભય ધારે.
થોડામાં કહ્યું તે બહુ, હરિ ભક્તથી હારે. શાણારે૦ ૮
ઉત્તમ અધમાશ્રય થકી ઓશિયાળા થાયે,
પ્રગટ વસ્તુને પ્રમાણુ શું, મેહેજે સમજાયે. શાણારે૦ ૯
અલ્પ જીવ હરિ આસરે, હરિસમ બળ દાખે,
દદ આશ્રય શ્રીજીતણો, દયા શેં નવ રાખે શાણારે૦ ૧૦

---

પદ.

હરિ તુને પ્રસન તે ક્યમ થાયે, તાહરા મનનું કપટ નવ જાયે;
તાહરા દીલનો છળ નવ જાય, પ્રભુ તને પ્રસન તે કેમ થાય. ટેક.
હરિકીર્તન હરિનામ રટણમાં અતિસે આળસ તાહારે;
કાચાકુટ લવ પરનિંદામાં, આખો દિવસ નવ હારે. હરિ૦ ૧
પ્રભુનું પુજન કરતી વેળા, કાયા તાહારી કંપે,
ગંજીફો સોકટાં કુટતાં, આઠે પોહોર નવ ઝંપે. હરિ૦ ૨
પ્રભુનું ચંદન નવ ઘસાય, તુજ શ્રમથી શરીર બગડે;
કુંડી કુતકે મરી મસાલો, ભાવે ભાગ તુ રગડે હરિ૦ ૩
એકાદશી ઓચ્છવનું જાગરણુ, અતિ અઘરૂં તુને લાગે;
ભવાઇ કે ગુણિકાનૃત્ય નારીસંગ, જામિની આખી જાગે. હરિ૦ ૪

એ પૈસાની ગુરૂસેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ધરની સ્ત્રી મેજ માગે ઘરેણું, ત્યારે હરખ મગન થઇ ડોલે. હરિ૦ ૫
ખોટાં મોતી કાચ કીડીયા, ભગવત ભૂષણ ઘાલે
સોનું રૂપું મણી મુક્તાવિણ, સ્ત્રીસુતને ના ચાલે. હરિ૦ ૬
હરિના ભક્તને લુખું સુકુ, વેઠ વળગી હોય જાણે;
સગાં સંબંધી ઘેર પ્રાહુંણા આવે ત્યારે, મિષ્ટાન્ન પ્રીમે પ્રાણે. હરિ૦ ૭
જગ દેખે તાંહાં જપને બેસે, બાણી નાહાય નાં ખાવા;
ગળે છાપે કપાળું ધાએ ગળગળો, એ વૈષ્ણવતા વાહાવા. હરિ૦ ૮
આ કરવું આ ના કરવું, એમ સહુને શિક્ષા દે છે;
તેમાંનું તું કાંઈ નથી કરતો અનુચિત કરમ કરે છે. હરિ૦ ૯
અંતરનો છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાના સંગી છે, દાસ દયાના સ્વામી. હરિ૦ ૧૦

---

પદ. ૬ (૨)

શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલ શ્રીજી સ્વામી, સામળિયા વાહાલા;
સવળું સમજોછો અંતરજામી; નંદલાલારે૦ ૧
ભય તો લાગે છે મુજને ભારી, સામળિયા વાહાલા;
અંતકાળે શી વલે થાશે મારી; નંદલાલારે૦ ૨
સેવા સમરણ ભાવે ના કીધું, સામળિયા વાહાલા૦
રંક સાધુને દુઃખ દીધું; નંદલાલારે૦ ૩
હીણો સાધન સહુ ધરમે, સામળિયા વાહાલા;
પરિપૂરણ છું કુકરમે; નંદલાલારે૦ ૪
જક્ત જાણે છે સંત સાચો, સામળિયા વાહાલા;
પણ પાખંડી પૂરો તમથી કાચો, નંદલાલારે૦ ૫

શ્રી ગુરૂ સોંપ્યો તે વિચારી,' સામળિયા વાહાલા;
તે સમે લેજો શુધ્ધ માહારી; નંદલાલારે૦ ૬
બાહે ગ્રહ્યાની લાજ ધરજો, સામળિયા વાહાલા;
પીડા ના પામું એહેવું કરજો; નંદલાલારે૦ ૭
માહારાં મન, મુખ, લોચનમાં આવી રહેજો, સામળિયા વાહાલા;
દોષ ન જોશા દરશણ દેજો; નંદલાલારે૦ ૮
શ્રી મુખ બોલ્યા તે સાચું કરજો, સામળિયા વાહાલા;
તે સમે દુઃખ દયાનાં હરજો; નંદલાલારે૦ ૯

પદ૦ ૮॥

જેહેના સમોવડ કોઇ ના કહેવાયરે, એવા હારજન મોટા,
જેના જશ જગદીશ મુખે ગાયરે, એવા હરિજન મોટા: ટેક.
અનંતકોટી બ્રહ્માંડ જેને ઉદરે, એવા વેદે હરિ ભાખ્યા,
તે હરિને હૃદે કમળમેં નિશદિન, હરિજને જુઓ રાખ્યારે. એવા૦ ૧
શિવ બ્રહ્મા પદ્મા જેનો પાર ન પામે, વંદે સહસ્ર ફેણધારી;
તે હરિ વશ કરી રાખ્યા હરિ ભક્તે, જ્યમ પતિપતિવ્રતા નારીરે. એવા૦ ૨
શ્રી ભાગવત એકાદશમાં ભાખ્યું, શ્રી મુખે અવિનાશે;
ભક્ત પુઠળે ફરૂં પદરજ માટે, જક્ત પવિત્ર થવાની આશેરે. એવા૦ ૩
માયા કાળ ચઢી સહુ કોઇ, કંપે તેહને મસ્તકે પગ ધરિયા;
એવા હરિજન દયા પ્રસંન થયા તેહના, સકળ અર્થ સરિયારે. એવા૦ ૪

પદ૦ ૮૫

નામ સાર છેરે નામ સાર છે, જીહ્વા જપોની શ્રીકૃષ્ણનામ સાર છે. ટેક.
દામ ના લાગે ને હાડ ના ભાગે, જાવું પડે નહીં વંન;
ખાતાં પીતાં પુખી કરંવા, તપવું ના પડે તંન. નામ૦ ૧

સકળ ધરમ સકળ સાધન, નામેથી સુફળ થાય;
એકો ઉપરકર એને ના જોઇયે,સેહેલું સેહેજે ગવાય. નામ૦ ૨
એથી ચોવિધિ તાપ ને પાપ ત્રિવિધના, સદ્ય સમળાં જાય,
કાળ અવિદ્યાનો ભય ભાગે, કામાદિક પળાય. નામ૦ ૩
ત્રણ કરમ ને ચારો વિધિ ઋણ, છૂટે દુઃખ સંસાર,
અષ્ટમાસિધ નવે નિધ હાજર, હાથમાં મુક્તિ ચાર. નામ૦ ૪
રાધા કૃષ્ણ વસે હૃદયમાં, બુદ્ધિ કદા નહીં વક્ર,
સંગે ફરે નિતે રક્ષણ કરવા, ચતુરભુજનું ચક્ર. નામ૦ ૫
જપ તપ તીરથ ધરમ નેમ વ્રત, જનમ અનેક સધાય,
તેનું ફળ એ કોઇએક જનમે, નામે પ્રીતિ થાય. નામ૦ ૬
કદાપિ કુત્સિત કરમ બને તો, જમ ના પૂછે જવાપ,
કીર્તન સુણવા કેશવ ઉભા, પારો બાળે પાપ. નામ૦ ૭
ચાર તથા ખટ અષ્ટાદશ, ઇતિહાસનો એ સિદ્ધાંત,
બાવન ઉપનિષદ બોલે પછે, ભ્રષ્ટ જે રાખે ભ્રાંત નામ૦ ૮
પ્રેમ લક્ષણા ભક્તિ પ્રગટે, પુરૂષોત્તમ પમાય,
આઠે પ્રહર આનંદમાં વીતે, દયા સુરજન ગાય. નામ૦ ૯

---

પદ.

તું તો સાચો રેહેજે રે, તું તો સાચો રહેજે જંન,
શ્રી ગિરિવરધરલાલ સંગે, સાચો રેહેજે જંન;
તું તો સાચો રેહેજેરે, સંગી સત્યના ગોપાળ,
સમજ સમજ મંન, તું તો સાચો રેહેજેરે; ટેક
છળવાને સંસાર શીદ, મરે છે મથી,
એ અંતર જામીને કશું, અજાણ્યું નથીરેઃ તું તો સાચો૦ ૧

તું થકી નહીં થાય કશી, અધિક ન્યૂન વસ્ત,
કાળજાની કુંચી સહુની, શ્રી હરિને હસ્ત; તું તો સાચો૦ ૨
ધરમ જશે ધન નહીં મળે, અનમના જગતાત
વટલીશ ને ક્ષુધિત રેહેશ, બગડશે બેહુ વાત; તું તો સાચો૦ ૩
ક્યા પ્રભુ પ્રસન્ન રહેતાં, જે મળ્યું તે લાખ,
અવરથી કશું ના બને, બન્યું તે પણ રાખ. તું તો સાચો૦ ૪

પદ.

સાધુ શ્રમ ના કરશોરે, સાધુ શ્રમ ના કરશોરે,
કોટી પ્રયત્ને ગરધવ થશે નહીં ગાય, માટે શ્રમ ના કરશોરે,
કઠણ બોલી કાળજ બાળે; હરિ ભજન ભૂલાય,
માટે શ્રમ ના કરશોરે, ટેક.
કામળાકેરી કાળક સો મણ, સાબુથી ના જાય,
શ્વાનની પુછડી થાય ના સધી, કરે કોટી ઉપાય. માટે૦ ૧
કુલક્ષણુથી શીયળ પડ્યો, પુરૂષ પુરૂષ થાય,
પણ ઢેલ મરદ હોય ન કદા, સોમણુ પારો ખાય માટે૦ ૨
કસ્તુરી ક્યારે વાવો તોહે, લસણુ તો ગંધાય,
ઓશડ આખડી માનતા માને, વાંઝણી ક્યહું ના વ્યાય. માટે૦ ૩
ફણે ના ફુલે ન નેતર, સુધા જો સિંચાય,
આઠે પહર ઊકાળીયે તોહે, કાંકણું ના બફાય. માટે૦ ૪
વાંસ એરંડો થાય ન ચંદન, મળીયાચળને વાય,
જેહેને કાજે જે સરજ્યા છે, તે તેહેમાં સોહાય. માટે૦ ૫
પરાપૂરવથી પ્રભુના છે તે તો, પ્રભુતણા ગુણ ગાય,
કયો દુષ્ટને કાખા ગ્રહી, ભજે શ્રી મજરાય. માટે૦ ૬

## પદ રાગ કાફી.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડયો,
મનુષ્યા દેહ રૂપીરે, ખોયો મણિ હાથે ચડયો. ટેક.
શું થયું જોસંપત્તિ ઘણી મેળવી, શું થયું મોટે ઘરબાર,
નિશ્ચલ થઇ હરિને ના ભજ્યા, ભુંડા ધિક તારો અવતાર,
ધિક તારૂં જીવ્યુંરે, હવે તને શાને ઘડયો. ફુલ્યો૦ ૧
ડાહ્યો થઇને દુનિયામાં ફર્યો તું, તેણે શું સર્યું તારૂં કાજ;
તું શેં ન જાણે જે જાવું પલકમાં, ત્યાં ક્યમ રહેશે ત્હારી લાજ;
ડહાપણ તારૂં ત્યારેરે, જ્યારે જમને કર ના ચડયો. ફુલ્યો૦ ૨
વરણાગીમાં વાટજ ઉડી, જ્યારે નર્કનિવાસ ફર્યો,
મિથ્યા જનુની ભારેરે મારી, અસ્યા જન્મ ધર્યો ન ધર્યો,
માટે જોની જાગી રે, અવસર આવી અડયો. ફુલ્યો૦ ૩
સમજ માન્ય મન મારી શિખામણ, મમતા મુકી પરી,
સ્મરણ કર પરબ્રહ્મ પુરૂષોત્તમ, રાધાકૃષ્ણ શ્રીહરિ;
દયો ત્યારે જાણેરે, તું સૌથી સરસ નિવડયો. ફુલ્યો૦ ૪

---

## પદ રાગ કાફી.

ગર્ભવાસ રાખ્યોરે, કૃપા તને બહુ કરી;
સદા સુખ આપ્યુંરે, તેને કેમ ગયો વિસરી. ટેક.
દશ પંદર સુધી પૂરણ પાળ્યો, પરણાવ્યો બહુ પેર,
તોયે એક ઘડી ઇશ્વર ના ગાયા, મનમાં ન આણી કાંઇ મ્હેર;
વિશી વળો પૂરોરે, હૈયામાં ન લાવ્યો હરિ. ગર્ભ૦ ૧

વરણાગીમાં વાંકો હીંડેછે, પચીસ થયાં પરમાણ,
છેલાઇમાં તું છાકી ફરેછે, અહંકાર ને અભિમાનઃ
ત્રીશે મોહ્યો સ્ત્રીનેરે, ઘણા ઘણા નેહ ભરી. ગર્ભ૦ ૨
નાત જાતમાં નામજ કાઢ્યું, કુબુદ્ધિ જાત કઠોર;
ધનને કાજે ધુતતો ફરે છે, જેમ હરાયું ઢોર;
ચાળીશે તું ચાલીરે, છતમાંહિ રહ્યો છરી. ગર્ભ૦ ૩
ધરધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહિ જગપાળ,
પરાક્રમ તારાનો પાર ના આવે, પૂંઠે બહુ થઇ જંજાળ;
પચાસે જઇ પોંહોંચ્યોરે, ઠેકાણે ન બેઠો ઠરી. ગર્ભ૦ ૪
દયા દાન ને પુણ્ય ન લાવ્યો, જ્ઞાન અને ગરીબાઇ,
અહંકારમા તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઇ;
સાઠે બુદ્ધિ નાઠીરે, તારણ કંઇ ન આવ્યું તરી. ગર્ભ૦ ૫
સિત્તેર થયાં ત્યારે શુદ્ધ ના રહી, ભાગ્યો પોતાનો ભાર,
કુટુંબ કબીલો કોઇ નવ માને, તોયે ન મેલે અહંકાર;
સુમારગ ન ચાલ્યોરે, ડગલું નવ મેલ્યું ડરી. ગર્ભ૦ ૬
એંસી થયાં ત્યારે આંખે ન સૂઝે, થરથર ધ્રુજે તારી કાય,
કાયામાં કંપવાયુ પ્રગટ્યો, તોએ ભજન નહિ થાય;
મરખ નર ચેત્યોરે, માયાએ તને લીધો ઘેરી. ગર્ભ૦ ૭
ઘરડો થયો ત્યારે ગતજ ભાગી, ગાયા નહીં પરબ્રહ્મ,
દાન પુણ્યનું નામ ન જાણ્યુ, સમજ્યો નહીં કંઇ મર્મ,
મારૂં મારૂં કરતોરે, વર્ષ નેવું ગયાં વહી. ગર્ભ૦ ૮
કુકર્મનાં બહુ બંધન છુટવા, આપ્યો મનુષ અવતાર,
સોએ વર્ષે તારી અવધજ આવી, ભર્યો ભુંડાઇનો ભાર;
ભૂલ્યો બાધા ભવમાંરે; ફોગટનો ફેરો કરી. ગર્ભ૦

ઇશ્વરને અંતર નવ ધાર્યો, જાણ્યા ન જાુગદાધાર,
અંત્ય સમે જ્યારે બાંધીને આણશે, પડશે કરશે પોકાર;
દારૂણ દુઃખ દેખીરે, રોશે બહુ નયણાં ભરી. ગર્ભ૦ ૧૦
સત્ય પુરૂષે સિદ્ધિમાં જોયું, તારૂં પાનું પુસ્તક નિરધાર,
ખાતામાં ઘણી ખોટજ દીઠી, નાખો નરકમોઝાર;
પાપી એ છે પૂરોરે, પૂછો એને ખોટી ખરી. ગર્ભ૦ ૧૧
કાયર થયો ત્યારે કાલાવાલા, કરવા માંડયા અપાર,
હરિ હવે ભજન નવ ચૂકું તારૂં, એક વાર કાઢોને બ્હાર;
દાસ દયારામનેરે, હરિ હાથે ઝાલો ફરી. ગર્ભ૦ ૧૨

---

પદ.

મહારે અંત સમય અલબેલા, મુજને મૂકશો માં;
મહારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો માં. મા૦ ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મૂકશો. માં;
શ્રીગુરૂ સોંપ્યો સંબંધ વિચારો, અવસર ચૂકશો માં. મા૦ ૨
મહારા દોષકોષ સંભારી, મુજને મૂકશો માં;
શરણાગતવત્સળ ગિરિધારી, અવસર ચૂકશો માં. મા૦ ૩
હરિ મહારે ધરમ નથી કોઇ સાધન, મુજને મૂકશો માં;
નથી સતસંગત સ્મરણ આરાધન, અવસર ચુકશો માં મા૦ ૪
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો માં;
મહારા પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશો માં. મા૦ ૫
સમરથ કરૂણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો માં;
મહારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશો માં. મા૦૬

પદ. ૮૬

માયા કાળ કરમ ભય ભારી, શ્રીજી૦ સાહ્ય કરો; બાંહ્ય ગ્રહ્યાની લાજ વિચારી, શ્રીજી૦ ૧

મુજને સંગી મળ્યા સહુ બાધક, શ્રીજી૦ આપ કૃપાવિણ કોઇ નસાધક, શ્રીજી૦ ૨

વિષય વિષે ચિત જાય નિરંતર, શ્રીજી૦ ખળે ન તદપિ ક્લેશાભ્યંતર. શ્રીજી૦ ૩

કહેણી મોહોટી કરણી ખોટી, શ્રીજી૦ આપ કૃપા વિણુ શ્રમ મિથ્યા કોટી. શ્રીજી૦ ૪

કદી તન ખાળું મન નથી ખળતું, શ્રીજી૦ રેહે છે હૃદય અહરનિશ બળતું. શ્રીજી૦ ૫

હરિ વંદુ તદપિ ઉર ગંદું, શ્રીજી૦ આપ વખાણું પરને નંદું. શ્રીજી૦ ૬

દોષ મુખરતાદિક સહુ ટાળો, શ્રીજી૦ માહારૂં મન તમ ચરણે વાળો. શ્રીજી૦ ૭

દુમતિ દુષ્ટ સ્વભાવ નિવારો, શ્રીજી૦ અયોગ્ય છું તદપિ ભવ તારો, શ્રીજી૦ ૮

શ્રી વલ્લભની કહાણુ વિચારી, શ્રીજી૦ દાન નિજાનંદ દ્યો કર ધારી. શ્રીજી૦ ૯

માહારી વિનંતી હૃદયમાં ધરીને, શ્રીજી૦ જનની જઠર મા દેશો ફરીને. શ્રીજી૦ ૧૦

સહુ મુજ પાપ તાપ ભય ફેડો, શ્રીજી૦ કરૂણા બળ નિજ નિકટે તેડો. શ્રીજી૦ ૧૧

દગ શુચિ હૃદય તપે નિજ મળવા, શ્રીજી૦ હાવાં ન દ્યો દયાને બળવા. શ્રીજી૦ ૧૨

---

## પદ.

હે હરિ હું તો હાવાં હાર્યો, જે ગમે તે કરો; અતિસેં અકળામણનો માર્યો, જે૦ ૧
હરિ હું સહુ શુભ કૃતિથી હીણો, જે૦ અતિસેં અદષ્ટનો પણ ઝીણો. જે૦ ૨
ચડી અવિદ્યા મારી પુઠે, જે૦ સુધર્માંમાં નાખે મુઠે. જે૦ ૩
ભ્રષ્ટ હદે માને નહીં શિક્ષા, જે૦ જગમાં લજવી વૈષ્ણવી દીક્ષા. જે૦ ૪
ભવ ઉદ્વેગ અતીસેં પીડે, જે૦ મૂક્યાં ઉચિત કરમ સહુ મીડે. જે૦ ૫
શરણાગત જોઉં ગતિ મતિ માઠી જે૦ શ્રદ્ધા કાંઈ હતી તે નાઠી. જે૦ ૬
તદપિ મન મળવા અવિનાશી, જે૦ સહુને સુણતાં આવે હાંસી, જે૦ ૭
બહુ દુઃખ નિશદિન જે કૃતિ કરીને, જે૦ જાયે મન તાંહાનું તાંહાં ફરીફરીને. જે૦ ૮
તન જેમ વૃદ્ધ થયું મન બાળક, જે૦ ઉપર ઉજ્જ્વળ અંતર કાળક. જે૦ ૯
અંતકાળ દુઃખથી કાંપું છું, જે૦ સત્ય વચન સમરી ઝંપું છું. જે૦ ૧૦
પ્રભુ જેમ રાખોછો તેમ રહું છું, જે૦ જે શિર પાડો છો તે સહું છું. જે૦ ૧૧
જાણું છું કરશો સહુ સારૂં, જે૦ પણ વણ સમજે ભટકે મન મારૂં. જે૦ ૧૨
ઔષધથકી નિર્ગુણ કશું નથી થાતું, જે૦ સનેપાતમાં ગાંડું ગાવું. જે૦ ૧૩
જેવો તેવો શરણુ પડયો છું, જે૦ મહા પ્રભુ મોઘો અટળ અડયો છું. જે૦ ૧૪

મનુષ્યકું કથી જહાજ ન હાલે, જે૦ ગગન પવન શઢ ભરાઈ ચાલે.
જે૦ ૧૫
વિનતિ દયાની એ ફરીફરીને, જે૦ પ્રગટ મળ્યું સેવું હરિને. જે૦ ૧૬

પદ. ૮૯

શિરમણિ સાધન દીનતા સાચી, દીનતા સાચી એક દીનતા સાચી.
શિર. ટેક.
સહુ સાધનબળ મનથકી નાસે, આપણની યોગ્યતા નવ ભાસે;
નિજના દોષ સ્ફુરે ગુણ ગોવિંદ મનક્રમ વચ નિરભિમાન,
એક આશ કરૂણાદગ પ્રભુપદમતિ રાચી. શિ૦ ૧
એક નહીં નહીં ઉપાય કોઇ બીજે, રાધીકારમણ હૃદેયથી રીજે;
બોહોતેર કોટી દામ ના સર્યું કામ, શ્યામ બંધાયા દીનભાવ
પ્રાપ્ત યદા માત વાત વ્યાસનંદન વાંચી. શિ૦ ૨
સકળ પદારથ કૃષ્ણસદન શોભે, નથી કોઇ નવલ ભેટ જેથી નાથ લોભે;
નૂતન એક એજ દીનતા ન પ્રભુપાસ માટે પ્રસીદ હોયે દત,
પ્રપન્ન દીનભાવ પરિપૂર્ણ છે અવર વાત કાચી. શિ૦ ૩
દીન દયાળ હરિ વેદ વખાણે, સાધને સાધ્યથી સરવ જાણે;
નિજનાં બળ ઉપર જળનિધિ તરાય નહીં તદપિ કરવું સરવાર્પણ
અગર્વ રેહેવું દયારામ સદા હરિ રૂચિ સમ નાચી. શિ૦ ૪

પદ રાગ કાફી. ૯૦

સાચું તે સગપણરે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામતણું; ટેક.
માત તાત સુત ભ્રાત ને ભગની, સગાં સહોદર સોય;

કુળ કુટુંબ સખા ગોત્ર ને ગ્નાતિ, એહેમાં તારૂં તે છે નહીં કોઈ;
સગું એ તો સરવે રે, કામ ને દામ તણું. સાચું તે૦ ૧
જનુની જનક એમ કર્યાં કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લ્હેણાદેણીનો સંબંધ છૂટયો, ત્યારે મૂકી ગયા સહુ તેહ;
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશરામતણું. સાચું તે૦ ૨
જેની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધિકાર;
ભજે તેને આપેરે, પદ નિજ ધામતણું. સાચું તે૦ ૩
અણું આસક્તિ કયહું મા રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ;
દયા દિનરજનીરે, રટણ કર રામતણું. સાચું તે૦ ૪

---

## પદ રાગ કાફી.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી;
મુલખ ઘણા જોયારે, મુસાફરી થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ;
ફરીને આ મારગ મળવો છે નહી, એહેવી તો છે અવળાઇ;
સમજીને ચાલો સૂધારે, ના જાશો ડાબા કે જમણી.
મનજી૦ ૧
વચ્ચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બે બેઆર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર;
મળ્યો છે એક ભેદુરે, બતાવી ગતિ સહુ તે તણી.
મનજી૦ ૨

માલ વેહોરો તો વોહોરો શેઠના નામનો, થાય ના કયહું અટકાવ;
'આપણો કરતાં જોખમ -આવે, ને ફાવે દાણીનો દાવ;
એટલા સારૂરે, નાં થાવું વોહોરતના ધણી. મનજી૰ ૩
જો જો જાુગતથકી જાવું છે, કરજો સંભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે, હવા જઇએ પોતાને ધામ;
સૂઝે છે હાવાં એવું રે, અવધ થઇ છે આપણી. મનજી૰ ૪

---

પદ-રાગ-દેશ.

સાચા સગા સમર શ્રીગિરિધર, કોઇ સમે નવ મૂકે;
આફતવેળા સહુ રહે અળગું, કોઇ ન આવે ઢૂંકેરે. સાચા૰ ટે૰
સહુથી વાહાલ ઘણું માતાનું, વેદ પુરાણે વાંચ્યું,
ગંદે રોગે તેહેનું હેત પણ, મેં દીઠું છે લાચ્યુંરે. સાચા૰ ૧
પુત્ર પિતાનો આત્મા કાહાવે, લખ્યું વેદને પાને;
અન્યાય અનળ અતિસેં કરે ત્યારે, તે પણ કર દે કાનેરે. સાચા૰ ૨
પુત્રી પુત્ર બેન ને બંધુ, તું જાણે મુજબેલી;
મારૂં તારૂં તંત કર્યાથી, તે પણ મૂકે ઠેલીરે. સાચા૰ ૩
સહુથી વાહાલી ઘરઘણિઆણી, જે માટે સહુ છોડે;
પુરૂષાર્થ પૈસો ન હોય ત્યારે, તે પણ કરડા મોડેરે. સાચા૰ ૪
તેમ પત્નીને પતિપણ સ્વાસ્થ, સધે તાંહાંલગી પાળે;
કદા કુરૂપણી ટળી કામથી, પછે સામું નવ ભાળેરે. સાચા૰ ૫
કોઇથી સાચો સ્નેહ હોય, જેનો વિશ્વાસ ન છૂટે;
કુવચન કપટ લોભ દેખાડે ત્યારે, તેહેનું હેત પણ ફુટેરે. સાચા૰ ૬

જ્ઞાતિ જગજન રાજજનાદી કોઇનું, હેત રખે મન ધારે;
ચોરી હત્યા અન્યાય થાય કદી, સરવ જુતીઓ મારેરે. સાચા૦ ૭
ધનમાં પણ મન ઘણુ ન સારૂં, પરિણામે દુખદાતા;
પ્રાણ ખોય કે પ્રેત કરે કદી, ક્લેશ સુહૃદ પિતુ ભ્રાતારે. સાચા૦ ૮
એ સરવે અવસ્થાથી થાય સગી. વાત કહુંછું વીતી;
અરે દયા તું તે પ્રભુ મૂકી, શીદ કરે ક્યહું પ્રીતિરે. સાચા૦ ૯

---

પદ–રાગ કલ્યાણ.

શ્રીજી સાર સરવનો છે છે છે,
શ્રીજી શ્રીબ્રજભાનનંન્દની એક વસ્તુ છે, નથી બે બે બે. શ્રીજી૦ ટેક.
પ્રાપ્તિ અનન્ય ભક્તિથકી તેહેની, તે શ્રીગુરૂ જ્યારે દે દે દે,
દીનભાવથી દાસપણું ગ્રહી, એક આશ્રિત થૈ રે' રે' રે.' શ્રીજી૦ ૧
દુષ્ટ સંગથી દૂર પળાવું, અહિસરખો લડી બે' બે' બે',
જે સહુનું મૂળ દયા સદ્ગુરૂની, પદરજ શિરપર લે લે લે. શ્રીજી૦ ૨

---

પદ.

જેનું ધન્ય ભાગ્ય ભવમા, જેણે વ્રજમંડળ જોયું;
જેણે વ્રજરજમાં તન રોળ્યું, તેણે જનમ મરણ ખોયું. જેનું૦ ટેક.
શ્રીવૃંદાવન રાસરમણ સ્થળ, જેણે નયણે નિરખ્યું;
તેના ભાગ્યમાં કેટલું ક સુખ છે, તે કોઇએ ન જાય પરખ્યું. જેણે૦ ૧
શ્રીજમુનાજળ સ્નાન પાન મેહેર્જે, તેહેને નૂતન તનુ મળિયું;
કદાપિ કુશ્રિત કર્મ બને તોએ, જમપુરી જાવું ટળિયું. જેણે૦ ૨
ચોરાશી કોશની પરિક્રમા કીધી, તેને ચોરાશી નથી ભમવું,
વન ઉપવન જોઇ આનંદ આવ્યો, તેને હરિસંગે ઠર્યું રમવું. જેણે૦ ૩

શ્રી ગોવરધન શ્રીમહારાણી, જેણે પ્રેમ ધરીને પૂજ્યા;
તેહેની એકોતેર શત પેહેડી તરી, તેને હરિના ચરણ સઝયાં. જેણે૦ ૪
સેવ્યા સમર્થ જેણે શ્રીનંદાનંદન, શ્રીગોકુળમાં વસીને; '
દયાનો પ્રીતમ તેહેને પ્રેમે પોતાનો કરી, હાથ ગ્રહેશે હસીને. જેણે૦ ૫

---

પદ.

વૈષ્ણવ નથી થયો તુ રે, હરિજન નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે; વૈ૦ ટે૦.

હરિજન નેજોઈ હઇડું ન હરખે, દ્રવે ન હરિ ગુણ ગાતાં;
કામ દામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં. વૈ૦ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તાહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુઃખ દેખી હદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વહાલ નથી વિઠ્ઠલસું સાચું, હઠે ન હું હું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટયો છે નહીં;
કેહેણી તેહેવી રેહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજનારૂદ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા છે જાંહાલગી, જક્ત ગુરુ તું દાસ. વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરશે તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

---

## પદ.

હદે આ રુપ રંગીલુ રાખો, શ્રીકૃષ્ણનામ સતત મુખ ભાખો. ટેક.
મોર મુગટ ઢલકતો શિર શોભે, મકરાકૃત કુંડલ મન લોભે;
તિલક સુકેસર, નાસિકા સુવેસર, કોટિચંદ્ર મરદનમદ મદન
વદન સદન સુધારુપ રસિક ચાખો. હદે૦ ૧
પીતાંબર રસના કટિ ભાજે, કૌસ્તુભ ઉરપર વૈજયંતી બિરાજે;
ભુજ અંગદ કર કંકણુ મુદ્રિકા, નેપૂર પદતળ સુલક્ષ્મ
ખટદશ શિવ સીમ સદા હદય દષ્ટિ ઝાંખો. હદે૦ ૨
નટવર નાગર લલિત ત્રિભંગી, મદન મનોહર રસિક રાસરંગી;
ગુંજગુચ્છ પીછકૃત વતંસ છેલ, અલબેલો મંદસ્મિત કુટીલેક્ષણ;
કમળનયન મધુરી મોરલી ગાન વિશ્વ ઢાંખો. હદે૦ ૩
સર્વેશ્વર સર્વાત્મક સ્વામી આત્મારામ, સ્વયંભૂ અંતરજામી;
કોટિ બ્રહ્માંડ અવતારી, તે દયા વ્રજ પ્રીતમ પ્રાણુ,
ધન્ય ભાગ્ય તન મન ધન વારી વારી નાખો, હદે૦ ૪

---

## પદ–લાવણી.

દુઃસ્વભાવથી જિતાડો દુર્મતિ ટાળો માજી;
શ્રીગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રીયમુનાજી. ટેક.
અખંડ અનપાયની આપો મા સુદઢ પ્રેમભક્તિ;
પ્રપંચ વિસ્મૃતિપૂર્વક દો મા શ્રીકૃષ્ણાસક્તિ;
માનસી સેવા મુખ્ય વ્યસન દો શરણાગતિ સાચી;
શ્રીકૃષ્ણ કૃપા હેતુ દો દીનતા નહિ કિંચિત કાચી!
દઢ આશ્રય શ્રીવલ્લભવરનો અચલિત ગુણ ગાજી;

સતત રહે શ્રીકૃષ્ણનામ મુખ દુસંગી ન ચાગેં;
આપ સમાગમથી મા સકળ સિદ્ધિદા ગંગાજી. શ્રીગોપી० ૧
કામક્રોધ મદ લોભ મોહ મત્સર કરો દૂરા;
શ્રીકૃષ્ણ મીલનમાં અંતરાય જે તે કરીએ ચૂરા;
અસુર દુષ્ટ કળિકાળ કરમ પ્રતિબંધક ભય ટાળો;
માકુતર્ક કુભાવ કુવાસના કુશ્ચિત કૃતિ ઝટ બાળો;
દુઃસંગદોષ મુને જળ પંકજ પ્રમાણ નવ લાગે;
બળી વિભીષણ પ્રેહેલાદની પેરે ભય પામી ભાગે;
કરો કૃપા એવી થઇ મુજપર બિરદ બળી રાજી. શ્રીગોપી० ૨
મ્હારી ચૂરણ કરો સહુ ચિંતા જનમ મરણ ભય કાપી;
માયા મોહથકી મૂકાવો નિજાનંદ આપી;
સાધનધરમ ન કિંચિત છે અનુચિત કૃતિ તનમનની;
સેવા ને સમરણ તમારું કરવા અશક્ય છઉં જનની;
જેહેવો તેહેવો દાસ ક્ષમા અપરાધ કરો માય;
કુપુત્ર તો કદિ હોએ કુમાતા કદાપિ નવ થાય;
શરણ પડ્યો સંતાપ હરોશ્રી વિનતિ કરું આજી. શ્રીગોપી० ૩
દુર્ધપ્રિયા શ્રીકૃષ્ણવલ્લભા યમુને જગમાતા;
મનરકનિવારણી જમયભયહરણી ભવતારણિ ક્ષાતા
સ્વભાવ દુર્જય વિજયકરણી નિજ દાસ દુઃખ હરણી;
સકળ પાપ સંતાપ નિવારણી અતિ અદ્ભુત કરણી;
શ્રીવલ્લભ શરણાગત લહિ મારી પૂરણ કરો તૃષ્ણા;
જુગલરુપ મમ હદે વસાવો કૃપા કરી કૃષ્ણા;
દાસ દયો મારો સત શ્રીમુખ સકૃત કહો ગાજી. શ્રીગોપી० ૪

ગરબી.

( રાધા માધવ મનમાં વસ્યાંજી ) એ રાગ.—

સરવનો સિધ્ધાંત સંતસંગ છે;
માનોની તમે સરવનો સિધ્ધાંત સતસંગ છે. ૨૬.
ધન્ય ભાગ્ય તેનું ત્રિભોવનમાં;
જેને હરિના સંગીનો સંગ છે, માનોની તમે. ૧
નિજ સરખો તે કરે મળતાં જ્યમ;
નીચ જળ ગંગ મળતાં ગંગ છે. માનોની તમે. ૨
એમાં સરવ જપ વ્રત તીરથ ધર્મ;
નેમ યોગ અષ્ટાંગ છે. માનોની તમે. ૩
અધમ પતિત મહા થાય સર્વોત્તમ;
એવો જેનો સબળ પ્રસંગ છે. માનોની તમે. ૪
ગોબરકીટને સુંધાડે પરિમળ પુષ્પનો;
એટલો પ્રતાપ તુચ્છ ભૃંગ છે. માનોની તમે. ૫
વણસ્યું કામ કલપનું તે પલકમાં સુધારે;
એવી જેની બુધ્ધિઓ ઉત્તંગ છે. માનોની તમે. ૬
અવળાનું સવળું કરી નાખે;
ભાગે અધ દુઃખ જે અભંગ છે. માનોની તમે. ૭
રાત દિવસ સતસંગમાં ગમે દયા;
તે બેઠા શ્રીહરિને ઉચ્છંગ છે. માનોની તમે. ૮

---

પદ—રાગ પરજ

હરિજન ! દુઃખ મા ધરશો રે, ધીરજે હરિ ભજતાં ઠરશોરે;
દુઃખ મા ધરશો કૃષ્ણ સમરશો તો ભવદધિ સદ્ય તરશોરે. હરિજન. ૨૭.

ગુણ ઘણો છે દુઃખ સહ્યામાં, કરવો એમ વિચાર રે;
નહિ તો હરિ હિતનું દુઃખ સહે કેમ, સમરથ કરુણાગાર. હરિજન. ૧
પાપ સકળ સંતાપ નિવારે, એક હરિનું નામ રે;
હરિ રટાય નિત્ય તદપિ મટે નહી, તો ગમતું ઘનસ્યામ. હરિજન. ૨
માયા મોહ વધે સુખ પામે, વિષય વિષે મન ચૂર રે;
કૃષ્ણપાસે દુઃખ કુંતાએ માગ્યું, દુઃખે હરિ નહીં દૂર. હરિજન. ૩
તેજ કુસંગ જે હરિને ભુલાવે, સમરાવે તે સતસંગ રે:
સુખ ભુલાવે ને દુઃખ સંભરાવે, માટે ન કરે હરિ ભંગ. હરિજન. ૪
લૌકિક કલેશ અંગીકૃત લક્ષણ, અલૌકિક મેળવે નાથરે;
શ્રી હરિરાયજી વાક્ય વિલોકો, શિક્ષાપત્ર જાંહાં ગાથ. હરિજન. ૫
કોહેને મળ્યા કૃષ્ણ કષ્ટ પામ્યા વિના, સાભળો શાસ્ત્ર પ્રમાણરે;
વિપત પડે તોપે હરિ ના વિસારે, તેને ગણે હરિ પ્રાણ. હરિજન. ૬
સુખ આવે છાકી નવ જઇએ, દુઃખ આવે નવ ડરીયે રે;
આપણુથી આધકાને જોઇને, ગર્વ ક્લેશને હરીયે. હરિજન, ૭
તપે ટીપાય કનક સહે મોતી છેદ ધરે નહીં સાંસ રે:
તો મહિપતિ મન ભાવે ભૂષણ, આપે હદેપર વાસ. હરિજન. ૮
અંતરજામી નથી અજાણ્યા, વલ્લભ છે ઘણું દાસ રે;
દયાપ્રીતમ સહુ સારુંજ કરશે, રાખજો દ્રઢ વિશ્વાસ. હરિજન. ૯

૫૬.

જો હરિભાવ નથી રે ભાવ નથી;
હારો સહુ શ્રમ મિથ્યા જાણુ,
હું કહુ તેવુ પરમાણુ. જો હરિ૦ ટેક
કામ જીત્યો ત્ય રે વધ્યો એક વ્યંઢળ,
ક્રોધ જીતે વધ્યો વૃક્ષ રે;
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર,
યોગી કહે નહીં દક્ષ. જો હરિ૦ ૧
મોહ જીત્યો ત્યારે વધ્યો એક શૂરો,
વ્યસની વધ્યો ઉત્યો ઞ ર રે;
મત્સર જીતે ત્યારે ઉન્માદ વાધ્યો,
સમજુ બોલે સર્વ જો હરિ૦ ૨
પવનહારી તો વધ્યો એક પન્નગ,
પય આહારી તો વત્સ રે;
મધુરભાષી તો મયૂર વધ્યો એક,
તીર્થ સ્નાની તો મત્સ્ય. જો હરિ૦ ૩
વેદ ભણ્યો ત્યારે વધ્યો એક રાવણ,
વિવિધશાસ્ત્ર ચંડાળ રે;
પૂજાયો ત્યારે વધ્યો એક મણિધર.
વણ્ માત અસ રંગ રોળ. જો હરિ૦ ૪
શૂન્ય સમાયે વધ્યો એક કેરી,
વધ્યો મૃગ વાસે રાનરે;

અલ્પ આહારી તો શુક વખ્યો એક,
અલ્પ નિદ્રા તો શ્વાન. જો હરિ૦ ૪

દાન આપી એક વખ્યો યશલોભી,
વખ્યો અશક્ત થયે શાંતરે;
ત્યાગી થયો ત્યારે વખ્યો એક હળદી,
અહિ વખ્યો વસે એકાંત. જો હરિ૦ ૫

શીત ઉષ્ણવૃષ્ટા સહે વખ્યો એક તરુવર,
તૃષા તજ્યે વખ્યો ઘુણરે;
નિઃશંક થયો ત્યારે સાંઢ વખ્યો એક,
રોગી વખ્યો તજ્યે લુંણ. જો હરિ૦ ૭

વખ્યો પતંગ હોમ્યે તન અગ્નિ,
બુડ્યે જળ વખ્યો એક દુખીયોરે;
વડો કર્યો ત્યારે દીપ ઓલાયો,
મહાજન કહે નહીં સુખીયો. જો હરિ૦ ૮

સહિત ભાવ હરિ સરવ સફળ છે,
અંક સહિત જ્યમ શૂન્ય રે;
દયો કહે હાર ભજી લ્યો ભાવે,
કદી રહે નહીં નૂન્ય. જો હરિ૦ ૯

## પદ-રાગ હલારી

નથી કોઈ સાધનનું રે કામ, એક દીનતા માત્ર રાજી છો;
ગરવગંજન છોજી ઘનશ્યામ, એક દીનતા માત્ર રાજી છો. ટેક.
રાસ રમતાં ગોપી ગર્વ થયો ત્યારે, હરિ થયા અંતરધાન જોઈલ્યો;
શ્રમ કરી થાકયાં કાંઈ અર્થ સર્યો નહિ, આવી દીનતા મળ્યા ભગવાન. એક૦ ૧
યશોમતી પરમ પ્રયાસ સુત બાંધવાને, બોતેર લક્ષ મેલ્યાં દામ, જોઈ લ્યો;
હારી ગયાં તોએ હરિ ન બંધાયા, આવી દીનતા ત્યારે સર્યું કામ. એક૦ ૨
અરજુનનું અભિમાન હરવાને હરિએ હરાવ્યા બ્રાહ્મણના બાળ, જોઈ લ્યો.
અતિ ઉદ્યમ કરી થાકી કાયર થયા, ત્યારે આણીને આપ્યા ગોપાળ. એક૦ ૩
આદિપુરાણે કથા સ્વાયંભુમનુએ, કર્યાં કોટી સાધન વસી વન, જોઈ લ્યો;
હારીને આવ્યા પેર ફળ નવ દીઠું, કાંઈ આવી દીનતા મળ્યા મોહન એક૦ ૪
મઘવાતણો મદ મર્દન કરવા, કૃષ્ણે કરાવ્યો ગોવર્ધન યજ્ઞ, જોઈ લ્યો;
શ્રમ કરી હાર્યો, આવી દીનતા પાય પડયો, હરિએ હર્યા ભય ભગ્ન. એક. ૫
જદિ જીત્યાનો અહમેવ હતો રાણાવ્યાસને, હરિએ મૂકાવી કર્યો ભંગ, જોઈ લ્યો;
વિષય માધવદાસે દીન થઈ ભાજી અરપી, એટલે પ્રસન્ન શ્રી રંગ. એક૦ ૬

અતિશે સેવા ગોવિંદદાસ ભલાએ કીધી, મદ દેખી હરિ ના પ્રસન્ન, જોઈ લ્યો;
ત્રિપુરદાસ ભક્ત કેરી છીંટેથી શીત સમી, આવી દીનતા હર્યું હરિ મન. એક૦ ૭
સઘળાં સાધન અહંકાર બગાડે, અંતરાય મોટો એ જગખ્યાત, જોઈ લ્યો;
સહેજે દયાના પ્રભુની પ્રાપ્તિ કરાવે, એવી દીનતા એક વેદે વાત. એક૦ ૮

---

## પદ-રાગ ભૈરવ

રટની શ્રીકૃષ્ણ નામ સહુસુખકારી રે;
પરમ આનંદરુપ અઘદુ:ખહારી રે. રટની. ટેક.
મોટા મોટા સુર મુનિ લોભી રહ્યા જેમાં રે;
તે તે સહુ સાધન આવી ગયા એમાં રે. રટની. ૧
સકળ ધરમ હરિનામ કેરો અંશ રે;
એની ના પ્રવરે કોઈ વેદમાં પ્રશંસ રે. રટની. ૨
અવળું હશે જે તે પણ સવળું થઈ જાશે રે.
પ્રભુજી પ્રસન્ન એથી થોડા માંહે થાશે રે. રટની. ૩
આળશ મા કર ધર દઢ વિશ્વાસ રે.
કાયર મા થાશ તારી પૂરશે એ આશ રે. રટની. ૪
કોટી ચિંતામણિ વારું એવું છે એ નામ રે;
દયા જેણે જપ્યું તે તે થાય પૂરણ કામ રે. રટની. ૫

## પદ-રાગ વેરાડી

કૃપાળુ કૃષ્ણ સમો નથી કોઈરે. મેં તો નિશ્ચે જાણ્યું છે;
કૃપાળુ કૃષ્ણ સમો નથી કોઈ. ટેક
વેદથી વિરુદ્ધ લીલા કરી નાથેરે, બિચારાં અધમ સાંમુ જોઈરે,
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૧
જેણે બંધાયો તે કૃતિ કેશવનીરે, ગાતાં તે તો પાપ ને નાખે ધોઈરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૨
ધૃત વિષ જ્વર વાળાને તેનું તેરે, જ્વરાંકુશ સંગે અમૃત હોઈરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૩
પદ્મપુરાણમાં પ્રગટ વચન છેરે, સુણીને સહુ સંદેહ નાખજો ખોઈરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૪
વૈદ્ય વિઠ્ઠલવર ભાવ તે ઔષધ, કહાડે મહાદુઃસહ રોગ નીચોઈરે;
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૫
અતુલ દયાનો પ્રભુ પ્રગટ ના થાત તો, ખરેખરા પતિત મરત રોઈરે,
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૬

---

## પદ-રાગ વેરાડી

દયાળુ અખિલ જગમાં એકરે, માહારો વ્રજનો વહાલો છે;
દયાળુ અખિલ જગમાં એક. ટેક
પારધી સ્વદેહે સ્વધામ મોક રે, ક્ષમા કર્યા સહેજે દોષ અનેકરે
માહારો વ્રજનો વહાલો છે, ૧
પૂતનાને ગતિ માતની આપીરે, જેણે મહા કીધો કપટ વિવેકરે;
માહારો વ્રજનો વહાલો છે; ૨

સાચો શત્રુ કંસ મુક્તિ પમાડ્યોરે, ના મૂકી કૃપાની ટેકરે;
માહારો વ્રજનો વહાલો છે. ૩
પાપી અજામેલને જમથી મૂકાવ્યોરે, જ્યમ કાઈ ભુજંગ મુખથી ભેકરે
માહારો વ્રજનો વહાલો છે. ૪
એવી દયા દયા ઉપર કરજોરે, પ્રભુ ! હું છું સહુ સાધન રહિત છેકરે;
માહારો વ્રજનો વહાલો છે. ૫

---

## પદ—રાગ ધોળ

મનમોહનને ના ભૂલ તું. દેખી માયાનો રંગ,
અંતે પસ્તાવો બહુ થશે, કોઈ નહીં આવેરે સંગ,
મનમોહનને ના ભૂલ તું. ટેક.
દુર્લભ મનુષ્યા દેહ દેવને, ઇચ્છે ભરતખંડ એકવાર;
તે પામી તેં હરિને ના ભજ્યા, ધિકધિક તારો અવતાર.
મનમોહનને ના ભૂલ તું. ૧
અઠ્ઠાવીશ નરકની યાતના, સુણતાં આવેરે ત્રાસ;
તે ભોગવવાં પડશે તુને, જો નહીં સમરે અવિનાશ,
મનમોહનને ના ભૂલ તું ૨
આ ચાંદરણું દિન ચારનું, તેમાં શોધી લે વસ્ત;
અંધકાર ઓચિંતો થઈ જશે, આયુષ ઇંદુનો અસ્ત,
મનમોહનને ના ભૂલ તું. ૩
લાહાવો લીધું લેહેકાવતાં, રાજ્યાસનનો આનંદ;
શાણા હોય તે સમજી કરીને, વહેલા ગાજો ગોવિંદ;
મનમોહનને ના ભૂલ તું. ૪

આદ્યે મધ્યે અંતે લગી છે, દુઃખરૂપ સંસાર;
સુખ એક શ્રીકૃષ્ણ શરણમા, બાકી કયહું ન લગાર.
મનમોહનને ના ભૂલ તું, ૫
જમકિંકર જ્યારે ઘેરશે, કંઠે આવશે પ્રાણ;
સ્નેહ નથી કરતો શ્રીકૃષ્ણ શું, ત્યાંહા છોડાવશે કોણ,
મનમોહનને ના ભૂલ તું. ૬
માટે વાત અનેકની, કહું છું એક વચંન;
પ્રેમે ભજી લે શ્રીકૃષ્ણને, દાસ દયાના જીવંન.
મનમોહનને ના ભૂલ તું. ૭

---

## પદ–ઢાળ રાજીયાની

તાદશી જન તેને જાણીએ, કે જેમાં એવા ગુણ હોયરે;
નિંદાસ્તુતિ ના કરે કોઇની, સઘળે સમદષ્ટિ જોયરે. તાદશી જન.
દરશન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાનરે.
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે. તાદશી જન. ૧
સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાનરે. તાદશી જન. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનુ થાયરે;
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રુંધાયરે. તાદશી જન. ૩
પરદુઃખે દાઝે ઘણુંરે, કરે કોઇનો ના દ્રોહરે;
ઇંદ્રિજિત સાચા સદા, ના પામે માયામાં મોહરે. તાદશી જન. ૪

અકળ લીલા નંદલાલનીરે, તેમાં લગન જેનું મનરે;
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે. તાદશી જન. ૫
નટવર ઝળકે નેત્રમાંરે, કાન્તિ કરુણા મધ્યે હોય રે;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઈના ન જોયરે. તાદશી જન. ૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે;
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્તરે તાદશી જન. ૭
હરિ, ગુરુ, વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે;
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલરે. તાદશી જન. ૮
સેવા સ્મરણ સતસંગમાંરે, જેની આસક્તિ અતિરે:
કપટનો લેશ નહિ હૃદે, હરિ ચરણે સદા મતિરે. તાદશી જન. ૯
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશનીરે, સદા મુખે કૃષ્ણ નામરે;
તે ભગવદી તણા દાસનો, સદા દાસ દયારામરે. તાદશી જન. ૧૦

---

## પદ–ગત અદાની

( હરિ ! હું શું કરું રે, મારો માયા ના મુકે કેડો રે; એના જોટાનુ. )
શીદ કરે શોચનારે, છે શિર શ્રીજી સરિખા સ્વામી;
માહા કૃપાળ જનવત્સલ, સમર્થ ઈશ્વર અંતરયામી,
શીદ કરે શોચનારે. ટેક.

આત્માદિક સહુ કૃષ્ણ સમરપ્યું, કહે જૂઠું કે સાચું;
જો સાચું તો તારે શી ચિંતા, જો ચિંતા તો કાચું,
શીદ કરે શોચનારે. ૧

જે થકી કર્મ શુભાશુભ ઉપજે, તે મતિ હરિને અરપી;
પછી તેની કૃતિ તારી શાની, શીદ મરે છે ડરપી,
શીદ કરે શોચનારે. ૨
અશ્વ ચઢીને ખાખે ખડીયો, કહે શામાટે વહે છે;
વાહનને શો વિરામ તેથી, મૂરખપણે દુઃખ સહે છે.
શીદ કરે શોચનારે. ૩
તદા કહેશે તું કુકૃતિ કરાવી, હરિ કેમ કહેવાયે;
તે સાચું પણ તુજ કૃતિ કહેતાં, સહુ કર્તાપદ જાયે,
શીદ કરે શોચનારે. ૪
જાણી જુગુપ્સિત સજ્જન ન કરે, અશક્તતાએ થાયે;
જાણી જોઇ અનુચિત આરંભે, તે પછી શીદ પસ્તાયે,
શીદ કરે શોચનારે. ૫
એીછી પાપ કરે પસ્તાએ ન, તે તો કહીએ પાપી;
અથવા નારદાદિ પણ નિર્ભય, નિત્રે હરિ મતિ આપી,
શીદ કરે શોચનારે. ૬
તદા કહેશે એટલા ઉપર, મેં કર્યું ભાસે શા સારું;
તે પણ ઇચ્છા સમજ હરિ, તારું કરશે સહુ વારૂ,
શીદ કરે શોચનારે. ૭
અકળ અટપટી ઇશ્વર ઇચ્છા, દારદ નવ સમજાયે;
સહુ કરવા સમર્થ શ્રીજી પણ, નિજજન અશુભ ન થાયે,
શીદ કરે શોચનારે. ૮
કદિ વ્યવહાર વાણી મોટાની, ચિંતા સરખું ભાસે;
પણ સૂક્ષ્મ સમજણ છે માટે, અંતરથી નવ ત્રાસે,
શીદ કરે શોચનારે. ૯

સ્મરણ સમરપણ ના રહે નિરંતર, માટે ઉપજે ચિંતા;
જો રહે તો હુંપદ હારે સહુ, કૃતિ ભાસે ભગવંતા.
શીદ કરે શોચનારે. ૧૦
ચિંતા કોઇ વાતની પણ ન કરવી, શ્રી મહાપ્રભુ ભાખ્યું;
દયા પ્રીતમ પુષ્ટિ ફળ સંબંધ, મંત્રે નિજબળ દાખ્યું.
શીદ કરે શોનારે. ૧૧

---

## પદ–ગત દાદરાની

(" રૂદયા રુપ રંગીલુ રાખો, શ્રીકૃષ્ણ નામ સતત મુખે ભાખો," એ રાગ.)

મોરલી રમ્ય મનોહર વાઇ, મનોહર વાઇ,
મોરલી રમ્ય મનોહર, મનોહર વાઇ. મોરલી. ટેક
ભવ ત્રય તાપ હર્યો રે સાંભળતાં,
ચંચળ મન હરિચરણે જ વળતાં;
લાગ્યો ધ્યાસ ઉદાસ પ્રપંચથી. (૨)
કમળનેયન કમળવદન પરમ રસિક–
સપ્ત સ્વર ત્રણ ગ્રામ વેદ ધ્રુની ગાઇ. મોરલી. ૧
વિધિ સુર ગહન ગતિ નવ જાણે,
શુક સનકાદિક કીરતિ વખાણે,
તપ કરે શંકર નારદ મુંબર, (૨)
સારીગમપધની ધપમગરી સસારીરીરી
ગગગરીરીરીરી, સંગીત ચતુરાઇ. મોરલી. ૨

શ્રી હરીનો દયા જરા રંગ લાગ્યો,
આ સંસારનો ભયસહુ ભાગ્યો;
ફરી ફરી જનમ નથી અવતરવું, (૨)
શ્રવણ મનન હરિ કીરતન ભજન–
પૂજન રામનામ નવનિધ સુખદાઇ. મોરલી. ૩

પદ–રાગ સોરઠ, ગત દીપચંદીમાં

શ્રીજી શા માટે રે સાંભળતા છો નહી;
મારી વિનતિ વહાલાજી મુને તે કહોની,
કેહેશો સુણીએ છીએ તો ઉત્તર દોની. શ્રીજી શામાટેરે. ટેક
ગમુ તમને તેવો હુ તો કયમ થાઉં;
માયા જાળમાં ઘેરાયો છું તે કયાં જાઉં,
તમો વિના નથી બળ કયાં અથડાઉં. શ્રીજી શામાટેરે ૧
સેવું કયમ સમરું અગ્નિ બળતાં;
છો દયાળુ દયા ના આવે ટળવળતાં,
કૃપા કરો તો વિલંબ નથી દુ:ખ ટળતાં. શ્રીજી શામાટેરે. ૨
જાણી જોઇને નાખેલો ત્યાં હું શું કહું કથી
સ્વામી છો તદપિ કહ્યા વિના રહેવાતું નથી
મારું કાંઇ ન ચાલે હું તો મરું છું મથી. શ્રીજી શામાટેરે. ૨
જીવ દુષ્ટ સ્વાભાવિક તે તમે જાણો;
મારા શામાટે અવગુણ આણો,
નથી આણતા તો આવડું શીદ તાણો. શ્રીજી શામાટેરે. ૪

જેને પ્રાણ સરીખું પ્યારું કહીએ;
તેને પોતાનો જાણીને પાણિ ગ્રહીએ,
એમ તેથી છેક અળગા નવ રહીએ. શ્રીજી શામાટેરે. ૫
હરિ હું હાર્યો હાવાં કરગરતો રડતો;
તેનો જવાબ હજી કાંઇ નથી જડતો.
રખે પતિત જાણીને મુકયો હોય પડતો. શ્રીજી શામાટેરે. ૬
મારા વહાલા મારી અકળામણ ટાળો;
કૃપાદ્રષ્ટિએ કરીને મારા સામું ભાળો,
જેવો તેવો છે દયો તમારો પાળો. શ્રીજી શામાટેરે. ૭

---

## પદ-રાગ સોરઠ, ગત દીપચંદી

મન તે મોહનમાં શેં ના મોહ્ય, તેને કાજે શીદ ચિત્ત પ્રોય. મન તે મોહનમાં૦ ટેક.

જગ મનમોહન મદન છે ને, મદન મનોહર કૃષ્ણ;
જો તેમાં મન મોહ પામે તો, પૂરણ થાય પ્રીત તૃષ્ણ. મન તે મોહનમાં૦ ૧

દ્રવ્ય દેખી સહુ કોઇ ધાય તે, દ્રવ્ય જેનો અંશ;
તે કમળા મોહ પામી રહી છે, સહુ મોહન અવતંસ. મન તે મોહનમાં૦ ૨

નારી નરચિત્તચોર છેરે, નર નારીચિત્તચોર;
તે બન્નેનું મન મોહ પામે, નટવર નંદ કિશોર. મન તે મોહનમાં૦ ૩

જેને કશી નહિ કામનારે, એવા જોગી જ'ન;
તે જેના મોહ પામી રહ્યા છે, સોંપી તન મન ધન. મન તે
મોહનમાં૰ ૪

જેની રચના જોઈનેરે, મોહ પામે સહુ જન;
તે કરતાના કમી કસી રહે, દયા વિચારો મન. મન તે
મોહનમાં૰ ૫

---

પદ-ગત ચાલતી લાવણીની

"એક વર્યો ગોપીજન વલ્લભ, નહિ સ્વામી બીજો," એ રાહ.
ગોપીનાથ નામ કીરતન નિર્ભયાનંદકારી,
પાપ સકળ સંતાપ દુર્મતિ, મહાસંકટહારી. ગોપીનાથ નામ૰ ટેક.
ગોમતી ગંગા યમુના સરજુ તત્ર નર્મદા ગો;
ગોપાલ બાલ કીર્તિ સરતી યત્રોચ્ચારતી ગો,
ગો વણુજીતે કૃષ્ણ કીર્તને પ્રાપ્તિ લો વર ગો;
ગોત્રનાથ ગોત્રના તુલા ફલ, દાન કોટી જો ગો. ગોપીનાથ નામ૰ ૧
પિતા માતા ગુરૂ ગોબ્રાહ્મણ, મહા પવિત્ર સ્વાદો પી,
પિશાચ પ્રેતાદિ નામે, હરિ નામેથી ડરપી;
પિનાકી ગો નિઃસાધની પદ પામ્યા, કૃષ્ણ નામ જપી;
પીડા ભવ ભય માયા કાળથી, છૂટે કૃષ્ણ જપી. ગોપીનાથ નામ૰ ૨
નારાયણ નામે તર્યો દ્વિજ, પાપી પ્રેમ વિના,
નામાભાસે સુગતિ પુંશ્ચલી, પામી અમિત ગુના;

નાથ અનાથ તણા એ રીતે, સમજી લે તું મના,
નારદાદિ ગ્રહ્યું નામ તજી, ઉપાય બહુ વિધિના. ગોપીનાથ નામ૦ ૩
થરથર ધ્રુજે કાલ અજા, હરિ નામે સમરથ,
થવું ન કષ્ટી વન ન જાવું, સહેજે સરે અરથ;
થડ મૂકી ડાળાં સિંચો, શું સમજો સુભમ પથ,
થશો પરમ પદ ભોગી દયા, ગાતાં ગોપીનાથ. ગોપીનાથ નામ૦ ૪

---

## પદ–રાગ પ્રભાત

જીવતા જાણવા પ્રેત, એવા જન જીવતા જાણવા પ્રેત;
સાધુની સંગત સ્વપ્ને ગમે નહીં, હરિ ઉપર નહીં હેત. એવા જન૦ ૧
પૂરા પ્રવીણ માયા મમતામાં, ધરમની વાતે અચેત;
ચાડી ચુગલી કરે અરીખા, કહે તે સ્ચે નહી ઉજેત. એવા જન૦ ૨
આઠે પ્રહર વિષયમાં રહે વળગ્યા, વિવચીશું સંકેત;
દગો કરે નહીં કરે દોષથી, એ જ આપને(સર્વને)બુડાવેત. એવા જન૦ ૩
મલિન કરે કૃત્ય મગ્ન રહે, કદી કામ કરે નહીં શ્વેત;
કહે દયો આપે બુડે ત્યાં શું અચરજ, બાળે કુટુંબ સમેત. એવા જન૦ ૪

---

## પદ-રાગ શ્રીપદ

હાંરે ભાઈ ભજન સમો વહી ચાલ્યો, હાવાં ક્યારે ગોવિંદ ગાશો;
હવડાં તો લહેતા નથી ભાઈરે, પાછળ બહુ પસ્તાશોરે. ભજન૦ ૧
જ્યારે તું લક્ષ ચોરાશીમાં બહુ ભટક્યો, દયા પ્રભુને આવી;
કૃપા કરી મનુષ્યાદેહ આપી તે, તેં વૃથા ગમાવીરે. ભજન૦ ૨
પ્રભુએ આ અવસર તુજને આપ્યો છે, કરવા અનુગ્રહ તારો;
ઉંડા જળમાં શીદ ધસે ફરી, ચઢીને ઓવારોરે. ભજન૦ ૩
મન તું કામ ક્રોધ અહંકાર તજીને, સંભાળની કાંઈ તારું;
આ તો ચાર દિવસનું ચાંદરણું, પાછળ ઘોર અંધારુંરે. ભજન૦ ૪
મન તું હરિ ભજ હરિ ભજ, હરિ ભજ, હરિ ભજન વિના સહુ કાચું;
જે માને તે મહા સુખ પામે, દયો કહે સહુ સાચુંરે. ભજન૦ ૫

---

## પદ-રાગ બરુઓ અથવા ભીમ પલાસી, ગત ઠુમરીની

રહે રાજી રાધાનાથ, સહુ તજી તેજ કરો એક જેમ બને;
જેથી બગડ્યું સુધરી જાય, અધર્મ ધર્મ થાય, સહુ વસ્તુ ફને.
રહે રાજી૦ ૧
ચંદ્રહાસને વિષ વિષયા થઈ, વણુસ્યું સુધર્યું કાજ,
અનાયાસ આનંદ પામીયો, બે રમણી ને વળી રાજ;
સહુ તજી તેજ કરો. રહે રાજી રાધાનાથ. ૨
બ્રહ્માદિકને ભય ઉપજાવે, એવું કાળનું જોર;
તે ધ્રુવજીનું થયો પગથીયું, જેમ વળાવા ચોર. સહુ તજી૦ ૩

દીતિએ ઇંદ્રનો અરિ ઉપજાવ્યો, તેજ મરત ગણુ મિત્ર;
અધર્મ ધર્મ થયા પાંડવને, કૃષ્ણ પ્રસાદ ચરિત્ર સહુ તજી૦ ૪
ભીમસેનને પથ્યરુપ વિષ, થયું શાસ્ત્રમા વાત;
વિનતિ વિના ભય દુઃખ હરિ, હરિજનના વિખ્યાત. સહુ તજી૦ ૫
એવાં છે ઇતિહાસ ઘણા પણ, સમજો સ્વરૂપ જ માંહ્ય;
શ્રીજી સન્મુખ હોય દયા જ્યા, સરવે સન્મુખ તાંહ્ય. સહુ તજી૦ ૬

---

## પદ–રાહ ઉપરના પદની

હરિ હિત કરતા કદી પાપ તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો;
જેમાં દશિ અનાદર થાય તે, પાપ રુપને પરમાણો. હરિ ટેક ૧
નિજ વાક્ય પાળ્યું નૃપ દશરથ, કર્યો અનાદર રામ;
દયાનિધિ હરિ માટે સ્વર્ગ પણ, પુરિજન સગવ સ્વધામ.
તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો. હરિ. ૨
વસુદેવ વચન આપ્યું કંસને, આણી આપીશ સર્વ બાલ;
કર્યો અધર્મ પણ ધર્મ ઠર્યો, વ્રજ પધરાવ્યા ગોપાલ.
તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો. હરિ. ૩
ઋષિપત્નીએ પતિ વચન અલોપ્યું, પ્રભુ પોષ્યા થયો ધર્મ;
યજ્ઞ વિધિ હરિને દુભવ્યા તે, મુનિનું ઠર્યું કુકર્મ.
તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો. હરિ. ૪
અર્જુને પાપ કર્યું દ્વિજહત્યા, કરી ઋષિ પંકજનેન;
ક્ષત્રી ધમ સાખ્યો પ્રભુ પીડયા, માટે ભીષ્મ પડયા શરસેન.
તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો. હરિ. ૫

ગુરુ ઓળંઘી બળિએ હરિ સંતોષ્યા, પાપ થઈ ગયુ પુન્ય;
ધર્મ શિખ હિત હરિ અવમાન્યથી, અધર્મી ઉશના મુન્ય.
તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો હરિ. ૬
પરમ ધર્મ તે એ જ જાણવો, પ્રભુ પ્રસન્ન જે વાત,
દયા દયાનિધિ શ્રી મુખે ભાખ્યું, તે મેં વર્ણવ્યું ખ્યાત.
તે પણ ધર્મરુપ નિશ્ચે જાણો. હરિ. ૭

---

## પદ–રાગ ભૈરવ

પ્રાણ પ્રયાણ સમે પ્રભુ માગ, મુને દેશો ના જમ કર જાવા રે;
જેવો હું રે થયો માગ વાહાલા, તેવા તમો યોગ્ય નહિં થાવા રે.
પ્રાણ૦ ૧
સકળ દોષનું પાત્ર પતિત હું, અધમ સરવથા ઈશ રે;
સેવા સમરણ સાધનહીનો તોયે, રાખી લેજો જગદીશ રે. પ્રાણ૦ ૨
શરણ આવ્યો છું સમર્થ જાણી, ઉગરવાની આશે રે;
બરદ વિચારી બાંહ્ય ગ્રહો, હું કંપુ છું કાળને ત્રાસે રે. પ્રાણ૦ ૩
મારી પાસાનું સહુ કાચું છે, તે સામુ રખે ભાળો રે;
કિંકર જાણી કેશવજી મારું, સરવે આપ સંભાળો રે. પ્રાણ૦ ૪
આપ કરો તો શું નવ થાયે, જે ન કરો તે બાકી રે;
રંક જાણી મુને રાજ નિવાજો, ઘણો ગયો છું થાકી રે. પ્રાણ૦ ૫
દીનબંધુ છો માટે દાવો, બાકી ન મળે જોર રે;
દાસ દયાના પ્રભુ કરુણાનિધિ, નટવર નંદ કીશોર રે. પ્રાણ૦ ૬

---

## પદ-રાગ કેદારો ૬૪

એવી અચલ ભક્તિ તારી આપ મુને મોહન, કરુણાનિધિ ગિરિધારી રે;
કાયા વાચા મનસાએ કરી, સેવા કરું સદા હું તારી રે. એવી૦ ૧
નેત્રે મારે તુંને નખ શિખ નિરખું, નોછાવર કરું પ્રાણ રે;
માલ્ય વૃંદા દલ અંઘ્રિ પ્રસાદીની, લેઉં સુગંધી ઘ્રાણ રે. એવી૦ ૨
રસનાએ તારા ગુણ યશ વરણું, રંક અખંડ અભિધાન રે,
તારું કથામૃત શ્રવણે મારે, પ્રેમે કરું નિત્ય પાન રે. એવી૦ ૩
હસ્તે હરિ કરું તારી સેવા, મન પ્રીતે કરુ ધ્યાન રે;
ચરણે ચાલી તારે મંદિર આવું પણ,વ્યાપે નહી અભિમાન રે. એવી૦ ૪
સર્વાંગે કરી કરું તુંને દંડવત, સદા રહું તારે શરણે રે;
કહે દયો આપોશ્રીકૃષ્ણ એટલું, મારું ચિત નીત રહે તમ ચરણે રે. એવી૦ ૫

---

## પદ-રાગ પ્રભાત

શ્રીકૃષ્ણ રાધારમણ, પૂર્ણ પુરુષોત્તમ, ગોકુળાધીશ, મુજ રુદયા વાસો,
શ્રીનંદનંદન નરાકૃતિધરણ નાથજી, તમતણી ભક્તિ મુને અચળ ભાસો.
શ્રી૦ ૧

શ્રીગુરુ શ્રીવલ્લભનાથ શ્રીવિઠ્ઠલ પ્રભુ, કરી કૃપા સદા મુને શરણ રાખો;
કોટી કંદર્પ લાવણ્ય નટવર વપુ, મદનમોહન નિત્ય વદન દાખો. શ્રી૦ ૨
ગોપીપતિ બંસીધર ત્રિભંગ લલિતાકૃતિ, તમશું મુજમન સદા રાખો ચાહુ;
યમુનાવર શ્રીસુંદરસ્યામ સર્વે શ્રવણ, રુચો રખે અન્ય મુને દષ્ટે જાઉં.
શ્રી૦ ૩

વ્યાપી વૈકુંઠદાયક શ્રી લીલાપતિ, અખંડ લીલાનું મુને સુખ આપો;
કેશવ કરૂણાનિધિ દામોદર દીનપતિ, સદા સ્વભૃત્ય કરી મુજને થાપો.
શ્રી૦ ૪

શરણાગત વત્સળ પુષ્ટિ રમાપતિ, તમ ચરણશું પ્રેમ અચળ જગાવો;
હે પરમાનંદ પરબ્રહ્મ મુને તમ વિષે, આપો અનન્યતા રખે ડગાવો.
શ્રી૦ ૫

એટલી વસ્તુ મુને શિઘ્ર આપો પ્રભુ, તમે કરો મારું જેમ શ્રેય થાય;
શ્રીમુખે કહો મુને 'તું છે મારો દયા,' હે સ્વામી ત્યારે મારા તાપ જાય.
શ્રી૦ ૬

---

૫૬

( " સાચું તે સગપણરે, સમજ મન શ્યામતણું. " એ રાગ. )

હાવાં ક્યાંથી મળો છોગાળા રે, ઓ અલબેલાજી ફરી, ટેક.
ઘણે દહાડે મારે હાથ ચઢ્યા છો, મન ગમતું સુખ લેશ;
ખટપટ મુકી ખુશી થઇને, ગમશે ત્યારે જાવા દેશ,
જોર કરી જાશો રે, હું તતક્ષણ જાઇશ મરી. હાવાં ક્યાંથી૦ ૧
જે કહું તે જગજીવન છો, મારે નથી અન્યનું કામ,
પ્રેમ પયોધિ પાતળિયા, મારા વિરહ દુઃખના વિશ્રામ;
ઝાઝું કહેવું શાને રે, જેજો તન તાપ હરી. હાવાં ક્યાંથી૦ ૨
તન મન મારું તમશું બાંધ્યું, પ્રભુ હાવાં શું કહું વિશેષ,
મારા ભાગ્યમાં છો તમો ભૂધર, લખ્યા વિધાત્રા લેખ;
ડરું ના દુર્જનથી રે, લજ્જા મેં તો મુકી પરી. હાવાં ક્યાંથી૦ ૩

આતુર જનતી આશ પૂરવી, ચતુરનું લક્ષણ એહ,
દાસ દયાના પ્રભુ હું છું તમારો, મે તો તમને સમરપી દેહ;
પૂરો કોડ મનના રે, અમપર મેહેર કરી. હાવાં ક્યાંથી૦ ૪

પદ. . ૫.

( " સાચું તે સગપણ રે, સમજ મન સ્યામતણું. " એ રાગ. )
હરિ ના ભજ્યા તેં સહેજે રે, અલ્પ પ્રાણી આ શું કર્યું. ટેક.
ફેરો પડયો ફોગટ રે, મનુષ્યા જન્મ ધર્યું ના ધર્યું;
શો કરાર હરિ આગળ કીધો, આંહાં ક્યમ વિમુખ થયો,
ઘણો કાળ ભટકયો ભાઇ ભવમાં, માયામાં પચી રહ્યો;
કહેને કશું કારજ રે, અધમ તારું તેથી સર્યું. હરિ૦ ૧
વિષયતણું સુખ સઘળે છે, તુ જ્યાં જઇ જનમ ધરેશ
મનુષ્ય દેહ પામે મુરખ હરિ, સમરણ સુખ ક્યા લેશ;
જશે રત ઉલી રે, પછે હતું તેમનું તેમ ઠર્યું. હરિ૦ ૨
તારા ભવનમાં ચોરી થાય છે, તું નવ જાણે કશું,
જો સમજે તો જોને સંભાળી, ઘણું એક દ્રવ્ય ખસ્યું;
શેષ સાચવી લે રે, પહેલું ધન હતું તે હર્યું. હરિ૦ ૩
કાયર થઇને કૃષ્ણ ના સમર્યા, ભાવે ભુગતો સંસાર,
જાવું પૂરવ દિશા ને ચાલ્યો પશ્ચિમમાં, તેનો પછી ક્યાં પાર;
ક્યા જો વિચારી રે, ભજન વિના કોણ તર્યું. હરિ૦ ૪

## પદ—રાગ પ્રભાત. (૯)

મારી શી ગતિ શ્રી હરિ કાંઇ સમજ્યો ન હું, મુરખ કેવળ ને અહમેવ મોટો;
બગતણી જોડ હું હોડય કરું હંસની, એ જ આ દેહ માહા રોપ ખોટો. મા० १

પૂરણ છું પતિત, પણ પુનિતતા ના મળે, મિથ્યા મનની મહત્તા ન જાયે,
પતિતપાવન પ્રભુ, બરદ તો સત્ય પણ, હુંજ ખોટો કોને કયમ કહેવાયે. મા० २

કહેણુ મોટી કથું, રહેતો અલ્પ નહીં સમો, લોક સાચો લહે પણ હું જુઠો;
છું એવો પ્રગટ, કહું છું પ્રભુ છો ધણી, રંક છું રાજ રુઠો કે તુઠો. મા० ३

મારી પુરવ કરણી અધમ તેથી આ અધમ, સ્વભાવ મારો હું નિશ્ચે લહું છું;
તમતણો વાંક હું એમાં કાઢું કયમ, મેંજ વાઢયાં છે તે હુંજ વહું છું. મા० ४

દોષ અવગુણનો પાર આવતું છેજ નહીં, ઉગરવાનો નથી એક આરો;
બુડુ છું ભવ વિષે, કર ગ્રહો કૃષ્ણજી, તમ વિના કયહુ નથી ઠામ મારો. મા० ५

જેવો છું તેવો તવ શરણ આવી પડ્યો, હરિ ગમે તેમ કરો રાખો ભારો;
ભણે દયો દાસ શ્રીકૃષ્ણ છું તમતણો, હું તમારો તમારો તમારો. મા० ६

## પદ—રાગ બીલાવર.

એકજ નામ શ્રીકૃષ્ણનું, સઘળાં સુખ આપે;
મદનમોહનજીને મેળવે, દુ:ખ દુકૃત કાપે. ૧
વળી એવું પણ સાંભળ્યું, સદા હરિ હરિ કહેવું;
વિરુધ્ધ ટળે બેઉ વચનમાં, હારદ કહ્યું તેવું લેવું. ૨
આતુર અરજ કરે સદા, ફળ તો સાંભળે સ્વામી;
કહ્યું વચન સુણી માનશે, છે એ સમજની ખાંમી ૩
માટે નિરંતર નાથનું, નામ રટતાં રહેવું;
કોઇ એક દિન મન આવશે, સઘળું ફળ ત્યારે લેવું. ૪
ધણીએ ધાર્યું હશે તે સમે, જોગ સપળો મળશે;
ખોયા દિવસનો ખંગ સૌ, એક પળકમાં રે વળશે. ૫
કોણ જાણે ક્યકે કેટલે, અગ્નિ ચકમક પડશે;
કઇ ગોળી કયું તીર જઇ, તે નિશાનને અડશે. ૬
પાકયા દાવ પાસે ના પડે, જાણે સૌ નથી જાને;
પાસા પેરે પ્રભુ સમજવા, મરજી હોય ત્યારે માને. ૭
હરિ મરજી નથી હાથમાં તદપિ વળગ્યું રહેવું.
નહીં નિરાશ કરે નાથજી, નિદાન એવું લહેવું. ૮
કયહું ફળ શ્રમ કયહું સહજમાં, ઇશ્વર કરે મનગમતું;
ઉદાહરણ કહું સાંભળો, સુણતાં ઠરે મન ભમતું. ૯
ગજગણકા અજામેળને, સદ્ય શ્રી હરિ ફળીઆ;
ઘણા કાળ બ્રહ્માદિક તપ્યા, તોહે તાપ ન ટળીઆ. ૧૦
સદા સ્વતંત્ર શ્રીનાથજી, ગમશે તેમ તે કરશે,
પણ એટલું તો નિશ્ચે ખરું, શરણે આવ્યાં તે તરશે. ૧૧

જેમ જેમ આતુરતા આત, તેમ ફળ પામે લ્યો જોઇ;
જેટલી પાવકની પ્રબળતા, તેટલી શિઘ્ર રમોઇ. ૧૨
શિઘ્ર મળવું તેને શ્રીહરિ, આતુરતા બહુ આપે;
એ ફળ સહુ સતસંગથી, સુખ બહુ દુઃખ કાપે. ૧૩
સાધન શૂન્ય સર્વાં સહુ, નામ અંકને ઠામે;
અંક વિના સુના શૂન્ય સહુ, અંક સ્વયમ્ આવે કામે. ૧૪
ભાવે કભાવે કયમે કહીએ, નામ ફળ નહીં કાચું;
ઉલટ સુલટ પડ્યું ક્ષેત્રમાં, બીજ ઉગે એ સાચું. ૧૫
દયા પ્રીતમ શ્રી કૃષ્ણનું ચિંતામણિ નામ;
અન્ય નહીં કાંઇ ઉચ્ચર્યે, મન પૂરણ કામ. ૧૬

---

## પદ—રાગ સોરઠ

( " જીવ તું સદાએ સજાઈ રાખ રે, અચાનક જાવું થાશે, " એ રાગ )
ભાગવત જાણીને શું કીધું ઓ ભાઇ રે, તેં ભાગવત જાણીને શું કીધું;
મારે જંતુ અહી મણિ અજવાળે, તેમ તે ઉદર પોષી લીધું રે. ઓ૦ ૧
પારસમણિનું પાત્ર હાથમાં, ઘેર ઘેર ભિક્ષા માગે;
જ્યાં લગી વસ્તુજ્ઞાન ના ત્યાં લગી; દુઃખ દારિદ્રય ના ભાગે. ઓ૦ ૨
દુઝણી ગાયને ગોતુ માંડીને, પય જેમ પર લેઈ જાય;
તેમ તું બોધ કરી પૂજા પામે, આપ ધાવ્ય કોઈ થાય. ઓ૦ ૩
જેમ મલિયાગર પોઠી લાદ્યો, તે સુગંધી શું જાણે;
જ્યાંલગી સાર ના સમજ્યો, ત્યાં લગી તું પણ તે જ પ્રમાણે ઓ૦ ૪

રતિ કૃષ્ણની ધર્યં તો મન, દયા અખિલ પર આવે;
ત્યારે હું જાણું ભાગવત ભણ્યો, ગર્વ છર્યાં નવ આવે. ઓ૦ ૫
જર જરાદિ તૃષ્ણા મન જ્યા લગી, ત્યા લગી હરિ નવ રીઝે;
આટલા ઉદ્યમ તેમા વધ્યો એક, સુણી સમજુ નવ ખીઝે. ઓ૦ ૬
દયા પ્રીતમ શ્રીજી શ્રી ભાગવત, એક રુપ છે બધે,
નિસ્પૃહ અણુ અભ્યાસ કરેથી, જીવન મુક્ત નહીં સધે. ઓ૦ ૭

---

## પદ—રાગ કેદારો.

તે ભગવદીના દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોયે તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટે રે. તે૦ ૧
પ્રેમ ભક્તિમાં પચેલા પૂરા નિંદા કરે નહીં કોની રે,
અંતરમાં અવિનાશી વસેલા, નિમળ મતિ સદા જેની રે. તે૦ ૨
સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું, નિશદિન ધ્યાન ન મુકે રે;
શ્વાસ ઉશ્વાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચુકે રે. તે૦ ૩
ક્ષમા દયા સમદષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે,
સતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનદમા મ્હાલે રે તે૦ ૪
જેનું સરવ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે;
દઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન ગખે કાચી રે. તે૦ ૫
અન્ય પ્રસાદી અન્યાશ્રય વરજે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે,
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬

ઇંદ્રિજીત અભિમાન રહિત શુચી, મોહ માયાથી અળગા રે;
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે;
દયો ભણે તેના ચરણુની રજ, મારા શિર પર સદા ઠરજો રે. તે૦ ૮

---

## પદ—રાગ ભેરવ

જેવો તેવો તમ શરણે આવ્યો, શ્યામ સંભારી લેજો રે;
મારાં કૃત રખે જતાં કરો પ્રભુ, જેમ તેમ ગુપ્ત કરજો રે. જેવો૦ ૧
જનુની જનક નવ જુએ કદાપિ, અર્ભકના અપરાધ રે;
તે ગતિ લહી મુને માફ કરો હરિ, મારા કોટીક બાધ રે. જેવો૦ ૨
મુરખ સુત ઉપન્યો ત્યારે તાતને, અવગુણ ઢાંકયે પાર રે;
પ્રગટ કરે તો પોતે લાજે, જાણે સહુ સંસાર રે. જેવો૦ ૩
ડાહ્યો હોય તે દુષ્ટ ન કરે, કરવો એમ વિચાર રે;
ઘેલાને તો ગતિ નહીં ત્યારે, તેને તે શો માર રે. જેવો૦ ૪
મેઘ ધાર મહી રજ નભ ઉડે, ગણ્યે કો લહે તેનો અંત રે;
તેથી મારા દોષ ઘણેરા ગણતી નહીં અનંત રે; જેવો૦ ૫
સમર્થ ધણીનો ભારે ભરોંસો, બાકી પાર ના પામું રે;
મારા કામમા કશી ન કરશો. હરિ તમારે શિર નામું રે. જેવો૦ ૬
ગોકળ અંતે પ્રગટ થશે ત્યારે, સર્વે જુઠો કહેશે રે;
દાસ દયાના પ્રભુ લજ્જા તમો કર, જેમ રાખો તેમ રહેશે રે. જેવો૦ ૭

# શિક્ષા.

## છંદ—ચોપાઈ.

જેણે શ્રીગુરુ રાખ્યા રાજી, તેણે જીતી સઘળી બાજી. ૧
જેને પરમેશ્વર શું પ્રીત, તેની સઘળી વાતે જીત. ૨
જેને હરિજન વહાલા થાય, તેને વશ શ્રીવિઠ્ઠલરાય. ૩
જે કોઈ પરદુઃખ દેખી બળે, સઘળાં સાધન તેનીતળે, ૪
જેને પરના અવગુણ કેહેવા, તેને વેંડે ઉકરડા વેહેવા. ૫
જેને સઘળે ઉપજી દયા, જાણો હરિ હઇયામાં રહ્યા. ૬
સેજે સહુને જે જન વહાલા, તેથી દુર નથી નંદલાલા. ૭
હરિજન વહાલા તો હરિ વહાલા, નહીં તો સઘળા લટકા ઠાલા. ૮
જે કોઈ હરિભક્તને નડે, નિર્ભય પદથી તે નરકે પડે ૯
જેને જેની ઉપર નેહ, તેને લેહેજે તેની દેહ. ૧૦
જેને ઇત્રાઈ શું મિત્રાઈ, ભાઇ ખરા તે જમ પિત્રાઇ. ૧૧
મૂઢ ઘણાને મન મોટાઇ, સગા શેખશલ્લીના ભાઇ. ૧૨
જેમાં આગળ મોટી હાણી, તેમાં પ્રથમ રેડવું પાણી ૧૩
સહુ સમજ્યો ને હરિ વિસાર્યા, તે જન નિશ્ચે હાર્યા હાર્યા. ૧૪
જે કોઇ પર નારીથી હસે, જાણો ભાટ કટારી ઘસે, ૧૫
જે કોઈ કોધાન દેવાપ્યા, તે જન ઘર બાળીને તાપ્યા. ૧૬
જેનું મગ્ન રહે મન લોભા, તે જન કયહું ના પામે શોભા ૧૭
જેને પ્રપંચ પ્રીતિ ઘેરી, જાણો હાથે બેડી પેહેરી. ૧૮
તેમાં બહુ દુખ જેમા અહંકાર, જેમ કંઇ ભરતા માથે ભાર. ૧૯
જે કોઇ પરસુખ દેખી દાઘા, તેને સુખ મળવાની બાધા. ૨૦

જેના મનમાં અખંડ આશ, તેની કોઇના આવે પાસ. ૨૧
જે કોઈ પરસુખ દેખી બળે, તેનું દુઃખ મુવેથી ટળે. ૨૨
સજ્જનને સૌથી સુખ મળે, પણ ન અદેખાનું દુઃખટળે. ૨૩
સંતત જેને મન સંતોષ, તેનો કોઇને ન આવે દોષ. ૨૪
સહુ બળ છે ને બહુ ગમ ખાય, સૌથી મોટો તે કહેવાય. ૨૫
સેહેજે વાણી વિષની ભરી, જાણો કોટિક હત્યા કરી. ૨૬
જે જન સૌને થયો અકારો, તેથી સ્વપચ સમજીએ સારો. ૨૭
જેને હરિવણ કશી ન ભૂખ, તે જન સઘળે પામે સુખ. ૨૮
સમજ્યો સૌ કર્તા હરિઆપ, તેને કશો ન કહીં સંતાપ. ૨૯
જેને કૃષ્ણ નામનો જાપ, તેને કશું અડે નહિં પાપ. ૩૦
જે જન સમજી મૂકે પાપ, તેજન કયહુંએ ના પસ્તાય. ૩૧
જેનું મન હરિમાં ઠર્યું, તેણે વણ કીધે સૌ કર્યું. ૩૨
વણી આળસનું સુખ એવું, આણો મોજ કરીને દેવું. ૩૩
જેના મનમાં મોટો ગર્વ, તેને પાછળ નિંદે સર્વ. ૩૪
જે કોઇ મોત થકી ના ડરે, તે જે મન ચાહે તે કરે. ૩૫
જે જન હરિ થકી ના ડરે, તે જન સઘળું નીચું કરે. ૩૬
જેજન સર્વે વાતે નાગા, તેથી હારી હરિએ આઘા. ૩૭
જેનો હઠ હઇયાથી ગયો, તે જન સોથી સુખીયો થયો. ૩૮
દુઃખ દે તેને પણ સુખ કરે, તેનું દર્શન અઘ દુઃખ હરે. ૩૯
જેના કરમાં આવ્યું મન, તેને સરખું ઘર ને વંન. ૪૦
દુરાચારી તોયે હરિજન ભલા, હરિથી વિમુખ વિપ્ર પણ બળ્યા. ૪૧
જેને જે શું લાગ્યો નેહ, તેને મન પરમેશ્વર તેહ. ૪૨
જેને જે અતિ વહાલું લાગે, તે માટે તે સઘળું ત્યાગે. ૪૩

જે મોઢેથા બોલે મીઠું, વેહેલું કપટ પડે નહિ દીઠું ૪૪
જે બોલે વણુસમજે કડવું, હઇએ હેત પણુ દીસે અડવું. ૪૫
વિચાર સમ કોઈ લાભ ન મોટો, ગફ્કત સમ કોઇ ન મળે ટોટો. ૪૬
હરિ કહી પ્રથમ સો કામ, તેમાં બિગાડનો નહીં ઠામ. ૪૭
પહેલું આપ વિચારી લેવું, વળતું બીજાને કાંઇ કહેવું. ૪૮
મોઢે મીઠા મનના મેલા, તેની કરે પ્રતીતિ ઘેહેલા. ૪૯
હરિ સંબંધી વાક્યસત્ય જાણુ, તે વણુ સો રાવણુની કાણુ. ૫૦
ગઇ તે ગઈ તેને સીદ રડે, સમજે તો હરિ ભજ રહી વડે. ૫૧
હરિવણુ હરખ હરસનો રોગ, હરિવણુ ભોગ તે લાગ્યો ભોગ. ૫૨
હરિવણુ દ્વિજ તે દ્વિજ જયમ પક્ષી, હરિવણુ સુરતે સુવર્ણ અક્ષી. ૫૩
હરિવણુ રાણો ગોલો રાણો, વડો વડો જયમ દીવો, જાણો. ૫૪
હરિ દે સુખ તો શ્રીફળ તોય, ગજ કપિત્થ ગતિ જાતું જોય. ૫૫
હરિ રાખે તો જયમ પ્રલ્હાદ, મારે હિરણ્યકશિપુ સમવાદ. ૫૬
હાર સમરે અવળું તે સવળું, હરિ ભૂલ્યે સવળું તે અવળું. ૫૭
જે દેખે પોતાનો દોષ, તેને કોઇથી નાવે રોષ. ૫૮
ગગન ન જાણે જેમ નિજ અંત, તેમ નિજ પાર ન લહે ભગવંત. ૫૯
જે કારજ હરિ કરવું હોય, ત્યાંથી પ્રતીતિ ન ડગવે કોય. ૬૦
જેને પ્રસન્ન થયા શ્રી વલ્લભ, તેને અલભ્ય તે પણુ સુલ્લભ. ૬૧
નિત્યે ભુલે સાચો જીવ, સદા ક્ષમા તે સાચા શિવ. ૬૨
સ્વતંત્ર એક ગતિ હાર દેવા, તેણે જે માની તે સેવા ૬૩
તે કૃતિ ભલે જેથી હરિ રીઝે, કશું પ્રયોજન કારજ બીજે. ૬૪
દેવ વિધિનો હઠ નવ ધરવો, બોલ હરિનો ઉપર કરવો. ૬૫
હરિ વિમુખે સાધન કીધું, સાંકળ મુકીને તાળું દીધું. ૬૬

— —

# પરીક્ષા પ્રદીપ.

જેની વિષય વાસના ભાગી, સાચા તે જોગી વેરાગી. ૧
જેટલી વસ્તુ દગ્ની ટાકી, તેટલી સઘળી જાણો વાકી ૨
જેવી વિષમ વિરામે મતિ, તેવી સદા રહે તે યતિ. ૩
સ્ત્રીને પ્રસવ સમે ગતિ યતિ, સદા મર્યાદા તેમ તે સતી. ૪
જેની મન વૃત્તિ સ્મશાનની, તેની સદા રહે તેજ જ્ઞાનની. ૫
નિત્ય જે મન એક હરિ આસક્ત, તેને કહીએ સાચા ભક્ત. ૬
સહુ સુખ છે પણ મન નહી ગગી, તેમને કહીએ સાચા ત્યાગી. ૭
જેનુ મન હરિ પદ ભાગી, તેમને કહીએ સાચા યોગી ૮
ધર્મ ના મૂકે આફત આવે, તે તે સાચા ધર્મી કહાવે ૯
શત્રુની પણ સાહ વિચારી, તે તે સાચા પરઉપકારી ૧૦
ધડથી અંત્ય લગી મતિ એક, તે તે કહીએ સાચી ટેક ૧૧
જેણે જેગ્વી આફત અપી, તે તે ધીરજવાન નિગમણી ૧૨
જેને કહ્યુ ગ્યુ નહી ભાન સમાધિ સાચી વા આગ્રાન. ૧૩
સેહેજે છૂટે સગળા નેમ, તે તે સમજો સાચો પ્રેમ ૧૪
મન બદનાય ના સુત દુખ દાતા તે તે કહીએ સાચી માતા ૧૫
જદપિ મરી ગઇ ગાય માત, પ્રીતે પોખે સાચો તાત ૧૬
અશક્ય માતા પિતા હોય વૃદ્ધ, સાચો સુત તે એને શ્રદ્ધા ૧૭
વૃદ્ધ પતિ વળી દોહ્ય આવે સાચી સ્ત્રી જે ગાંઠી નિભાવે ૧૮
કુરૂપ વૃદ્ધા થોડી મતિ, તદપિ પોખે એ સાચો પતિ ૧૯
દુઃખમે ધટે નહીં મન હિત સિંધુ, તે તે કહીએ સાચો બંધુ. ૨૦
દેખી દોષ પણ ખુશી ના ખામી, તે તે કહીએ સાચો સ્વામી ૨૧
જેમ તેમ સ્વામી સુખ અભિલાષ, તે તે કહીએ સાચો દાસ. ૨૨

-

ના પામે ક્રોધ તોહે હિત મગની, તે સાચી પુત્રી ને ભગની. ૨૩
આફત વેળા મન ન કાચું, તેનું મિત્રપણું તે સાચું. ૨૪
જે હરિ સંગ લગાડે રંગ, સાચો કહીએ તે સતસંગ. ૨૫
કરી કલ્યાણ ચાહે નહીં સેવા, તે કહીએ સાચા ગુરુદેવા. ૨૬
શરણ જુવે સાધન નવ જોય, પાળે સદા પ્રભુ તે જોય. ૨૭
મન પણ ક્રોધ ન સુણી કટુવાણી, તેની શાંતતા જાય વખાણી. ૨૮
સમર્થથી પણ રોશ ન રોધ. તે તે કહીએ સાચો ક્રોધ. ૨૯
મર્ણ મળે તદપિ જ્હાં ભક્તિ, તે કહીએ સાચી આસક્તિ. ૩૦
સુંદરી જાચે ચિતના ચળે, સાચુ બ્રહ્મચરજ તે પળે. ૩૧
કુવચન કપટ અતિજ અનીતિ, તદપિ ટળે ન તે સત્ય પ્રીતિ. ૩૨
જેનો સંગ હરિ, તેહજ દ્રંટ સંગતિ ખરી. ૩૩
ત્રિલોક વૈભવ મળતો મુકે, વૈષ્ણવ રક્ષણ હરિ નવ ચૂકે. ૩૪
જેને દીઠે હરિ સાંભર્યા, તેહ જ તાદ્દશી જન તો કર્યા. ૩૫
હરિ ભુલે માયા મધશાલા, તદપિ કાહાવે પંડિત ખાલા. ૩૬
સહુ સમજ્યા હરિ વિના વવાલ્યા, સહુ તજી હરિ ભજ્યા તે ડાહ્યા. ૩૭
ધાર્યું કરે અસંભવ કામ, જાણો વસ્યા હૃદય ઘનશ્યામ. ૩૮
ત્યારે પાપ રહ્યું નહીં રતિ, જ્યારે મલીન થઈ નહિ મતિ. ૩૯
જ્યારે સંત વચન વિશ્વાસ, જાણો પ્રસન્ન થયા પ્રભુ ખાસ. ૪૦
જ્યારે સૌ ચિતા થઈ નાશ, જાણો દ્દઢ પ્રતીતિ અવિનાશ ૪૧
અનુચિત બોલતા નવ ડરે, નહીં વિશ્વાસ કદા ત્યમ કરે. ૪૨
સ્ત્રી વિશ્વાસ ધરે તે ઠગો, નિશ્ચે કો દીન પામે દગો. ૪૩
જમ્યા ઉપર જયમ જલવિશ્વાસ, તેવો હરિ શું તે હરિદાસ. ૪૪
જેના ભવ કલેશ સહુ ટળ્યા, જાણો નિશ્ચે માધવ મળ્યા. ૪૫

રંડા આંખ્યો આંજે તેહેવી, કીડી પાંખો કાહાડે જેહેવી. ૪૬
જે ઉપર કરણા ગોપાળ, સાધન ફળ દાખે તત્કાળ. ૪૭
જેને શ્રી ગુરુ હરિ સન મુખ, તેહેને વણુ સાધન સહુ સુખ. ૪૮
હરિ વિમુખ સૌ સાધન સાધે, તદપિ કિંચિત ફળ નવ વાધે. ૪૯
દુઃખ દે દુર થઈ નવ ગમે, તેહજ માયા સૌને દમે. ૫૦
નિત્ય ચૂકે નિત્ય ચિંતા મગ્ન, જીવ ધરમ માયા મન મગ્ન. ૫૧
કામ દામ જશ રસના ભોગી, તેથી અળગો તેજ નીરોગી. ૫૨
જેને શુભ કૃતિનો મદ નાસે, તેને ભ્રષ્ટ દોષ નવ ભાસે. ૫૩
જે ઉપર હરિ મન આસકત, તે સરવનો શિરોમણી ભકત ૫૪
જેને પુરણ પ્રસન્ન અવિનાશ, તેનું લક્ષણ દ્દઢવિશ્વાસ. ૫૫
ત્યારે સાચો હરિ વિશ્વાસ, હરિવણ અવર આશ નહીં ભાસ. ૫૬
અતિ ઉપાય સુખ દુઃખ ના સમ્યુ, તે નિશ્ચે જાણો હરિગમ્યું. ૫૭
સહેજે જ્યાં વેર વાહેત, તે કહીએ પૂરવ સંકેત. ૫૮
જે વસ્તુ જે જેહેની પરખે, તે દેખી તે તેહેવું હરખે. ૫૯
કર્યે ઉપાય મટ્યું નહીં જેહ, જાણો હરિનું ગમતું તેહ. ૬૦
પૂર્વાર્ધમાં કહી શુભ શિક્ષા, ઉત્તરાર્ધમાં વસ્તુ પરીક્ષા ૬૧
સરલ સ્વલ્પ મોટું સિધ્ધાંત, વાંચ્યે સુણે ટળે મન ભ્રાંત. ૬૨
શિક્ષા વસ્તુ પરીક્ષા પ્રદીપ; ગ્રંથ વિચારે હરિ સમીપ. ૬૩
દયારામ બ્રાહ્મણ હરિદાસ, ગુરુ ગોવિંદ બલ ગ્રંથ પ્રકાશ ૬૪
હરિ સનમુખ જન સમજે સાર, ગ્રંથ સરળને ગૂઢ વિચાર. ૬૬

---

## પદ-રાગ કાફી.

પ્રયાસનું નહીં પ્રમાણ, સુખ હરિ આપ્યું આવે.
સમજે નહીં અજ્ઞાન, માટે મન તન તપાવે. સુખ૦ ૧
પરમ પ્રયાસ પુંસવત દીતિયે, કર્યું સર્યું નહીં કામ,
શત્રુ તે મિત્ર થયા મઘવાને, વસ્યા દાસ થઈ ધામ. સુખ૦ ૨
સુધા માટ શ્રમ અસુર કર્યો અતિ, તે પાયું હરિ સુર,
સહજ મુકિત હરિ અસુરને આપે, યોગી દમે દેહ પૂર. સુખ૦ ૩
પરમ પ્રયત્ન ન બળિ ઇંદ્રાસન, આપ્યું સહજ સુદામ;
હજુ હનુમાન ફરે પૃથ્વી પર, ગણિકા ગઇ મહા ધામ. સુખ૦ ૪
કીડી કણ સાંચે કષ્ટે, આવે તેતરને ઉપયોગ,
મુષક પડે શ્રમ મિથ્યા મદિર કરી, મરે કરે અહિ ભોગ. સુખ૦ ૫
કર્યું ઉદ્યમ સુખરૂપ થાય તે, કર્યું ઉદ્યમ દુઃખ રૂપ,
માટે મનશ્રમ મટે ન સૈનો, અકલ ગતિ વ્રજભૂપ. સુખ૦ ૬
સદા સ્વતંત્ર દયાનો પ્રીતમ, કહેતાં ન બને કાંઇ;
કાઢી કલ્પના રાખે ત્યમ રહી. ભજીએ જગત ગોસાંઇ. સુખ૦ ૭

---

## પદ-રાગ કાફી (...)

દુર્લભ દર્શનરે, શ્રી ઠાકોર નાથ તણું;
જેને મળી આંખીરે તેનું ઉગ્ર ભાગ્ય ઘણું. દુર્લભ૦ ટેક.
એ પ્રભુને કો ન જે તે જાણશો, એ છે પૂરણ પુરૂષોત્તમ;
હરવિધિ શેષ રમા જેને વદે, નેતિ નેતિ પુકારે નિગમ;
તે તો વસ્તુ એ છે રે, સંશય રખે રાખો અણું. દુર્લભ૦ ૧
ચાર ધામ પુરી સપ્ત તીર્થ રહ્યાં, અનંત જેને ચરણ,
તેત્રીશ કોટી ને સહસ્ર અઠયાસી, સદા રહ્યાં છે જેને શરણ,
પવિત્ર પદારથ રે, એથી નથી દૂર ક્ષણું. દુર્લભ૦ ૨

વ્રજ વૈકુંઠ ગોલોક સરીખું, લહેજો ડાકોર ગામ,
અષ્ટમાસિદ્ધ નવનિધ સુખસંપત, તેને વસવાનો એ ઠામ;
મહિમા મહત છે રે, એક રસના શું ય ભણું. દુર્લભ૦ ૩
આનંદનો નિધિ એ અલબેલો, સમરે અતિ શુભ થાય,
ચિંતામણિ ચતુર્ભુજ વાહાલો, મનવાછિત ફલદાય,
તેહ પ્રભુ કેરૂં રે, માગે દયો દાસ પણું. દુર્લભ૦ ૪

---

## પદ–રાગ ધોળ. (ન્હા)

ગુણનિધિ ગિરિવરધારીરે, સહુ પક્ષે પૂરા,
સમર્થ સૌ વાતે રે, કયહૂં પણ ના અધુરા. ૧
કોટી બ્રહ્માંડના નાયકરે, સર્જે પાળે ને મોડે,
જશ વશ કરણીરે, માયા જેને કર જોડે. ૨
ભય ભક્ષણ કરનારોરે, જેને કાળ કહે છે,
જેનો ભય માનીરે, સદા વશ થઇ રહે છે. ૩
શેષ સહસ્ર મુખથી રે, જેનાં તે ગુણ ભાખે,
જેનું પદજલ શિવજીરે, સદા શિરપર રાખે. ૪
પદ્મા કરે પદ સેવારે. નેતિ નિગમ પુકારે,
બ્રહ્માની શી ગણતીજે, ઘણા સેવેજે સંહારે. ૫
ઈંદ્રાદિક સુરમુનિ જનરે, જેને શરણે રહેછે,
તીર્થ સકલ જેને ચરણે રે, સદા વાસ વસે છે. ૬

સહુ જનને સુખકારીરે, નિજજન અતિ વહાલા,
સેવા સમર્યા લાયકરે, એક આનંદલાલા. ૯
અચલ અખંડ અનાદિરે, હરિ અંતર જામી,
દાસ દયાને મસ્તકરે, એવા સમરથ સ્વામી. ૮

પદ–રાગ ધોળ. (હ. ન.)

નંદકુંવર સરખો કોઈરે, નયણે નવ દીઠે
પ્રાણથકી પ્રિય લાગેરે, અમૃતપેં મીઠો. ૧
ત્રિભંગ લલિત નટવર છબરે, રસીયો રૂપાળો,
કોટિક મન્મથ સુંદરરે, છબીલો છોગાળો. ૨
વાંકો છેલ અલબેલોરે, સેહેજે મોહ લાગે,
સદા તરૂણ એક રસ છેરે, જોતાં દુઃખ ભાગે. ૩
ગાનકલા રસ પૂરણરે, ઘણું મધુરૂં બોલે,
સ્વભાવ અતિ ઘણો સુંદરરે, કોઈ નહીં જેને તોલે. ૪
અતિ ઉદાર અલૌક હરરે, ચિંતામણિ નાગર,
અંતરજામી દયાળુરે, હરિ કરૂણા સાગર ૫
ભક્ત વત્સલ દીન બંધુરે, મહા પતિત પાવન,
નિર્ભય આનંદ દાયકરે, સદા પ્રીત નીભાવન. ૬
પૂર્ણકામ સંતોષીરે, એક ભાવે રીઝે,
ભક્તિ કરે સહુ ભાવેરે, ચૂકે નહીં ખીજે. ૭

રાઈ સમો ગુણદેખેરે, મેર સમ જાણે,
અવગુણ સાગર સમ હોયરે, બિંદુ ના પ્રમાણે. ૮
એને તજી અન્ય ભજશેરે, કેવળ નિરભાગી,
દયો કહે એ પરબ્રહ્મ શું રે, મુજને લેહે લાગી. ૯

---

## પદ-રાગ બીલાવર.

કોણ જન્મ્યુ એક જગતમાં, જેને માયા ન વળગી,
કૃપા કરી કૃષ્ણે તારીઆ તેથી, કીધી છે અળગી. કોણ. ટેક૦ ૧
નખશિખ લગી ઘણાંને ગળ્યાં, બહુ રહી લપટાઇ,
કેટલાકને લપટી ખસે ખરી, પાછી ભેટે ધાઈ કોણ૦ ૨
કેટલાકને ડરપાવે દૂરથી, કોઇને ઢોળી પાડે;
કોઇને હડશેલે હળવી રહી, કોઇને કર અડકાડે. કોણ૦ ૩
કોઇ પૂરણ કોઇ પોણામાં, કોઇ અરધા કોઈ પામાં;
કયહુ આનો કયહુ અંશ પણ, નહિ કોઈ વણ પરસ્યામાં. કોણ૦ ૪
ચિત્ત હરિમાં ના દે લાગવા, લાગ્યું હોય તો છોડાવે;
કલેશ નિરંતર કાળજે, અવિદ્યા એજ કરાવે. કોણ૦ ૫
હું તું મારૂં તારૂં જ્યાં રહ્યું, ત્યાં સમજી લેજો માયા;
તે તો નથી એક કૃષ્ણમાં, બીજા જ્યાં કૃષ્ણદાયા. કોણ૦ ૬
મોહ પ્રપંચ તો સામટો, છુટી હરિમાં તે લાગે;
આશા ભાસ સહુથી મટે, જ્યારે પ્રભુ બળ જાગે. કોણ૦ ૭
દયા પ્રભુ નિજ બળ દાખવે; જ્યાં સીકારસ સમળી.
તે તો શ્રીવલ્લભદાસને, બીજી સહુ કૃતિ નબળી. કોણ૦ ૮

---

## પદ-રાગ કાફી.

હરિ નામ થકી, સહુજ સદૈ કલ્યાણ ઘણી જન ભાવે.
લંબ કઠિન વિના, પ્રાકૃત જનને અલપે શ્રદ્ધા નાવે. હરિ. ટેક. ૧
કૂપ ખોદે દુષ્ટ જાન્હવી તીરે, ઉપજે ન ભાવ ગંગા નીરે.
માંઝાર ઉદર ન ભરાય ખીરે. હરિ નામ થકી. ૨
ઉંટ અતિ પ્રીતે કાકોળ ચાવે, તેને આમ્ર કુપળી ના ભાવે;
કાઢે પાછી અજાણે ઉદર આવે. હરિ નામ થકી. ૩
ભલી વસ્તુ અભાગી ન ભોગ પડે, પાકે દ્રાક્ષ કાગ મુખ રોગ નડે;
તેનું ઉદર ભરાય લીંબોળી વડે. હરિ નામ થકી. ૪
સાગર મચ્છ સરિતામાં ન ઠરે, વિખનો કીટ સાકર માંહે મરે,
મિસરી જેમ ખરના પ્રાણ હરે. હરિ નામ થકી. ૫
જ્વર વાળાને ઘૃત વિષ જેવું, મક્ષિકા તૈલ જાણો તેવું,
એઉ દીપક જીવન જોઈ લેવું. હરિ નામ થકી. ૬
આસુરી ન રૂચે હરિની ભક્તિ, ક્ષુદ્ર દેવ ભજે કર્માસક્તિ;
જ્ઞાની મુનિ યોગી અસુરની ભક્તિ. હરિ નામ થકી. ૭
ફળ શ્રેષ્ટ નામ હરિ શ્રમ ન કસ્યો, શ્રુતિ વશ નિશ્ચય હરિદાસ વસ્યો;
વણ કઠિણ વિમુખનો ભાવ ખસ્યો. હરિ નામ થકી. ૮
કલિમાં કોઈ નામ વિના ન તર્યું, કયમ જે ઉર અચળ અવિદ્યા ભર્યું;
તેવાનું પણ નામથી કાર્ય સર્યું. હરિ નામ થકી. ૯
સર્વ દાસ વળી કૃતિ પાપ કરે, તદપિ જે નામ મુખ ના વિસરે

બગલા મુક્તાફળ યોગ્ય નથી, મરે મચ્છ માટે નિશિ દિવસ મથી;
ધની ભીલ તદપિ પ્રીતિ પીતળ થકી. હરિ નામ થકી. ૧૨
ઘૃત છતે તેલ તેલી ખાયે. કૃમિવલ કમોદ રૂચિ ના જાયે;
ત્યમ વિમુખ ન હરિ કીર્તન ગાયે. હરિ નામ થકી. ૧૩
સિદ્ધાંત કહ્યાનું એજ કર્યું, નામે દૈવી જનનું કાર્ય સર્યું;
દયાનું મેન કૃષ્ણ કૃપાથી હર્યું. હરિ નામ થકી. ૧૪

---

## પદ—રાગ કાલાગડો.

શ્રી હરિભજો કોટિ કલ્પનાં કાઢી, વળગા રહેશે કર્મના કૂટય એતો દાઢી;
નિજ બળે કોઈ શક્યું ન મૂળ વાઢી. શ્રીહરિ ભજો. ૧
દુઃખ સુખ નિર્મ્યું જે નંદકુમારે, તે ઘટયું વધ્યું કોઇ થકી કહો કયારે;
શોક હરખ શીદ ધરો છો તેનો ત્યારે. શ્રીહરિ ભજો. ૨
દુઃખ સુખ જન્મ મરણની જોડી, નિશ દિન શૃંખલા કોણ શકે ત્રોડી;
છૂટે ત્યારે કૃષ્ણ કૃપાળ નાખે છોડી. શ્રીહરિ ભજો. ૩
દેહ વડે કર્મ કર્મે દેહ આવે, કારણ હતું પહેલું તે કોઇ ના બતાવે
એ ગુંચવણી ઇચ્છા ગોપાળની શમાવે. શ્રીહરિ ભજો. ૪
સંચિત ને ક્રિયમાણ પ્રારબ્ધ બહુવિવાદી, બોલો પંડિત કોણ ઠરાવ્યું એમાં આદિ;
ઇચ્છા વિના શું કહિયે જીવો એ અનાદિ. શ્રીહરિ ભજો. ૫
કેટલા કર્મે સુખ દુઃખ કલ્પે કેટલા જાણે, મનસ્વભાવે કલેશાનંદ કેટલા પ્રમાણે;
મૂળ સર્વેનું હરિ ઇચ્છા માન્યું સંત શાણે. શ્રીહરિ ભજો. ૬

દુઃખનું સુખ ને સુખનું દુઃખ કૃષ્ણ કરે તો થાયે, તે કરવા પણ
સમર્થ જેનો નહિ ઉપાયે;
પણ નિજ જનનું અહિત બને ના મજરાયે. શ્રીહરિ ભજો. ૭
અકળ ગતિ છે અટપટી ઇશ્વરની એવી, મોટાથી મોટાની ના પ્હોંચી
મતિ તેવી.
રાખે ત્યમ રહે દયા પ્રીતમને સેવા. શ્રીહરિ ભજો. ૮

---

૫૬.

હરિ સંબંધ વડે, અતિ અધમ વસ્તુ અતિ ઉત્તમ થાય;
કાંઈ કહી દાખું, સાંભળજો સજ્જન મન સંદેહ જાય. ટેક૦ ૧
ઉત્પત્તિ અધમતા સરવ ગઇ, અગ્નિ સુત હરિ સ્ત્રીઓ જ થઇ;
રમી રાસ કૃષ્ણ સંગ કૃષ્ણ મયી. હરિ સંબધવડે. ૨
નથી સરદાર સાધન ભાળો, હરિ શરણ ગયો મહાદુઃખ વાળો;
મળ માસ તે પુરૂષોત્તમ ન્યાળો. હરિ સંબધ વડે. ૩
મધુ દૈત્યસ્થળ મધુવન થયું, તે વ્રજરજ અડી તેનું પાપ ગયું;
ધ્યાનરૂપ શિવ સરખાને ભયું. હરિ સંબધ વડે. ૪
જુઓ કુશાસુર સ્થળ દ્વારાવતી, જ્યાહાં અસ્થિ ચક્ર તે પૂજ્યે ગતિ.
એ બળ સહુ સંબંધ લક્ષ્મીપતિ. હરિ સંબંધ વડે. ૫
મળે ગંગા અધમ જળ થાયે ગંગા, ક્ષત્રી રૂધિર તીર્થ રામપદ સંગા
વાયસ વિટપી સ્થગ અતિચંગા. હરિ સંબધ વડે. ૬

શુચિ નામ અસુર અરિ અ તે મળે, પૂજ્યો વાલ્મિક પાંડવે ભક્તિબળે;
મળમૂત્ર પવિત્ર ગો ઉદર ભળે. હરિ સંબંધ વડે. ૭

હરિ નામાભ્યાસે પુંશ્વલી તરી, ભક્ત સંબંધ એકોત્તર શત ઉદ્ધરી;
ગીધ વ્યાધ તર્યા દર્શને હરિ. હરિ સંબંધ વડે. ૮

સત્સંબંધ બળ સહુથી મોટું, જેથી અતિ ઉત્તમ હોય અતિ ખોટું;
દયા સહુ સાધન એથી છોટું. હરિ.સંબંધ વડે. ૯

---

પદ.

શ્રીગિરિવરધારી, તમારી અકળગતિ અલબેલા;
અતિ મતિપતિ હારી, જેના ચતુર સરસ છે ચેલા. ટેક૦ ૧

ત્રણ આવરણ ભેદી જળ શ્રીફળમા ક્યાં થકી આવે;
મહા પંડિતની મેધા થાકી, પરને શું સમજાવે. શ્રીગીરિવ. ૨

ગજ કપિત્થ ભક્ષી ત્યાગે તે વાત હૃદયમાં પેઠી;
છોરૂ અદગ્ધ ગર્ભભરમ કહે, આન્ય ક્યાંહાંથઈ પેઠી. શ્રીગીરિવ. ૩

દ્વાર નથી કોશીટ કીટ જીવે છે તે શી રીતે;
કોઇના સમજ્યામાં નાવે પ્રભુ તેને પોષે પ્રીત. શ્રીગારિવ. ૪

સકરખોર ખગ સાકર જીવન સાગર મધ્યે રહે છે;
વિચારતાં સંભવે ન ત્યાં પણ નિત્યે અહાર લહે છે. શ્રીગીરિવ. ૫

સર્વ કંસુકી ચાર ચોકડી બની ચિતારે નાવે;
સહજે એવી કયમ થાય સહુને અચરજ ઉપજાવે. શ્રીગીરિવ. ૬

વિવિધ વર્ણનાં પુષ્પ પીછ મયૂરનાં મનોહર ભાસે;
સુંદર સહન સુધરીનું જોઇ સુઘડ મતિ મદ નાસે. શ્રીગીરિવ. ૭
મોંઘા અક્ષર પાઘ પ્રકૃતિ સાદાદિક સહુ ન્યારૂં;
સરખું છે ક્રમમ જણાયજ જૂઠું સૂઝે નહિ વિચાર્યું. શ્રીગીરિવ. ૮
ખંદુક રંજક ભડક ભડાકો, અરૂણુ ગોળી અરિ પાતા,
પાવક પલકમાં સહુ એકસંગે, અજબ જંત્ર વિખ્યાતા. શ્રીગીરિવ. ૯
કમળનાળ જળ સંગે વાધે ઝાઝું થોડી વારે;
ગુપ્ત નથી એ પ્રકટ વાત છે, કોતક વડુવિચારે. શ્રીગીરિવ. ૧૦
તુષાર બાળે નાગ વેલી, બળે પત્ર પહોંચ્યું શતકોશે;
કૂર્મ કરે સમરણુ રહી દૂરે, પુષ્ટ બાળ વણ પોષે. શ્રીગીરિવ. ૧૧
સાધુ દુષ્ટસુત દુષ્ટ સાધુસુત, ઉગ્રસેન પ્રલ્હાદા;
મણિ સર્પથી દીપથી કજ્જલ, માદા નર નર માદા. શ્રીગીરિવ. ૧૨
કૌતુક રૂપ કૃષ્ણુલીલા સહુ કહેતાં પાર ન આવે;
દયો કહે ગાતાં અઘ નાસે, ઉર આનંદ ઉપજાવે. શ્રીગીરિવ. ૧૩

---

## પદ–રાગ કાફી.

ફૂલ્યો શું ફરે છેરે, ભૂલ્યો ભવ કૂપમાં પડયો;
મનુષ્યા દેહરૂપીરે, ખોયો મણિ હાથે ચડ્યો. ફૂલ્યો. ટેક
ડાહ્યો થઇને દુનિયામાં ફર્યો તું, તેણે સર્યું શું તારૂં કાજ;
શેં નવ જાણે જાવું પલકમાં, ત્યાંહાં ક્યમ કરી રહેશે લાજ;
ડહાપણુ તારૂં ત્યારેરે, જ્યારે ના જમ હાથે ચડ્યો. ફૂલ્યો. ૧

વરણાગીમાં વાટજ ઉઠી, જ્યારે નર્ક નિવાસ કર્યો;
મિથ્યા જનુની ભારે મારી અલ્યા, જન્મ ધર્યો ના ધર્યો;
માટે જોતી જાગીરે, અવસર આવી અડ્યો. ફૂલ્યો. ૨
શું રે થયુ સંપત ઘણી મળે, શું રે થયું મોટે ઘર દ્વાર;
નિશ્ચિંત થઈને હરિને ન ભજ્યા, તારો ધિક્ક પડ્યો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું રે, હવે તને શાને ઘડ્યો. ફૂલ્યો. ૩
સમજ મન માન મારી શીખામણ, મમતા મૂકી પરી;
કર સમરણ પુરૂષોતમ બ્રહ્મનું, રટ રાપે કૃષ્ણ હરિ;
ત્યારે દયો જાણેરે, સર્વથી સરસ તું નિવડ્યો. ફૂલ્યો. ૪

---

## પદ-રાગ કાફી

સાચું તો સગપણરે, સમજ મન શ્યામતણું;
બાકી સહું જુઠું રે, કશુ નથી કામ તણું. સાચું. ટેક
માત તાત સુત ભ્રાત ને ભગિની, શ્યામા સહોદર સોય;
ફુઈ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, તારૂં છે નહિ કોય;
સગું છે એ તો સર્વેનું, સુખ ને દામ તણું. સાચું. ૧
જનુની જનક એવા કર્યા તેટલા, તેં ધરી જેટલી દેહ;
લેણાદેણીનો સંબધ છૂટ્યો ત્યારે, મૂકીને આવ્યો તેહ;
કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામ તણું. સાચું. ૨
જોની આ હરિ વિના હેત કરીને, કોણ આપે મનુષ્ય અવતાર;
પશુ પંખી ફેડીને આપ્યો, તને ભજન તણો અધિકાર;
ભજે તેને આપે રે, પદ નિજ ધામ તણું. સાચું. ૩

અણુ આસક્તિ કયહુ નવ રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઇ સુહુ શોક તજીને, પ્રીતિ પ્રભુજી શું જોડ;
દયા દિન રજનીરે, રટણ કર રામ તણું. સાચું. ૪

---

## પદ.

શ્રી વલ્લભ એવો હાથ, તેનો મુને ભારે ભરોંસો.
મેળ્યો મુને તાદશી સાથ, તેનો મુને ભારે ભરોંસો. તેનો. ૧
પ્રમેય બળ વડે પોતાનો કરી, સોપ્યો ગોવર્ધન નાથ;
સાધન હીન પીન સહુ પાપે, તદપિ ચરણરજ માથ. તેનો. ૨
ઉભય લોક થઇ ચૂરણ ચિંતા, બળિયું બરદ શ્રુતિ ગાથ;
ખેતી કર્યાનો ખપ ન રહ્યો મને, સિદ્ધ સહજ મળ્યો મુને બાથ. તેનો. ૩
જનની જઠરમાં હાવાં જવું નથી, હરિપદ વસવું જાથ;
મહા પ્રભુ બોલ્યા રોગ ગયો ભવ, વણ ગોળી વણ કવાથ. તેનો. ૪
અનાયાસ મુને પાર પમાડયો, દુસ્તર ભવનિધિપાથ;
દયાપ્રિતમશ્રીજી શ્રીમુખ નિજનો. કહ્યો ભરી ગતિ બાથ. તેનો. ૫

---

## પદ.

સાચી તે સેવા તે સેવા, મન માની હરિ દેવા. ટેક ૧
નિકટ વાસી જય વિજય પાર્ષદ, અસુર કર્યા શુચિ એવા;
દોષ માની ગુણ સુરપતિને કરી, આપ્યા લેવા દેવા.

નારાયણ છળવા સ્મરસૈન્ય, એથી અવર ખળ કેવા.
તેને ઉલટી ઉર્વશી આપી, ટેહેલ ગણી તતખેવા. સાચી. ૩
ગોવિંદદાસ ભલાની સેવા, અતુલ ન ઉપમા દેવા;
ત્યાં ખીજ્યા રીજ્યા ભાજીથી, માધવ કો કળે એવા. સાચી. ૪
ભરત દુઃસંગી ઠર્યો શું કરીએ, કો બલિ કક્ષા મ્હેલા;
શિશુ હત્યારી વિષદ બકી, ગણુ માન્યા નિજ જન જેવા. સાચી. ૫
તેજ ભલું જે ગમિયું ગોવિંદ, પ્રમાણુ હઠી જડ હેવા;
દયાપ્રિતમ દહેગતિ અકળ અટપટિ, કોઇ ન સમથ લેવા. સાચી. ૬

---

## પદ-રાગ કેદારો.

શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભજ, રટણુરતિસહ રજની દિવસ જેને.
પુષ્ટિપથ સકળ સિધ્ધાંત વણુશ્રમસદા, વાસ પૂરી રહે હૃદયતેને. શ્રી. ૧
સહજ સેવા સિદ્ધ માનસી મુખ્ય ફળ, પ્રેમ આસક્તિ વ્યસન ભક્તિ;
સતત નિરોધ મન નંદ નંદન વિષે, શ્રીગુરુ દઢાશ્રય ભવ વિરક્તિ. શ્રી. ૨
શ્યામ શ્યામા સુધા રૂપ રંજિત મતિ, વ્રજ પતિ હોય વશ વણુ પ્રયાસે;
હેતુ કરણા કૃષ્ણ દૈન્ય દાસત્વ દઢ, ઉચિત વસ્તુ અખિલ સહજ પાસે. શ્રી. ૩
વાસ વિશ્વાસ ઉર શરણુ બળ શુદ્ધ મુખ મંત્ર ગુણુ ગાન મતિ શુદ્ધ ધર્મે;
પાપ સંતાપ પ્રતિબંધ પ્રલ્લે સકળ, જાય નહિ ધીકદાપિ કુકર્મે. શ્રી. ૪
લુબ્ધ સત્સંગ મન મોહ દંપતી અતિ, ગમતિ ગોવિંદ ફૂનિ સદા ભાસે;
નિર્ભયાનંદ નિજ હૃદયસર નિરંતર, પ્રસીદ પ્રીતમ દયા મનહુલાસે. શ્રી. ૫

---

પદ

પ્રગટ મળે સુખ થાય, શ્રી ગિરિધર પ્રગટ મળે સુખ થાય.
અંતર યામી અખિલમાં છે તેથી, કહો કોનું દુઃખ જાય. શ્રી ગિરિધર. ૧
તૈલ વિના સ્ફુટ તિલપુરેથી, દીપક કયમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, શીપેરે શીત શમાય. શ્રી ગિરિધર. ૨
પૃથ્વી ચાટયે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય,
દીવાશળી પાષાણ સ્પર્શથી, કો કહે જ્વાળા જણાય. શ્રી ગિરિધર. ૩
સુરભિ પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માંખણ તાવ્યે, સર્વે ભક્ષણ સુખ દાય. શ્રી ગિરિધર. ૪
વ્યાપકથી વાતો નવ થાયે, તે વિના જીવ અકળાય;
રસિયાજન મન રંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય. શ્રી ગિરિધર. ૫

---

પદ.

સુણો સહુ હરિજન, અન્ન વસન ચિંતા રખે હૃદયા રાખો;
નિશ દિશ નિશ્ચિંત થઇ સેવા, શ્રીકૃષ્ણ નામ નિત્ય ભાખો. ટેક. ૧
વિશ્વંભર શ્રી પતિ બરદ સદા, જગ પોષણ જેને જ્યમ જદાતદા;
તે નિજજન નહિ ભૂલેજ કદા. સુણો સહુ. ૨
વણ ઉદ્યમ અજગર આહાર મળે, નિત્ય સાકર સકકર ખોર ગળે;
તદપિ મન સંદેહ શે ન ટળે. સુણો સહુ. ૩
ગિરિ શિખર વૃક્ષ જે સદા હર્યાં, હરિવિણ ત્યાં સિંચન કોણે કર્યાં;
સુકે વાડી વિટપ જન પોષ્યાં કર્યાં. સુણો સહુ. ૪

જે સમય ન ઉતરતું અન્ન ગ્રીવા, ત્યારે ઉદય કર્યું સ્તન પય પાવા;
આજ મુગ્ધ પણે બેઠો બીહીવા. સુણો સહુ. ૫
પ્રારબ્ધે આમંત્રણ દીધું, જીવિત લગી નિજ નિજનું લીધું;
એમ સમજી ભજન જોઈએ કીધું. સુણો સહુ. ૬
પે'લી ચુગણી રચી પછી ચચું કરી, ધર્યું નામ સત્ય ભવ્ભરણ હરિ;
બળવણ પણ બેસે શીદ ધરી. સુણો સહુ. ૭
મુખ મેરી અજબગુલ રટણ કરે; પૂછે પાણી પીએ ને પગે ચારો ચરે;
જુક્તિ કરી હરિજન દુઃખ હરે. સુણો સહુ. ૮
પીયે સ્વાતિ જળ ચાતક વિશ્રામે, ભગવંત ભરોંસાથી પામે;
વણ પ્રતીતિ ભર્યું રહે ઉરત્રાસે. સુણો સહુ. ૯
પડી સુદ્દઢ પ્રતીતિ દયા પ્રીતમ તણી, જાણે સર્વ સાધન આવ્યાં તેથી બાણી;
તેને જાણે સ વ સહુ મુકુટ મણિ. સુણો સહુ.૧૦

— — —

## પદ શ્રીયમુનાજીની સ્તુતિ.

આર્યા.

જય યમુના શ્રી યમુના, માને દરશે ન કિંકર યમના;
પુનરપિ આવાગમના, નિજપદ દાતા નિજબળ જળ શ્રમના. ૧

### છંદ-ભુજંગ પ્રયાત.

નમો શ્રીયમુને મહારાણી દેવી, સુરાસુર બ્રહ્મા શિવાદિક સેવી;
ધ્રુવા દિ થયા ધ્રુવ ધામે નિવાસી, પ્રિયા ગોપિકા કૃષ્ણની આપ દાસી, ૨

સરિતા સહુ સ્વામિની શ્રેષ્ટ ગંગે, મહાસિદ્ધિ પામી તમારા પ્રસંગે;
અહો અત્ય અદ્ભુત મહિમા શું ભાખું, સમુદ્રેથી બિંદુ સમુ જલ્પીદાખું. ૩
થયું હોય જેણે પયઃપાન માતા, કદા તેહને યમ નહિ દુઃખ દાતા;
કદા દુષ્ટ તોએ સ્વસાસુત કાવે, વિચાર્યું યમે યાતનામાં ન આવે. ૪
કરે સ્નાન નિશ્ચે નવો દેહ થાયે, તદા યોગ્યતા સેવવા કૃષ્ણરાયે;
જગત્પાવની જાહ્નવી વેદવાણી, શિવે શીશ રાખી પરાપૂત જાણી. ૫
ત્રિવિક્રમ પાદોદકી એજ હેતુ, સદાનંદ શ્રી કૃષ્ણ તે મૂળ કેતુ;
રવિજા તમો તેતણાં પટ્ટરાણી, શકું કેમ કીર્તિ તમારી વખાણી.
પતિ નામ છે કૃષ્ણ કૃષ્ણા તમારું, રૂપે એક વસ્તુ કશું છે ન ન્યારું;
રંગે શ્યામજાં સ્નાનથી શ્વેત પ્રાણી, વદું એજ આશ્ચર્ય અદ્ભુત કહાણી. ૭
કૃપા સાગરા નાગરી જન્ત માતા, હરિ વલ્લભા ઇશ્વિરી ભદ્રદાતા;
સદા સપ્ત સિંધુ થકી નીર ન્યારું, અને કોણથા કર્મ અદ્ભુત સારું. ૮
નદી નવસેંતે નવાણું નવાયે, સમુ પુણ્ય ગંગા વરાં એક નહાયે;
વિધિ કલ્પ ગંગા ભજે મંત્ર માત્રે, ફળે સુકન તે યમુના સ્મર્ણ માત્રે. ૯
ભીનાદિ રૂપે કાલીંદિ કં નિવાસી, યથાષ્ટવ જે પૂર્વ મ્હાપુણ્ય રાશિ;
ગિરા ગોમતી ગૌમતી નર્મદાજી, ભીમા ગલ્લકી સર્યુ આદિક રાજી. ૧૦
કુરૂક્ષેત્ર કાશી ગયા પુષ્કરાદિ, વસે નિમિષારણ્ય જ્યાં બ્રહ્મવાદી;
નદી તીર્થ ઇત્યાદિ સંગે સમાજા, તમોમાં કરે સ્નાન પ્રયાગ રાજા. ૧૧
ઘણા જન્મનાં પાપના ઓઘ કાપે કદા વર્ણું કો નામ યામી અલાપે;.
ધરે પાય તે પૃથિવિ પૂત માનું, કુળે યુક્ત પાવન ત્યાં ચિત્ર શાનું. ૧૨
કરે સ્નાન સૌ તીર્થમાં નિત્ય કોઈ, કહુ પુણ્ય તે તીર્થ રાજેથી હોઈ;
રવિ પર્વ કોટિક સિંધુ ભજેથી, મળે તેટલું પુણ્ય કૃષ્ણા રજેથી. ૧૩
નદી ક્ષેત્ર સૌ તીર્થ પ્રત્યેક સાધિ, અયુતાબ્દથી જેટલું પુણ્ય લાધે;

પરિક્રમ પંચાસ કોટિ કરેથી, ફળે પુણ્ય તે મથુરા સાંભરેથી. ૧૪
મધુપૂર ગોકુળ વૃંદાવને વા, વસે પ્રાણી તે પ્રાણી પ્રાણેશ લેવા;
વડુ મહાત્મ્ય સહજે વસી માત્ર રેવું, વસી કૃષ્ણ કૃષ્ણા ભજે તો શું કેવું. ૧૫
તટે રાસક્રીડા સદા કૃષ્ણ ગોપી, લીલા લાડિલી લાલ એકાંત ઓપી;
જહાં વૃક્ષ વૃક્ષે વસ્યા વેણુ પાણિ, પત્રે પત્ર ચોભુજ છે વેદ વાણી. ૧૬
અલૌકિક આનંદ દાતાર માજી, દયો દાસ મ્હારો મુખે કો'ની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી, કૃપા દૃષ્ટિ તેને કરે કૃષ્ણ રાણી. ૧૭

---

## પદ-રાગ ગોડી.

નિશ્ચે હરિનો ભાવ જહાં ત્યાં હરિ આનું, મૂર્તિ સંબંધીની વસ્તુહો;
ફળી ભૂત હોય હરિ માન્યાથી, હરિરૂપ છે જ જકત સમસ્ત હો. નિ. ૧
જ્યાં ભાવ ભગવદી ત્યાં નહીં, વેદ વિધિ ન પ્રમાણ;
નરહરિ પ્રગટયા સ્થંભથી, ત્યાં કરી પ્રતિષ્ઠા કોણ હો. નિ. ૨
૭ અરચા મૂર્તિ તે હરિ વિશ્વાસે, પડે સાચી વાત;
જુઓ મૃદા મૂર્તિ રચિ દ્રોણની, પોતે વિદ્યા ભણીયો કિરાતહો. નિ. ૩
અલીખાન પઠાણની દીકરી, પાયો ખોદતાં જડયું પ્રભુરૂપ;
તે સાથે પ્રીતિ ઉદય થતાં, રંગે રમવા લાગ્યા વ્રજ ભૂપહો. નિ ૪
શ્રી કૃષ્ણ અન્યનું રૂપ ધરે, વા અવર ધરે કૃષ્ણ રૂપ;
મયૂરધ્વજ ઘેરે હરિ થયા દ્વિજ, કોળી હરિ થયો ફળ્યા જગ ભૂપહો. નિ. ૫
રાસ ધારી જુગલ રૂપ ધરી, વ્રજલીલા કરે લે ભાળી;
તેનું સત્ય તુલ્ય સનમાન કરે, શ્રી વલ્લભ કુળ શંકા ટાળીહો. નિ. ૬

કગ વૈષ્ણવને રૂપે દાસ નારાયણની સ્ત્રી મારી;
બહાનું સત્ય સમજે તે જીવી, પ્રસન થયા ગિરિધારી હો. નિ. ૭
દણ ભવૈયાને વૈષ્ણવ વેષ ધર્યાથી પૂજ્યો રામ;
વેશ માત્રે ત્રણુ હત્યા નીસરી, આનું સત્ય શ્રુતિ ગાય હો. નિ. ૮
હરિ સંબંધી વસ્તુ સર્વ તે, હરિ સમાન લેવી જાણી;
પતિબાધ સાથે પણ સ્ત્રી બળે, ખાંડું પરણે પણ રાણીહો. નિ. ૯
ભૂતમા ભગવંત રૂપ માન્યું, નામ દેવે થયું તેવું દર્શ;
કેવલ ભાવથી નિકટ નંદસુત, સમજણવાળાને દુરવહો. નિ. ૧૦
નિશ્ચે ભાવ હરિ કરૂણાથી આવે, અવર ઉપાય ન કોઈ;
જેવું ભાવનું બળ તેવું ફળ, દયા તું લેજે જોઈ હો. નિ. ૧૧

---

## પદ–રાગ બિલાવલ

હે મન સીદ ચિંતા કરો, કહું તે વાત વિચારી;
જીવ કે ઇશ્વર પ્રકૃતિ ન ફરે, અનાદિ છે એ ધારો. હે મન. ૧
જીવ અણુ વસ્તુ છે તે ભમે, સૌના માન્યામાં આવે;
ઇશ્વર કોટિ બ્રહ્માંડથી મોટા, તેને કોણ ડોલાવે. હે મન. ૨
પ્રભુ કરૂણાબળે દાસને, મોટું વરદાન આપે;
તદપિ ચિંતા પુરી ના મટે, મનમાં અધીરતા વ્યાપે. હે મન. ૩
ચાંડાળાને રાજા પત્ની કરે, તદપિ પ્રતીતિ ના બાઝે;
અતિશે અધમ હું રાણીપણું, મારે શી પેરે છાજે. હે મન. ૪
પોતાની પતિતતા જોઇને, જીવનું મન ડોલે;
તેનો દોષ હરિ ના ગણે, પાળે વચન જે બોલે. હે મન. ૫

સહજ વચન સત્પુરૂષનું, જેવી પાષાણે લીટી;
અસદ્ વચન લીટી જળ વિષે, થાતામાં જાયે ફીટી. હે મન. ૬
આપ્યુ પાછું પ્રભુ લે નહિ, નિજનો કહી ના મૂકે;
આત્મ સાત અપરાધ જોઈ, હરિ બરદ ના ચૂકે. હે મન. ૭
કુંતા, ગંગા ડાકોરમાં, વિભીષણ મેહેતો ચળિયા;
ભગવંતે ભૂલ ભાળી નહીં, બોલ્યા તે રીતે ફળિયા. હે મન ૮
સર્વે સર્વાત્મા વિભુ, દક્ષ સર્વજ્ઞ સાચા;
નિજજન કો છળી ના શકે, છળકર ખાય તમાચા. હે મન. ૯
નિજજન હિત નિજમાં નથી, હરિ સઘળું કરે છે,
નેત્રપલક પેરે ભક્તના, પ્રભુ રક્ષક રહે છે. હે મન. ૧૦
કુંતિસંબંધે ભક્ત સહુ, પાંડવ કહાવ્યા ના કાચા;
તેમ શ્રી વલ્લભના સંબંધથી, વલ્લભી ભક્ત સાચા. હે મન. ૧૧
અકલ ગતિ દયાનાથની, કોઈના સમજ્યામાં નાવે;
તદપિ અહિત નિજ ભક્તનું, હરિથી ના બના આવે. હે મન. ૧૨

---

## પદ–રાગ ભૈરવ

હરિ સહુ મારા ચિંતા ચૂર્ણ કરો;
પાપ તાપ પરસે ન કદાપિ, એવી વસ્તુ મુજ હૃદયે ધરો. હરિ સહુ. ટેક ૧

વિવેક ધૈર્ય અખંડ નિજાશ્રય, મુજ મન માંહે ભરો;
માયા કાલાદિક ભવ બાધા ભય ઉદ્વેગ હરો હરિ સ॰

અધર્મ સ્વભાવ જાનત દુખ છેદો, ગ્રહી હરિ કૃપાછરો;
દુષ્ટ વચન વિષ સરખાં સુણી મુને, થાશો માં અજરો. હરિ સહુ. ૩
શ્રીવલ્લભ શરણાગત લહી મુને, કાઢો પ્રપંચ પરો;
દયા પ્રીતમ પરમાનંદ સાગર, અંતઃકરણ ઠરો. હરિ સહુ. ૪

---

## પદ—રાગ કેદારો

શ્રુતિ સ્મૃતિ ગાયું તે મિથ્યા કો કહી શકે, ફલ ન ભાસે માટે લાગે કાચું;
જેટલું જે સમે હરિના મનમાં વસ્યું, તે સકલ ભાસેછે માટે સાચું. શ્રુ. ટેક
ધાએ નારાયણા એક વારજ કર્યું, તે અજામીલ વૈકુંઠ વસીયો;
રામ શ્રીરામ કહી દશરથે તન તજ્યું, તે હજૂરવર્ગસુખમાંજ ફસીયો. શ્રુ.
વિપ્રના જન્મવિણુ મુક્તિ નહી શ્રુતિ કહે, હરિ તે મુચકુંદ વેળા વિચાર્યું;
નામ આભાસ બળ ગણિકા વૈકુંઠવસી, ત્યાં પ્રભુદ્વિજપણું મેં ન ધાર્યું. શ્રુ.
કાલોલ્લંઘન અલ્પ અઘ તેથકી અસુરસુત, દિતિ ઉર ઉપજ્યા કશ્યપવામાં;
અધ્યગ ગા પરાશર દિવસ ઢીમરજા, વણવરી ભોગી સુત વ્યાસ પામ્યા. શ્રુ.
દાસ માધવનું મળ મૂત્ર પ્રભુ પખાળ્યું, પ્રારબ્ધ ભોગવ્યાં માન્યું મોટુ;
પારધી પાપી તન સહિત વૈકુંઠ વસ્યો, ત્યાં થયું પ્રારબ્ધ કેમ ખોટું. શ્રુ.
સનકાદિક શ્રાપ જય વિજય અસુર થયા, ભૂતળ પડીયા હુતા વૈકુંઠવાસી;
દુર્વાસા શ્રાપ અંબરીષને નવ અડયો, નમિયા ત્યાં વિપ્ર બલ ગયું નાશી. શ્રુ.
એવા ઇતિહાસ છે શાસ્ત્રમાં અતિ ઘણા, સ્વલ્પમા સમજિ લ્યો વાત સાચી;
હરિ ઇચ્છા આગળ બળ ચાલે નહિ કોઇનું, શાસ્ત્ર વાયક જુગતી સર્વ કાચી. શ્રુ.
દયા પ્રભુ સ્વતંત્ર છે સર્વ સામર્થ્ય સહિત, જેમ ગમે તેમ કરે તેવું જાણી;
પણ અહિત નિજ ભક્તનું કરી ના શકે, એ વાત ખચીત છે વેદવાણી. શ્રુ.

## પદ-રાગ કેદારો.

કર્મ રેખા ટાળી કોઇથી ટળતી નથી, હરિ ટાળે તો ટળે નહીં તો સારી;
ઇચ્છા બળ આગળ અદ્રષ્ટ અળગુ રહે, ના થવાનું કરે ગિરિવર ધારી.
કર્મ રેખા. ૧

જુવો મલમાસ પામ્યો પુરૂષોત્તમપણુ, મુનિ સુદામો વૈભવ ઇંદ્ર પામ્યા;
એ બેના કરમમા એહેવું કાંહાં લખ્યું હતું, જોઇ ઉદાહરણ સર્વે વિરામ્યા.
કર્મ રેખા. ૨

પુત્રિ લાંછન બ્રહ્માભાગ્યમાં કયાં હતું, શિવકર્મ કયાં હતું બ્રહ્મકપાળ;
જયવિજય કરમમા અસુર અવતાર કયાં ધ્રુવ ભાગ્યમાં પાપ કયાં શીશકાલ.
કર્મ રેખા. ૩

સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ નવ સંભવે, દુઃખ પામ્યા પાંડવ કયે કરમે;
કયા હતું ધ્રુવને ધ્રુવપદ જુવો કર્મમા, કૌરવ સુખ પામિયા કીયે ધરમે.
કર્મ રેખા. ૪

અસુરના કર્મમાં મુક્તિ ક્યાં લખી હતી, પ્રહ્લાદને કર્મ કયાંહાં દુઃખ મોટું;
વિદુરદ્વારા કૌરવ મંગલ મિથ્યા કર્યું, કુરૂક્ષેત્ર સુભટેકર્યું આયુ ખોટું.
કર્મ રેખા ૫

'કર્મ સાચું ખરૂં હરિ વિમુખ જીવને, હરિ સન્મુખ સુખ દુઃખ હરિના કરમાં;
નિજ ભકતનું અહિત કયા પ્રભુ થાય ના, થાય એ વાત નહીં હરિના ઘરમાં.
કર્મ રેખા૦ ૬

## પદ-રાગ દેવગાંધાર.

( કોઇએ ન કળાય ગતિ અકલ તમારીરે, એ ઢાળ. )

કોઈ ના જાણે કૃષ્ણ, કેઈ રીતે ગાજીરે;
આ રીતે પ્રસન્ન, કોઇએ કહેવાય ના ગાજીરે. કોઈ૦ ૧

ધ્રુવાદિને સાધન કરેથી મળ્યા આપરે;
પ્રાચીન બર્હિ નૃપ, સાધને સંતાપરે. કોઈ૦ ૨

સહેજે શ્રેષ્ટ જ્ઞાન પામ્યા, ભિક્ષુ મહા ભ્રષ્ટરે;
તેવુ બીજા પામ્યા નથી, સહે બહુ કષ્ટરે. કોઇ૦ ૩

સેહેજે પ્રેમ ભક્તિ પામ્યો, મથુરાંનો માળીરે;
તેવી કો બીજાં ના પામ્યા, દેવ વાણી પાળીરે. કોઈ૦ ૪

વિશ્વામિત્રાદિક બલિયા, અપછરા છળીયારે;
સંસારમાં સરસ્યા વ્રજવાસી, પ્રભુ મળીયારે. કોણ૦ ૫

ઘણા હરિ શરણે ગયા, નથી સુખ દાનરે;
શરણે મળ માસ ગયો, થયો હરિ સમાનરે. કોઇ૦ ૬

અરધે નામે સહજે ગણિકા, ગઈ હરિ ધામરે;
હજુ લગી સ્વર્ગે દશરથ, અંત્યે રટયા રામરે. કોઇ૦ ૭

સત કયહું અસંત સુખી, દુખી કયહું બંધેરે;
બન્ને વાત હરિને હાથે, રખે રાખો સંધેરે. કોઈ૦ ૮

શ્રમે ક્યાંહી સહજે સહુને, થાવાનું તે થાયરે;
હરિ પ્રસન્નતાનો, હરિ પામે ઉપાયરે. કોઈ૦ ૯

તારવા હારએ ધાર્યા, કેમે નહીં ભુડેરે;
નથી ધાર્યા નહીં તરે, કોટી કર્મ રૂડેરે. ક્રોધ૦ ૧૦
પ્રમાણમાં ચાલવું, સુકૃતિ તજી ગર્વ રે;
દયા પ્રિતમ સ્વતંત્ર છે, તેના કરમાં સર્વરે. ક્રોધ૦ ૧૧

---

પદ–રાગ લલિત.

હરિ હું મહા દુખિયોરે, મહા દુખિઓ;
પ્રભુ કૃપા કરો થાઊં સુખીયો. હરિ હું૦ ટેક. ૧
ત્રિતાપ તપ્યા તપે છે, તપશે તે સહુમેં હું મુખિઓ;
સ્પર્શારપર્શો તોહે સ્વર્ણ થયો, ભોજન મળે રહ્યો ભુખીયોરે. હરિહું૦ ૨
આત્મ સાન ફીધી છે, તોહે અભાગ્ય કૃપા કટાક્ષે પુખિયો;
દયા પ્રીતમ વચને ન પળ્યા, મુજ માટે સ્વભાવ રૂખિયોરે. હરિ હું૦ ૩

---

પદ–રાગ કાફી.

હરિ ભક્ત તણા, દોષ ન જોશો થાશો નર્ક નિવાસી;
પ્રભુ સમજી ધર્યા, જીવ જન્મથી તે કેમ જાશે નાશી. હરિ૦ ટેક.
હોય કર્મજનિત દુખ દોષ કદા, કેમ ટળી શકે જહાં ભજન સદા;
રવિ ઉગ્યો રહે કેમ તિમિર તદા. હરિ ભક્ત૦ ૧
કારણ ન જડે શા માટ ધર્યા, ડરવા ન ઘટે ત્યાં અચલ ઠર્યા;
હરિ રૂચિ વણ કોઇથી કેમે ન કર્યા. હરિભક્ત૦ ૨

નિજદોષ દેખી દીનતા આવે, પરદોષ તેના મનમાં નાવે;
દીનજન સાચા હરિપ્રિય કહાવે. હરિ ભક્ત૦ ૩

ન્યૂનતાથી દીનતા ગરવ હરે, જેમ ખાતર ખોટે ખેતર સુધરે;
રૂચિ જનિત દોષ હરિ જનમા ધરે. હરિ ભક્ત૦ ૪

જે દોષે હરિ હણીયો વાળી, કૃતિ તેજ રામ સુગ્રીવ ભાળી,
નિભીષણુ પણુ નાજ શકયા ટાળી. હરિભ ત૦ ૫

દુઃખ દૂષણુ પાંડવને ધામે, જેને પ્રિય કીધા સુંદર શ્યામે;
કોણુ જાણે હરિ રાખ્યા શા કામે. હરિ ભક્ત૦ ૬

મોટા ભક્ત ભુશંડી રામ તણા, જેને ગરુડ નમ્યા તેમાં શી મણા;
તદપિ વપુ વાયસ ગુણી તો ઘણા. હરિ ભક્ત૦ ૭

મુનિ નારદ કલેશ પ્રિયે લાગે, હનુમાન સુણો સ્તુતિ બળ જાગે;
પિતુ દશરથ કામ રૂચિ ન ભાગે. હરિ ભક્ત૦ ૮

મન માધવદાસ ગુણિકામા ગડયું, નિજબળ થકી તે ફીકું ન પડયું;
તેને હરિબળ ભક્તિ રત્ન જડયુ. હરિ ભક્ત૦ ૯

બ્રહ્મ કપાલ શિર શિવ સતમણી, સભવે કેમ સગતિ પ્રેતતણી:
ઘણું કોધી એ ઇચ્છા અખિલ ધણી. હરિ ભક્ત૦ ૧૦

ગયાસુર અસુર ગુણુ સાધુ કર્યા, કલિ દોષ તેમા શું ગુણુ ધર્યા;
દયા પ્રીતમ તાર્યા તેજ તર્યાં. હરિ ભક્ત૦ ૧૧

---

૫૬.

જન જકત સમાન, જાણે ભક્તજનને તે નર્કનિવાસી;
સમ તનુ આકાર, ધર્મ કાંઇક પણ અંતર પદ અવિનાશી. ટેક.
જળ અવર ગંગાજલ સમ નાવે, જલ ધરમે કાંઇ સમતા કાહાવે;
ગુણ પ્રતાપ સમ કયાંથી લાવે. જન જ૦ ૧
ભવવિષયી જન બંધન રોગી, હરિજન સંસારી પણ યોગી;
જેમ અલેપ રસના રસ ભોગી. જન જ૦ ૨
ત્યાં લગી રાગાદિક ચોર નડે, ગ્રહ કારાગ્રહ મોહ બેડી પડે;
જ્યાં લગી હરિ દાસપણું ન જડે. જનજ૦ ૩
લોહ ખડગ કનક જેને સ્પર્શ અડે, કૃતિ પૂર્વ દાઘ તદપિ ન પડે;
થાય વિક્રય ઝાઝા મૂલ્ય વડે. જન જ૦ ૪
જુઓ પદ્મ પત્ર પાણી ન અડે, સમડાનું કાષ્ટ જલમાં ન સડે:
એ બલ રવિ અગ્નિ સંબંધ વડે. જન જ. ૫
રતિચંદ્ર ચકોરખાય અંગારા, જુઓ ધ્રુવજી અચલ ચલ સહુ તારા;
પતિ પંચ સતી પાંડવ દારા. જન જ. ૬
કયાં કેરી કયાં આકાડોડો. કયાં ખચ્ચર ને તેજી ઘોડો;
ગુણ સમ કયાં આકાર છે થોડો. જન જ. ૭
કયાંહાં રત્ન કાચ સમતા ભાળો, હંસ બક કયાંહાં રંગ ઉજ્વલવાળો;
જોઈ તારતમ્ય સંશય ટાળો. જન જ. ૮
સદા પવિત્ર રહે ભવ ભકત વસી, હરિનામ ન જાય ક્ષણું હૃદય ખશી;
દેવ મણિ તુરી ખોડ નડે ન કશી. જન જ ૯
શશિ સનમુખ લેઈ જે પ્રયાણ કરે, તેનું બળ અવયોગ અનેક હરે;
તેમ હરિ સનમુખ થકી દોષ ટરે. જન જ. ૧૦

એહુ બળદ સાંઢ સુત ગાધતણા, એક સાધુ એકમાં દોષ ઘણા;
હરિઆંના બળ નિર્ભય ન ભણા. જન જ ૧૧
અપરાધથી વ્યાસ પિતા ન ડર્યો, અતિપૂજ્ય જનક્ષય ધ્રુવજીએ કર્યો;
તેણે હરિબલ પગ શિર કાલ ધર્યો. જન જ. ૧૨
હરિ શરણુ ગતિ દયા બલ મહોટું, તેની આગળ સાધન સહુ ખોટું;
તે અસુર એ વચન જે કહે ખોટું. જન જ. ૧૩

---

## પદ–રાગ જોગીયા આશાવરી.

શ્રીજીની જગતી અતિ અટપટી, કશું કરી શકે ન કોય;
મનતે વાણી થકી વેગળી, જાણે અનુભવી હોય. શ્રીજી. ૧
પાંડવ છે પ્રિય પ્રભુ પ્રાણુથીરે, તેને દુઃખનો નહી પાર;
સંચિત ક્રિયમાણુ પ્રારબ્ધ તો, એમને છે નહી લગાર. શ્રીજી. ૨
હરિ ગુરુ સંત દ્રોહી શુકનેરે, ગણ્યો ન એકો અપરાધ;
જે માટે ભક્ત બળી બાધ્યો, હેતુ કો લહે અગાધ. શ્રીજી. ૩
કચ જીવાડયો બહુ બહુ જુક્તિ કરીરે, વિદ્યા સંજીવન અપાવી;
નિજ રૂચિકે અરૂચિ સમજાઈ ના, નિષ્ફળ ત્યાની ત્યાં કરાવી. શ્રીજી. ૪
બહુ શ્રમે ન ફળ તે સહજે ફળુ રે, રીત અસંભવિત ભાળી.
વિધિ સુતપા પ્રાણી સાધન જુઓ, કુબ્જા ફળ મથુરા માળી. શ્રીજી. ૫
પ્રતિવ્રતા જુવતી જાલંધરીરે, શ્રીજી સત્યથી છોડાવી;
અધમ મામકી જાત પુંશ્ચલી, શુકમીશે વૈકુંઠે વસાવી. શ્રીજી. ૬
સુખ છે કહીં સંતને અસંતનેરે, દુઃખ પણ સંત કહીં અસંત;
કહેતાં કશું બનતું નથી, આપ ઇચ્છા બળવંત. શ્રીજી. ૭

કળી દોષ કોપ નર્ક ક્યાં પડયોરે, ધર્મ ક્યાં વૈકુંઠ વાસ;
કદર્થ ને જ્ઞાન પ્રેમ ગોપીને, પિંગળા સહજે વિશ્વાસ. શ્રીજી. ૮
આતે શા માટે હરિ કર્યું હશેરે, કેમ કર્યું હશે આ કામ;
એવું તમને કહેવાય ના, વિરૂદ્ધ ધર્માશ્રય શ્યામ. શ્રીજી. ૯
સઘળું કરવાને સમર્થ ખરારે, ઇશ્વર કોઇનો ન ભાસ;
પણ નિજ જન અહિત કરી ના શકો, નિશ્ચે ગાય દયોદાસ. શ્રીજી. ૧૦

---

## પદ–રાગ સોહણી.

શ્રી હરિ સહું જાણેરે સહુ જાણે;
મન મનસુબા પ્રમાણે; શ્રી હરિ. ટેક
વ્યાપી રહ્યો છે વ્યોમ વાયુની પેરે સર્વ ઠેકાણે;
સુખ દુઃખ દે કોઇ પ્રેરક પોતે, કશું ન જાય અજાણે. શ્રી હરિ. ૧
અચિંત્ય અતકર્ય કાર્ય કૃષ્ણનું, નિશ્ચે થાય ન શાણે;
બુધિ પ્રમાણે કરે કલ્પના, મન ગોઠે તેમ તાણે. શ્રી હરિ. ૨
આ શા માટે એમ કર્યું પ્રભુ, જુજવું સાંજે વાહાણે;
હરિ દાસ સમજ્યામાં નાવે, અકલિત વેદ વખાણે. શ્રી હરિ. ૩
અતિ અટપટી અસંભવ લીલા, તે જાણે જે માણે;
સહુ કરવા સમર્થ પણ નિજ જન અહિત ન થાય મજરાણે.
શ્રી હરિ. ૪
વિનતિ વિના રક્ષક નિજ જનના, અવગુણ ઉરમાં નાણે,
સહુ વાતે બળ રાખ દયા પ્રભુ, સાવધાન સહુટાણે. શ્રી હરિ. ૫

---

## પદ–રાગ કાફી કે લલિત.

શ્રી કૃષ્ણ થયા શ્રી રઘુપતિ, જેને નામે અ સ્દુઃખ નામે,
સુખી સર્વ પ્રજા દુષ્ટ દુર્મતિ કલેશી કહીં નવ ભાસે. શ્રીકૃષ્ણ ટેક
કહીં દુ ખ કદી રામ વિયોગતણું, હરિ સ્મર્ણું ચળે ચિત્ત કનેશ ઘણું,
પ્રભુ નિમિત્ત અધ કહીં ધર્મ ભણુ શ્રીકૃષ્ણ ૧
માર સોગરી દડ યતિ કરમા, ગ્રંથુ બધન પુસ્તક જે ધરમાં,
હાથ ભય સ્વામી વશ અનુચરમા. શ્રીકૃષ્ણ. ૨
જુગ્રી ાગરા વિનોદ વિષે જાણી, કઠ્ઠ પીડા કણ પડીયા ઘાણી.
શસ્ત્ર છેદ મખ પશુ શ્રુતિ વાણી. શ્રીકૃષ્ણ ૩
એક ચોરી સદ્ગુણુનીજ હતી, એક હાક રાખતા પુણ્ય કૃત્તિ,
હરિ વિમુખ હુતી દુષ્ટમતિ શ્રીકૃષ્ણ ૪
હરિ સનમુખ જન સરવે સારા, દયા પ્રીતમ જેના દગતાગ,
હરિ દ્રોહી દુર્મતિ ને દારા શ્રીકૃષ્ણ. ૫

---

## પદ–રાગ કેદારો.

મહા કષ્ટ પામ્યા ાવના કૃષ્ણ કોહોને મળ્યા
ચારે યુગના જુઓ સાધુ શોધી,
વહાલ વૈષ્ણવ વિષે વિરલાને હોય બહુ,
પીડનારાજ ભક્તિ વિરોધી મહા કષ્ટ પામ્યા. ૧

ધ્રુવજી પ્રહ્‌લાદજી ભીષ્મ બળિવિભિષ્ણ
વિદુર કુંતા કુંવર સહિત દુઃખીયાં;
વસુદેવ દેવકી નંદજી યશોમતિ
સકલ વ્રજભક્ત દુઃખિં ભક્ત સુખિયાં. મહા કષ્ટ પામ્યા. ૨
નળ દમયંતી હરિશ્ચંદ્ર તારાનયનિ
રૂકમાંગદ અંબરિષાદિ કષ્ટ;
નરસિંહ મહેતો ને જયદેવ મીરાં જની
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટ. મહા કષ્ટ પામ્યા. ૩
વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક
શિવકપાલી વિધિ વિશ્વ નિંદે;
જગ જનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું
પાપવણ તાપ જેને જક્ત વંદે. મહા કષ્ટ પામ્યા. ૪
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ જેને નથી
તેને ત્રય તાપ આવી નડે છે;
અકલગત ઇશ હેતુ ન સમજ્યું પડે
અમલ ઇચ્છા સરવ તે પડે છે. મહા કષ્ટ પામ્યા. ૫
છે કથન માત્ર એ પાપ ને પુણ્ય બે
નચવ્યું નંદકુંવરનું જક્ત નાચે;
કૃપાપ્રિતમ રૂચિવિના પત્ર હાલે નહીં
પ્રાણ ન ભાગે ભ્રમણા મંન કાચે. મહા કષ્ટ પામ્યા. ૬

## પદ—રાગ ગુર્જરી.

વિનતિ વિના નિજ જનના રક્ષક સદા છે વ્રજરાયરે,
કાંઇ એક સ્થલ કહી દાખું સઘળે, નિર્ભય નિશ્ચે થાયરે. વિન. ૧
જગન્નાથ જોશીને રજપૂત, શસ્ત્ર મારવા આવ્યોરે,
પાછળથી પ્રભુએ કર ઝાલ્યો, અચેત દાસ બચાવ્યો રે. વિન. ૨
સેંનાનાઇ સાધુ સેવા કરી, નૃપભય દૂર નાંખ્યો રે,
નાપિકરૂપ ધરા હરિ નૃપમુંડન કીધું જન રાખ્યો રે. વિન. ૩
દામાજીનું દુઃખ હરવા હરિ, રૂપ માહારનું લીધું રે,
બાદશાહને પોતું ભરી આવ્યા, નિજજન રક્ષણ કીધું રે. વિન. ૪
સતીને છળવા અસુર જાલંધર, શિવનું રૂપ ધરિ આવ્યોરે,
ચળીશ મા એ શંકર છે નહીં, પ્રભુજીએ ભેદ બતાવ્યોરે. વિન. ૫
રામદાસ હતું દ્રવ્યનું સંકટ, હરિના મનમા આવ્યું રે.
મોદીનું નાણું નિજ મનથી, આપે જઇ ચુકાવ્યુંરે. વિન. ૬
સુરદાસને ગ્રાસ ગળામાં, અટક્યો નવ બોલાયું રે,
સંકટ સમજી પોતાની ઝારીનું જળ પ્રભુ એ પાયું રે, વિન. ૭
પરિવેષણ કરતાં પંચાળી, ચોળી ગ્રંથી ગઇ છુટીરે,
પલક પેહેલી પ્રભુએ જટવાળી, સમય ગયો નહીં ત્રુટીરે. વિન. ૮
અંબરીષને દહવા કૃત્યાનલ, દુર્વાસા કીધોરે,
વણુ પ્રાર્થના આવ્યું સુદર્શન, દંડ મુનીને દીધોરે. વિન. ૯
બીજના ગોધુમ ધને ભકત લેઇ, સાધુને સંતોષ્યારે,
વણુ વાવે પ્રભુએ ખેતર નીપાવ્યું, જન પોતાના પોષ્યારે. વિન. ૧૦
મીરાંને હણવા રાણે તલવાર, કમર થકી કાઢી રે,
પોતાની જાણી પુરૂષોત્તમ, મીરાં ચાર દેખાડીરે. વિન. ૧૧

નરસંહીયાનું રૂપ ધરી પ્રભુ, ધૂન લઇ ઘરમાં આવ્યારે,
શ્રાદ્ધ પિતાનું સાર્યું પોતે. એવા જનમનભાવ્યા રે વિન ૧૨
પ્રહલાદે પ્રભુ સઘળે બતાવ્યા, સત્ય કૃષ્ણે તે કીધુ રે,
સભા સ્થંભ તાડન કીધો તહાં, નરહરિ રૂપ પ્રસિધ્ધું રે વિન. ૧૩
માધવ જન દુઃખ જાણી માધવ આપ બનાત ઓરાદીરે.
ના કરવાની ક્રેહેર કરી જગ જણવી પ્રીતિ ગાઢીરે. વિન. ૧૪
ચંદ્રહાસને વિષ વિષયા કરી, પ્રાર્થના નથી પોહોચીરે,
જન ગોકુલ પણ સાવધ શ્રીહરિ, સત મરો સીદ શોચીરે. વિન. ૧૫
ચોખામેલની ચિંતા પ્રભુએ, પોતાને શીર લીધીરે,
નણંદ થઇ સુવાવડ સ્ત્રીની, નિજ કરી જગત પ્રસિધીરે. વિન. ૧૬
જળસ્થળ વન વસ્તીમાં સઘળે, વ્યાપી રહ્યા વ્રજરાયરે;
પોતાની મેળેજ ભક્તની ભીડ ભાગવા જાયરે વિન ૧૭
વિજ્ઞપ્તિની વાટ જૂએ નહીં ભક્ત ભલું કરે મનથીરે;
સચેત પલ જેમ અચેત લોચન, એમ સાવધ હરિજનથીરે. વિન ૧૮
સહુ કરવા સમર્થશ્રીજી પણ નિજ જન અહિત ન થાયરે;
જન અજ્ઞાન ના હારદ સમજે, માટે અવગુણ ગાયરે. વિન ૧૯
કોઇનુ અહિત કરે નહીં કેશવ, (તો) કરે દાસનું કેમરે,
જીવ સ્વભાવિક દુષ્ટ ધરે દુખ, બાલ માતપર જેમરે. વિન ૨૦
માત પિતાના અવગુણ બાલક, સમજણ પાખે ગાયરે,
માત પિતાને દોષ ન આવે, એમ દાસ વ્રજરાય રે. વિન ૨૧
જેમ બને તેમ સમરોશ્રીજી, દયા દોષ મા ધરશોરે,
રાધાવર સહુ રૂડું કરશો, સહજ શરણથી તરશોરે. વિન ૨૨

## પદ–રાગ ગુર્જરી.

સહુ અઘદુઃખની હેતુ અવિદ્યા, હરિ આપ મટાડો તોજમરે;
કોટિ કોવિદે કોટિ ઉપાયે, તવ કરુણા વણ કદી ન કટે. ટેક.
અનેક ભાતના અનેક ઉપદ્રવ, ઉપજાવી દે કલેશ રે;
થાય વિકળ સહુ જ્ઞાની વિવેકી, વિવેક રહે નહીં લેશરે. સહુ ૧
ઢાંક્યું ધીકણુ શાણા સરવને, સુભકૃતિ મનમાં લાગેરે;
રહે ઉદ્વેગ અખંડ હૃદેમાં, કેમે કરે નવભાગે રે. સહુ ૨
ઘણી ગુંચવણી અકથ આરતી, કશું કરે નવ ફાવેરે;
સહજ સદાસુખ થાય સવ પ્રભુ, દયા તમોને આવેરે. સહુ ૩
દુઃસહ દુઃખદ સ્વભાવ મળ્યો છે, કશું કહેવાતું છેનીરે,
શ્રીજી તમવિણ નથી કોઈ મારે, માગું સહાય કહો કેનીરે. સહુ ૪
બાધો જન્મ ગયો કરગરતાં, હજું લગી નથી સુખ દહાડોરે;
હવે તો હિંમત હારી ગયો છું, રખે અથડાવી કાઢોરે. સહુ ૫
બહુ પેરે પીડાયો હરિ હું, પ્રતિદિન પીડા વાધેરે;
આપ તો કાને કર દઈ બેઠા, સુખનો દિન કેમ લાધેરે. સહુ ૬
વેદે કહ્યુ પણ મેં નવ દીઠું, શરણે બંધન કાપોરે;
વણ ભોગવાવે નથી છોડવવાં, સહન શક્તિ મુને આપોરે. સહુ ૭
લીધો શરણ મુને પુષ્ટિ નાથ તમો, સાધન જોવા લાગ્યારે;
સદાવ્રત એ કેવું માંગણુ પાસે પૈસા માગ્યા રે. સહુ ૮
સર્વસમર્પિ શરણે પડયો જે, ગુલામ પરનો કાહાવ્યોરે;
તેને જૂનાં ખત ખાતાં કાઢી, સીદ જોઈએ દબાવ્યોરે. સહુ ૯
ભજન વિના દુઃખ ટળે ન કહે સહુ, વિકલ ભજન બની નાવેરે;
જદવા તદવા બણે ન રીઝયા, અશક્ત કહે કેમ ફાવેરે. સહુ ૧૦

સદોષ તદપિ સહાય કરી, કેશવ મુજ સામું ભાળોરે,
દુઃખ જશે સહુ સુખ આવશે, બરદ વચન નિજ પાળોરે. સહુ ૨૨
ઘણી વાર કરગરીને થાક્યો, મારૂં બળ શું બીજુરે;
અલ્પ જીવ મતિ ધૈર્ય કેટલુ, દુઃખદાધ્યો પ્રભુ ખીજ્યુરે. સહુ ૨૩
પ્રપંચ વિસરાવી પુરૂષોત્તમ, .સેવા સ્મરણ કરાવોરે;
ભક્તિ પ્રેમ આસક્તિ આપો, દાસ દયાનો દાવોરે. સહુ ૨૪

---

પદ.

દેખી ઉપેક્ષા નાથ તમારી, દુશ્મન દુષ્ટ દમે છે રે;
અતિ દુઃસહ દુઃખ પામું અહનિશ, દયાળ કેમ ગમેછેરે. સહુ ૧૧
કુમતિ કુતર્ક કુક્લેશ કુકર્મ, બળે કરી સહુ બાઝયુંરે;
કુમક કૃષ્ણ તમારી ના દીઠી, નિર્ભય થઈ ઘણું ગાઝયુંરે. સહુ ૧૨
નિજનો કહી નિર્ભય કીધો, તેમાંનું કાંઈ ન દીઠું રે;
એવું લાગે છે સહજે, વિવેક રાખ્યો બોલી મીઠું રે. સહુ ૧૩
ચાંડાળી નૃપપત્ની કરે તેમ, તમો કૃપા મુને કીધીરે;
ઈશ્વર થઈ ન ઘટે તદપિ તે, પાછી ખેંચી લીધીરે. સહુ ૧૪
દુઃખ દાવાનલ બળતો બોલું, દોષ રખે મુજ માનોરે;
જેવો તેવો પણ પાળ્યો પાળશો, છેરો સારું હું કોનોરે. સહુ ૧૫
છૂટયું ભોજન નિદ્રા નાઠી, વિકલ સરીખો વરતુરે;
શું જાણું આગળ શું કરશો, આવું આ નીપજે નરતુંરે. સહુ ૧૬
માયા દમે મર્યા । મૂકી, કલિકાલ ભય કંપુરે;
કૃષ્ણ સ્મરણ મહિમા સંતાડયો, પ તત જીવ કેમ જંપુરે. સહુ ૧૭
સ્વલ્પ ક્લેશ માગે નવ સેહેતા, પેહેલા એવા હતારે;
દુઃસહ દુઃખ જાણો છો હવડાં, ઉદાસ જાગ્રત સૂતારે. સહુ ૧૮

શો અપરાધ વસ્યો અંતર પ્રભુ, એકાએક બદલાયારે;
સત્ય સંકલ્પ સત્ય વાચી મહા, સહિષ્ણુ શ્રુતિએ ગાયારે. સહુ ૧૯
આત્મસાતને અસુર આરતી દે છે, દેખો છો ( તમે ) સ્વામિરે,
સર્વેશ્વર સર્વાત્મા છો નવ, લાજો મોટી ખામીરે. સહુ ૨૦

સકલ ધર્મ સાધન હીણો હું, અપરાધે નથી ઓછોરે;
પણ શ્રીવલ્લભ સુત સોંપ્યો છું, તે સંબંધ ન છોછોરે. સહુ ૨૧

સદોષ તદપિ સહાય કરી, કેશવ મુજ સામું ભાળોરે,
દુઃખ જશે સહુ સુખ આવશે, બરદ વચન નિજ પાળોરે. સહુ ૨૨
ઘણી વાર કરગરીને થાકયો, મારૂં બળ શું બીજુંરે;
અલ્પ જીવ મતિ ધૈર્ય કેટલું, દુઃખદાધ્યો પ્રભુ ખીજ્યુંરે. સહુ ૨૩
પ્રપંચ વિસરાવી પુરૂષોત્તમ, સેવા સ્મરણ કરાવોરે;
ભક્તિ પ્રેમ આસક્તિ આપો, દાસ દયાનો દાવોરે. સહુ ૨૪

---

પદ.

જાગીએ ગોપાળલાલ રે, પ્રભુ પ્રગટ હંસમાળ;
જો મટી ગયો છે અંધકાર, ઊઠી જનની મુખ દર્શાવો. ટેક. ૧
મુકુલિત થઈ કમળજાળ, કુમુદવૃંદ વન વિશાળ;
રે મટી ગઈજ જાળ, ત્રિવિધ તાપ તન શમાવો. જાગીએ૦ ૨
ઊભા સહુ સખા દ્વાર, બોલે કયહું નંદકુમાર;
નિહાળતા વાર વાર, કયારે ઊઠે કા'ન ભાઇ. જાગીએ૦ ૩
પય પીવાની બડી બા'ર, તાજી દોહી લાવી ધાર;
વત્સગણ કરે પુકાર, તુજ વિણ યદુરાઈ. જાગીએ૦ ૪
તુજ વિણ હું અટકી ગઈ, મંદમતિ ગતિ થઈ;
ઊઠ ઊઠ ઉંઘે કંઇ, બોલ બળભાઇ. જાગીએ૦ ૫
મુખથી પટ આઘું કરી, ચંદ્રવદન દાખ્યું હરિ;
જાય જનની બલિહારી, વારિ લોચન સુખદાઇ. જાગીએ૦ ૬
ધેનુ દો'વા ચાલ્યા ધાઇ, બળદેવના લઘુભાઇ;
દોણી દેની મહામાઇ, ગુણગણ પણ કોઇ. જાગીએ૦ ૭
મૂકી વત્સ પય પાય, વત્સ દો'તા યદુરાય;

હસે જોઈ નંદરાય, ચારૂ ચતુરાઇ. જાગીએ૦ ૮
ગાયની ગ્રહીજી ધાર, શીખવે નંદ વાર વાર;
પ્રભુ પામી જાય પાર, નંદરાય મન રાજી. જાગીએ૦ ૯
હળધર કે' ઊઠ કાન, ધેનુ ચાલી જાય રાન;
કરતા સખા સુસાન, જેમ સમજે નહિ માજી. જાગીએ૦ ૧૦
જમતા બળરામ શ્યામ, જે સંતકેરા સુખ ધામ;
ધેનુ કાજ ના વિશ્રામ, યશોદા જમાડે. જાગીએ૦ ૧૧
શ્યામ રામ મુખ પખાળી, ગ્વાલ બાળને હંકારી;
યમુનાતટ મન વિચારી, અસુર જઇ તાડે. જાગીએ૦ ૧૨
શૃંગ વેણુનાદ કરે, મુરલી અધર ધરે;
મહિલાકેરૂં મન હરે, હરિવર જાય રણુમાં. જાગીએ૦ ૧૩
વૃંદાવન તરત જાય, ધેનુ કુમળી ઘાસ ખાય;
દાસ દયો ગુણ ગાય, થાય શું ય વનમાં. જાગીએ૦ ૧૪

---

૫૯.

નંદસુત લાડિલા હો, સહુ વ્રજ જીવન પ્રાણ;
વાર વાર માતા કહે હો, જાગો જાગો શ્યામ સુજાણ. ટેક. ૧
યશોમતી શ્રીકૃષ્ણ જગાડે, ઊઠો પરોડ થયો પરમેશ;
અંગના સાથી આવીને ઊભા, ઊઠી જો તેમનો તું વેશ. નંદસુત૦ ૨
સુંદર વદન દેખાડી સુજને, હરણ કરો નયનનો તાપ;
નયનકમળ મુખ પખાળો પ્રીતમ, કાંઇ કલવો કીજે આપ. નંદસુત૦ ૩
માખણ પોળી પ્રભુ જમો, રૂચિર દધ દાધ લીજે;
ષટરસ મિષ્ટાન્ન મેવા મીઠાઇ, તાજું દૂધ ત્રિકમજી પીજે. નંદસુત૦ ૪
મારી પાસે માગી લેજો વિઠ્ઠલ, જે જે જોઇએ ખાવા;

બળરામ ને શ્યામ સાથે જમજો, પછેન હિંદેરૂ ભૂખ્યા જાવા. નંદનંત૦ ૫
સુણી શ્યામ શય્યાથી જાગ્યા, પ્રભુએ પાલવ ઉઘાડયો
જાણે પયનિધિ મથન કેન કેટી શું શીતળ ચંદ્ર દેખાડયો નંદસુત૦ ૬
સખા શબ્દ સુણી જોવા આવ્યા, જાણે હરિવર નયન ચકોર,
યુગલ કમળ જાણે ઈંદુ ઉપર, વિરાજી રહ્યા મહાસો ર નંદસુત૦ ૭
એવે કાંનવર ઊઠી આવ્યા, શીતળ જળથી વદન પખાળ્યું,
શ્યામ રામે ગુંજ કરી, સખાનું વૃંદ નિહાળ્યું. નંદસુત૦ ૮
વે'લી વે'લી માતા આવી, સુખ માગ્યું જમવા દીધું,
માખણ પોળી આપી ભાવતી, પય પીવાય તેટલું પીધું. નંદસુત૦ ૯
જળ લેઇ મુખ ધોઇ ઊઠયા, બળ મોહન બે ભાઇ
ગાય ઘેરી સરન વન ચાલ્યા સખા સંગ વ્રજરાઇ નંદસુત૦ ૧૦
મોરલી સાભળી બળ મોહનની બીજા બાળક આવ્યા ધાઈ,
ઘેરી ગાયને આગળ કરતા, જોતા કયહાં જદુરાઈ નંદસુત૦ ૧૧
સરવે કહ્યું આજ જાવું આપણે, વૃંદાવનકેરી માય,
યમુનાતટ તૃણ અતિ ચારૂ, સુરભિગણ જઇ ચારૂ ત્યાય નંદસુત૦ ૧૨
ગોપ ગાય સહુ લેઇને ચાલ્યા, વૃંદાવનમા ત્રિભુવન રાય,
અતિ સઘન વન જોઇને રીઝયા, ગોપ વત્સ ને ગાય નંદસુત૦ ૧૩
કોઇ ખસ પાડે કોઇ ગાયે, સુરભિ ગણ ચરાવે,
કોઇ કોઇ માહોમાહી પોકારે ગાયે, કોઇ શ્યામને વિદ્યા શીખાવે નં૦ ૧૪
અંતરયામી વિચારે મનમા, સખા સુજને સમજાવે,
લીલા લહર અનુપમ એવી ભકતનું સુખ મન ભાવે નંદસુત૦ ૧૫
કોઇ મોરલી વગાડી વેણુ, શબ્દ શૃંગીના પૂરે,
કૃષ્ણે મનમા ધ્યાન કર્યું જોઇ, જાણ્યું નહિ અસુરે. નંદસુત૦ ૧૬

બાળક વત્સ લેઇને જાઉં, જોઉં કરે શું એહ;
અજ્ઞાન એને દેખાડું હમણાં, પછે કરાશું નિઃસંદેહ. નંદસુત૦ ૧૭
અસુરકુળ સંહારવા કારણ, ધર્યો ધરણી અવતાર;
કપટરૂપ રચી બેઠો તે, જાણ્યું દેવ મોરાર. નંદસુત૦ ૧૮
ગિરિ સમાન ધરી આગળ વન બેઠો, વર વદન વાન પસારી;
મુખ માંહી વન ઘન નદી સર્વે, કર્યો માયાનો છળ ભારી. નંદસુત૦ ૧૯
પેશી ગયાં મુખમાં સહુ બાળક, ધેનુ વત્સ સમેત;
દેખી માયા વન ભૂમિમાં, આપ્યું મોહશક્તિએ હેત. નંદસુત૦ ૨૦
માહીં માંહે ફે'વા લાગ્યા, સુરભિ આજ ધરાય;
જાણે પર્વતની કંદરા માંહી, પડતો મેઘ સમાય. નંદસુત૦ ૨૧
સહુ મુખમાંહી ગયાં જ્યારે, તવ અસુરે બીડ્યું મુખ;
અંધકાર થઇ ગયો જાણે, વત્સબાળને પ્રગટ્યું દુઃખ. નંદસુત૦ ૨૨
અતિ ઉકળાં અકળાઇ સર્વે, ગોપ વત્સ સહુ ગાય;
ત્રાહિ ત્રાહિ મુખથી પોકારે, રાખીએ મહાપ્રભુ રાય. નંદસુત૦ ૨૩
વાર વાર કહ્યું કા'નજીએ અમને, એ ફંદરા નહિ ફે'વાય;
અણજાણે અમો મુખમાં આવ્યાં, ઉગારો ત્રિભુવનરાય. નંદસુત૦ ૨૪
હવે જાશે જદુવર અમારો, કોણ લેશે ઉગારી;
શ્રીહરિ મુખ મધ્યે આવ્યા, અસુરે વાત વિચારી. નંદસુત૦ ૨૫
અધર બંધ કરે જેવામાં, હરિએ વધાર્યું રૂપ;
મુખનું દ્વાર રૂંધ્યું અસુરનું, વાધ્યા ત્રિભુવન ભૂપ. નંદસુત૦ ૨૬
શબ્દ કરે અગાધ અઘાસુર, વાર વાર મુખ પોકારે;
રહ્યા અધર ચાંપી અવનિપતિ, અસુર કપટ મન માંહી વિચારે. નંદસુત૦ ૨૭
બ્રહ્મદ્વાર શિર ફોડી નિકળ્યા, ગોકુળના મહારાય;
બાહેર નિકળી આવો સર્વે, કરી મેં સહુને સા'ય. નંદસુત૦ ૨૮

બાળક વત્સ ધેનુ સહુ, અતિ મનમા ફૂલાય;
હરિ દેખતા અંધકાર મટી ગયો, કહે જય જય વ્રજરાય. નંદસુત૦ ૨૯
આવ્યા બારણે નીકળી સર્વે, તન મન થયા પ્રસન્ન,
અમો અજ્ઞાન સર્વે જાણો, મુખ જાણી પેઠા ચારૂ વન. નંદસુત૦ ૩૦
ધન્ય કાંન ધન્ય નંદરાયજી, ધન્ય યશોદા માત;
ધન્ય લીધો અવતાર આવનારી, ભક્તપાળક થઈ ખ્યાત. નંદસુત૦ ૩૧
ગિરિ સમાન તનુ અતિ અગમ, પન્નગશુ અનુસારી;
જોત જોતામા માર્યો દનુજ તમે, હરિવર મહાઅહંકારી. નંદસુત૦ ૩૨
હરિ હશીને એમ બોલિયા, થાય સવના બળથી સાંય,
તમે જો વનમાં હો નહિતો, દુઃખ દે મુજને મહાકાય. નંદસુત૦ ૩૩
આમે તમે મળીને બેસું, કરૂં ભોજન મન ભાવ્યું,
બંસીતટમાં બેસું જાઈ, જુઓ મુજકાજે ભોજન આવ્યું. નંદસુત૦ ૩૪
ગોપ પરમ સુખ પામા કરતા, મુખથી કોટિ પ્રશંસા,
આભૂષણ એક એકનાં જોયે, જોતાં મનહર અવતંસા. નંદસુત૦ ૩૫
ચઢી વિમાનમા સુર સહુ દેખે, આનંદ મંગળ ગાય;
જય જય ધ્વનિ નભમા રહી કરતા, હરખે પુષ્પ વરસાય. નંદસુત૦ ૩૬
બ્રહ્માએ સુણી વાત અજાયબ, આવ્યા જોવા નિશાની;
ગોકુળમા હરિએ જન્મ લીધો, એ વાત અને નવ જાણી. નંદસુત૦ ૩૭
નિશ્ચય એનો કરી હું આવું, એમ કરી આવ્યા ત્યાંય;
દાસ દયાનો પ્રીતમ પ્રેમી, રીઝ્યા ઘણું મન માંય. નંદસુત૦ ૩૮

---

## પદ-રાગ બિલાવર.

ભજો ગોપાળલાલ પુનર્જન્મ નાઓ, જાણો જન તમે માનુષી લાઓ.
જેણે ગુરૂ સેવા કરી ભક્તિ જાણી, મટી તેને ચોરાશીતણી ખાણી. ૧
ધારી દેહ તો સમરો ગુરૂદેવા, સમરપો સ્વામને સારી જે મેવા;
સુણો સત હરિજન તેની રીતિ, કરો દીનને કૃપા રાખો તે પર પ્રીતિ. ૨
ઊઠી સવારમા ગુરૂને શિર નામો, વલ્લભકુળ વિણ અન્યને વામો;
મનવાચ્છિત ફળ એહ તમને આપે. દુ ખ કલિના તમામ સહુ કાપે. ૩
જેણે ગુરૂ વલ્લભનું દર્શન કીધુ, તેણે જીવતરનું સફળ કરી લીધું,
જે કરે નીરાજન નિત્યે, તે જાણે નહિ કદી કૃત્ય અનિત્યે. ૪
જે કરે ગુરૂ કૃષ્ણ પ્રણામ, પામે વિષ્ણુલોકનું તે વર ધામ;
જે કોઈ હરિનું સ્મરણ કરે નામ, તેના મનવાચ્છિત ફળે કામ. ૫
જે ઊઠી હરિનુ ધ્યાન ધારે. વસે ધ્રુવ પ્રલ્હાદ પદવી અવિધારે,
જેણે વલ્લભકુળનુ ચરણામૃત પીધું, તેણે વિષ્ણુધામ સ્વગૃહ કરી લીધું. ૬
જે હરિ આગળ નૃત્ય કરી નાચે, ગોલોકમા જઇ તે રાચે,
જે જન વિઠ્ઠલેશ ઉચ્ચારે, પુનર પ ગર્ભવાસ ન ધારે ૭
જે હરિને નિત્ય ધરાવે શૃંગાર, તેનો ગોલોકે થાય સ્વીકાર,
જે પ્રથમ દર્પણ ગુરૂને દેખાડે. તેને ચંદ્ર સૂર્ય ચક્ષુમા લેખાડે. ૮
જે ઠાકોરને તુલસી ચઢાવે, તેનું સુખ કહેતા સત ન ફાવે;
જે કીર્તન ઠાકોરના ગાવે, નિકટ રાખી કરે હરિ સાંચે. ૯
હરિ મંદિરમાં દીપક જઇ કરે, અંધકૂપથી તે નર નિશ્ચે તરે;
જે શ્રીજીને શય્યા સુવાડે, હરિજન થઇ અધ્રમથિ વારે. ૧૦
જે હરિને પાલણે ઝુલાવે, તે વૈકુંઠને પેંચી ઘેર લાવે;
જે વલ્લભકુળને ઝુલાવે ડોળ, તે નિત્યલીલામા કરે કલ્લોલ ૧૧

જે મહોત્સવ કરી આરતી કરે, તેનું દુઃખ દૂર શ્રીહરિ હરે;
જે ઠાકોરને છપ્પનભોગ ધરાવે, તે પરમાનંદી મહાસુખી થાવે. ૧૨

જે ગુરુમાની વગોહામાદા, તેવા સુખ કરે જે કૃષ્ણાના;
પામે મુક્તિમણિ તે અમૂલી, હરિ સોડશકથી અધિક દેવ ફૂલી. ૧૩

ગોપ સહિત ગોપાળ જમાડે, તે હરિ મિત્ર થઈ અઘને નસાડે;
જે શ્રીજીને નૈવેદ્ય ધરાવે, તેનું દુઃખ દૂર જોતામાં આવે. ૧૪

જે ગોવર્દ્ધન ગિરિ ફરમા લાવે, ગોલોકમા મુખ્ય કહાવે,
જે કરે યમુના જળનું પાન, તે રહે શ્રી શ્રીજીની નિધાન. ૧૫

જે મળ્યો જોઈ વૈષ્ણવ સમાજ, જઈ બેસે વિસરી મન્યુ હોય રાજ,
તે તો પરમપદારથ પામે, જે હરિજન જોઈ શિર નામે. ૧૬

જે ગીતા ભાગવત સુણે આનંદ કરી, તેને હૃદયે વસે શ્રીહરિ;
જે સ્વશરીર શ્રીજીને સમરપે, તે સાત પેઢીના પિતૃને તરપે. ૧૭

જેણે હરિના જનની ગાગર શિર લીધી, તેણે સ્થિર કરી વૈકુંઠ સ્થિતિ કીધી;
જે જઈ શ્રીજીનું મંદિર સમારે, તેને જમ કદી માર ન મારે. ૧૮

જે શ્રીજીને સીધું જઈ આપે, તે અડસઠ તીર્થ વિણ અઘને કાપે;
જે શ્રીહરિ માળા પરોવે, તે જોઈ જમને કદી ના રોવે. ૧૯

જે કૃષ્ણ કાજે ચંદન ઘસી લાવે, ત્રિવિધિ તાપ સંતાપ તેને નાવે;
જે શ્રીહરિનાં પાત્ર પખાળે તે આવે નહિ દુઃખની ઝાળે. ૨૦

જે વલ્લભકુળનું કીર્તન મુખ કરે, તેના ચરણ ચારે મુક્તિ ધરે;
જે સેવા પૂજામાં આળસ કરે, શ્વાન થઈ બાટકી બાટકી મરે. ૨૧

જે મનસા સિદ્ધ સેવા આચરે, તે ભવસાગર સહેજે તરે;
જે એક સેવાનો આશ્રય સાધે, અવર દેવને કદી ન આરાધે. ૨૨

તે થાયે શ્રીજી સમક્ષ, વસે ગોલોકમાં થઇ દક્ષ;
જે હરિસેવામાં આળસ કરે, જડ જન્મ પ્રેતનો ધરે. ૨૩

વેદ પુરાણમાં એવું ભાખ્યું, સેવારસ વિણ અમૃત નવ ચાખ્યું;
સેવાની એવી અદભુત રીતિ, રાખો શ્રીવિઠ્ઠલેશમાં ઘણી પ્રીતિ. ૨૪

શ્રીઆચાર્યજીએ સેવા સાધી, પ્રભુતા સેવાથકી લાધી;
સેવાનું ફળ વરણ્યું ન જાયે, સાધે સેવા તે સુખી થાયે. ૨૫

સેવાનું ફળ સેવા છે એક, મૂકો બાજે ત્રીજો વિવેક;
દયા પ્રીતમને ભજો ભાવે, સત્વર મુક્તિ આપી જાણો મા'વે. ૨૬

---

## પદ—રાગ ભૈરવ.

મંગળ મનહર માધવ નામ;
મંગળ માધવ છે માયાધવ, મંગળરૂપ સદા ઘનશ્યામ. ટેક. ૧

મંગળ પૂતના મંગળ કીધી, મંગળ અસુરતણો સંહાર;
મંગળ ખેલ્યા મંગળ રેલ્યા, મંગળમય સહુ છંદવિહાર. મંગળ૦ ૨

મંગળ બંધન મંગળ મુક્તિ, મંગળ દેવકી માત વિશાળ;
મંગળ વસુદેવકારી મહામુનિ, મંગળ કંસ સંહારણ કાળ. મંગળ૦ ૩

મંગળ શેષશાયીનું છત્તર, મંગળકારી યમુના માગ;
મંગળ પાદ સ્પર્શ મનોહર, મંગળ યમુના થઇ બે ભાગ. મંગળ૦ ૪

મંગળ ધારી મા'વને મૂકયા, મંગળ લીધી સુંદર બાળ;
મંગળ યુગ્મ કપાટ ભીડાયાં; મંગળ ભૂપ ધાયો તત્કાળ. મંગળ૦ ૫

મંગળકારી માથું ધૂણ્યું; મંગળ ગઇ આકાશે બાળ;
મંગળ દેવ વાણી મહામનહર, મંગળ ભૂપને લાગી ભાળ. મંગળ૦ ૬
મંગળ યશોમતી ગૃહ જામ્યું, મંગળ લાવે લેણી નાર
મંગળ ગીત ગાય મળી ગોરી, મંગળ નામ કરે ઉચ્ચાર. મંગળ૦ ૭
મંગળ દધિનો કર્દમ આંગણુ, મંગળ ગોપી ગાતી ત્યાંય;
મંગળ નંદજી મળવા ચાલ્યા, મંગળ જોયું વિપ્રની માંય. મંગળ૦ ૮
મંગળ માધવ વિઘ્નહારી, મંગળકારી નામોચ્ચાર;
મંગળ આનંદ મંગળ સુણતાં, મંગળ તરવુ ભવની ભાર. મંગળ૦ ૯
મંગળ ગુણ મુરારિ ગાતાં, મંગળ ગોપદવત સંસાર;
મંગળ દયાપ્રિતમની મૂર્તિ, મંગળ આ ઉચરે નરનાર. મંગળ૦ ૧૦

---

## પદ–રાગ ભૈરવી.

મંગળ નવઘન અંગ વિહાર;
મંગળમય શીર્ષ કેશ સહુ, મંગળ વાસિત સુગંધ ધાર. ટેક ૧
મંગળ મનહર છે અંબોડો, મંગળ પુષ્પ ગુંથ્યાં અવિધાર;
મંગળ તારા ચાલ્યે ખરતા, મંગળ વાસુકિ વર નિરધાર. મંગળ૦ ૨
મંગળ માંગ સમાર્યો મનહર, મંગળ સિંદૂરકેરી ધાર.
મંગળ ભાળ વિશાળ વિરાજિત, મંગળ ચંદ્ર ચંદ્રઆકાર. મંગળ૦ ૩
મંગળ ભ્રુવશર મંગળ ભેદે, મંગળમય મોટે વિચાર;
મંગળ ચક્ષુ કરણે લાગ્યાં, મંગળ દીસે એકાકાર. મંગળ૦ ૪
મંગળ મૃગમદ મૃગનયનમાં, મંગળ કાજળ દીસે સાર;
મંગળ રેખા મંગળ વેખા, મંગળકારી વર શૃંગાર. મંગળ૦ ૫

નિરોધ કરે નારાયણ! મનનો, તોપ ન આપને જાણે;
શેષ જીવ્હાએ રટે રમાપતિને, તોયે અગુણી પ્રમાણે. અવિના૦ ૩

અચ્છત આપ અવિનાશી હો'વો, તો પણ હરિ છુતાગો;
હરિજન લક્ષણુ તો જોઇ, તેનાં દુઃખ સમે તમે ધાઓ. અવિના૦ ૪

રંચ પરિશ્રમ કરે ન હ રજન, અનન્યાશ્રય ધારે,
તો એ ત્રિકમ તેને તું જઇ, ઝટપટ પાર ઉતારે. અવિના૦ ૫

કલ્યાણુકારી નદી છે કેશવ, આપના અંતર માંહી;
પ્રેવાહ ભક્તિરૂપી વહે છે જ્યાં, તમે ત્રિકમ જાઓ ત્યાંહી. અવિના૦ ૬

બ્રહ્મજ્ઞાનમાં ભટકાં મારે, પ્રેમલક્ષણા છોડી;
હેતરાં લેઇને શાળાજ મૂકે, નાખે બંધન આંખાં તોડી. અવિના૦ ૭

અદ્વૈતનું અવશેષ એ જાણે, બીજું મળે નહિ બોલું;
રાધારમણ નહિ અમિત જાણે, જાણે નહિ આવશે ડોલું. અવિના૦ ૮

યોગ સાધે યોગીજન મોટા, પાછા પડ્યા પરમાણુ;
પ્રેમલક્ષણાએ તાર્યા પુરશોત્તમ, શાસ્ત્રે કહ્યું તેહ જાણું. અવિના૦ ૯

એવા પણ હરિ કીર્તન કરતા, પ્રેમલક્ષણા સમજે પૂરી;
અવિનાશી તમો મુક્તિ આપો, આરત રૈ' ન અધુરા. અવિના૦ ૧૦

ઇંદ્રિયનિગ્રહ કરનારા જન, આપ રહિત હરિ સેવે;
આકાર વિણુ કહે જન કોઇ, પણ રાધારમણુ ન પેખે. અવિના૦ ૧૧

આત્માકાર થયેલા એવા, સ્વયંપ્રકાશક કહે છે;
ચિદાભાસ અવિશયપણે તે, નિર્ગુણુ રૂપને લહે છે. અવિના૦ ૧૨

પણ પરિપૂરણુ સગુણુ ન જાણે, તેના ગુણુ અચિંત્ય અપાર;
પ્રેમલક્ષણા પૂરી હોય તો, ભવસિંધુનો પામે પાર. અવિના૦ ૧૩

## ૫૬

ચરાવે વૃંદાવન હરિ ગાય. ટેક ૧

સંગે લીધા સખા અતિશે, બોલે શ્રીદામાશુ સુખદાય;
ક્રીડા કરે જ્યહાંત્યહાં મળી, અતિ આનંદ ઉર પ્રગટાય. ચરાવે૦ ૨

વધી ગઇ ગાયો બહુ આગળ, મનમાં મોહન પરતાય;
કોઇ ગયા ગ્વાલબાળ ઘેરવા, નવ દોડયા માધવરાય. ચરાવે૦ ૩

હળધર વિણ હરિ એકલા બેઠા, જોઇએ ત્યાં શું થાય;
બંસીબટ શીતળ યમુનાતટ, દાસ દયો હરિ ગુણ ગાય. ચરાવે૦ ૪

## ૫૭

ચાલ્યા વન વાછરૂં વાળવા ગ્વાલ;
વૃંદાવન સહુ મૂકીને ગયા, જ્યાં ઉગ્યા બહુ તાલ. ટેક ૧

પરમ સુંદર ભૂમિ જોઇ, હરખ મન ઉભરાય;
જોઇ ખેલવા લાગ્યા પ્રીતે, ખુશી તન મનમાં થાય. ચાલ્યા૦ ૨

ગોપ જાણી હળધર આવ્યા, બાળક વત્સની પાસ;
રોહિણીનંદન જોઇ હરખ્યા, તજિયો તનનો ત્રાસ. ચાલ્યા૦ ૩

તાલ રસ બળદેવ ચખાડો, નંદનંદનના ભાંઇ;
બળદેવ કે' વાછરૂં હાંકી ચાલો, બેઠા જ્યાં જદુરાઇ. ચાલ્યા૦ ૪

એવે તાલવનમાં દનુજ આવ્યો, ધરી વત્સનો વેષ;
ખોળતો ફરે શ્યામ રામને, પ્રબળ પ્રગટી દ્વેષ. ચાલ્યા૦ ૫

ગોપ વાછરૂં ઘેરીને લાવ્યા, વત્સાસુર ન ઘેરાય;
મહા મહા માથાફોડ કરે પણ, અસુર હાથ ન થાય. ચાલ્યા૦ ૬

જોઇ બળદેવ વાળવા ચાલ્યા, અસુર મંન વિચારી;
આગળ જાતા મારવા આવ્યો, જોતો વક્ર દષ્ટે ધારી. ચાલ્યા૦ ૭

પુચ્છ ઝાલી શિર ફેરવિયો, બળદેવજી અહંકારી;
તાલવૃક્ષમાં આફટયો વેગ થયો શબ્દ મહાભારી. ચાલ્યા૦ ૮

તાલફળ પડિયાં ભૂમિ ઉપર, રીઝયા અસુર સંહારી;
તાલફળ બાળે બહુ લીધાં, પટ પાલવ પસારી. ચાલ્યા૦ ૯

હળધર સંગે ચાલ્યા હળવે, રંગરંગ રમતા રાસ;
દાસ દયો ગુણગણુ શુ ગાયે, રૂપ શેષશાયી પ્રકાશ. ચાલ્યા૦ ૧૦

— —

૫૬

બાળે આવી વાત કરી ગૃહ, પસતાયાં નંદરાણી;
ભાવિ નવ મટે કદાપિ, કર્ત્તાની ગતિ જાય ન જાણી. ટેક. ૧

જન્મ થયો વ્રજમાં વ્રજપતિનો, પ્રગટી શું દુઃખ નિશાની;
શ્યામ ઉગરે ફેઇ ફેઇ પેરે, કરે રક્ષણુ દેવી ભવાની. બાળે૦ ૨

કેથી શકટ વૃષભાસુર પુતના, તૃણાવર્ત્તતણી કરી હાનિ;
મુરારિને માતા રાખે, પુત્ર મહાગુણ ખાણી. બાળે૦ ૩

બોલાવી હૃદયાશુ ચાંપ્યા, હરખી શ્યામ રામ નંદરાણી;
ભૂખ્યા ગયા પ્રાતરમાં તેથી, રાણી મન પસતાણી. બાળે૦ ૪

ગોપ મંડળી મધ્ય વિરાજે, વગાડે વેણુ રસાળ;
વ્રજજન જોઇ મોહવશ થઇ, વિસરતાં નિજ બાળ. - આવે૦ ૩
દયાનો પ્રીતમ પ્રાણવલ્લભ જોઇ, જનની ભૂઝવતાં ઝાળ. આવે૦ ૪

---

૫૬

છે મૈયા તારો ગોપાળ મહાશૂરો;
જ્યાં ત્યાં બાથ ભીડે જઇ ભારી, પડે અસુરદળને પૂરો. ટેક. ૧
વૃષભરૂપ દાનવ ધરી આવ્યો, તેને કરી નાખ્યો ચકચૂરો;
પગ પકડી ભૂમિમધ્ય પછાડી પ્રાણ ન રાખ્યો અધૂરો. છે મૈયા૦ ૨
એનો ચિંતામાં માઝી ન રેવું, જનની જરા નવ ઝુરો;
દાસ દયાનો પ્રીતમ પૂરો, શુરા માંહે છે શુરો. છે મૈયા૦ ૩

---

૫૬

સમય સાધી વૃષભાસુર આવ્યો, વ્રજ માંહે મહા ત્રાસ જણાવ્યો,
ગયો સમાઇ ધેનુની માંહી, ફરતો લાગ તપાસી ત્યાંહી. ૧
હરિયે લખી લીધો લક્ષણવંત, સજ થયા મારવા બળવંત;
રોષ પેરે માર્યો તેહ જાણ, લહે લીલાનું રેણુ પ્રમાણ. ૨
ભાં શબ્દ કરી પોકારે ભભો, વરાસે વિઠ્ઠલ સામે વધ્યો;
વૃષભ શૃંગ ધરણીમાં ધારી, જાણ્યું મારી લેઉં મુરારિ. ૩

ચાલ્યો ચતુરાઈ મધ્યે ચાંપી, આશા તૃષ્ણા ગોપની કાંપી;
કૂદી પડ્યો હરિ ઉપર આવી, નિમ્યું નવ મટતું કયહું ભાવિ.
ગેડી લેઇ ગોપ વારે ઘણું, થાય વિકાળ રૂપ તેહનું;
જોઈ જદુપતિ જુક્તિ સાર, પાછળ જતાં લગાડી ન વાર. ૫
બે પદ ગ્રહી ફેરવિયો શિર, હાં શબ્દ કરી ગાજંતા વીર;
પૃથ્વી માંહી પછાડ્યો શૂર, ગયા પ્રાણ પડિયો અસુર. ૬
ગોપ રાજી થયા તતકાળ, વિઠ્ઠલે ત્વડાર્યો વિકરાળ;
ત્રાહ ત્રાહ કરાવિયું જેહ, સાંય સાંય શામે કરી તેહ. ૭
રીઝયા ગોપ ગયા સહુ ઘેર, મોહનવરની માણી પેર;
દયાનો પ્રીતમ મહાદાતાર, માધવ મુરલિધર મોરાર. ૮

---

૫૬

ધન્ય કાંન ધન્ય ધન્ય વ્રજરાય;
આજ ઘેર આવ્યા અવનિપતિ, તે તો તારી કૃપાય. ટેક. ૧
મહાઅસુર મહા મદમાતો, કેઇ પેરે ભુજમાં રાખ્યો;
મહાપરાક્રમ બળ પરિપૂરણ, કરી ધર ધરણી નાખ્યો, ધન્ય૦ ૨
અદ્યાપિ અમે તમને નવ જાણ્યા, પ્રભુ જગતપ્રતિપાળ;
દયાપ્રીતમનો મહિમા મોટો, સમજ્યા સત્ય ગોપાળ. ધન્ય૦ ૩

---

૫૬

યશોમતી મન માંહે અટવાણી;
સુણી કરણી વૃષભાસુરના કૂર, ગોપે કહ્યાં મુખ વાણી. ટેક. ૧

ગોવર્દ્ધન માંહી આવી સમાયો, કા'નને મારવા ધાયો;
મહામતિ મોહનવર તદા, ચરણે જઈને સાચો. યશોમતી૦ ૨
સુણી યશોદા મહાદુ:ખ પામી, જોઈ હરિનો ખ્યાલ;
પર્વતતુલ્ય દેહ ધરી આવ્યો, શું પળમાં કર્યો બેહાલ. યશોમતી૦ ૩
શું અમારૂં રક્ષણ કરવા આવ્યો છું, બાળપણે ગોપાળ;
દયાનો પ્રીતમ પ્રાણ અમારો, માતું હું અમથી બાળ. યશોમતી૦ ૪

---

## ૫૬

હશી જનની વાત કરે હરિ, આજ ગયો વૃંદાવન માંય;
અતિ રમણિક ભૂમિ દ્રુમવેલી, કુંજ સઘન જોયું જઈ ત્યાંય. ટેક. ૧
યમુનાને તટ ધેનુ ચારતાં, મન પ્રફુલ્લિત થાય;
ભૂખ મટે વનફળ ખાતાં ઘણી, યમુનાજળથી તૃષા જાય. હશી૦ ૨
સુણી યશોમતી સુતની વાતો, મનમાં થાય મગન;
દાસ દયાનો પ્રીતમ પ્યારો, હરિજનને લાગે લગન. હશી૦ ૩

---

## ૫૬

ગોપીના ઘર માંહી પેઠા, જોઈ સાંજનું અંધારૂં;
મંદરમાં સમાયા શ્યામળ, દેહ ગેહથી રૂપ ન અનેરૂં. ટેક. ૧

દીપક લઇ ગૃહમાં જોતી, દીઠો ચાર ભુજાળો દેવ;
ચોંકત ચકિત થઈ ચતુરા ચાલી, જઈ કરવા લાગી સેવ. ગોપીના૦ ૨

શ્યામ હૃદય અતિ વિશાળ રાજે, ચિન્હત ચાર જ્યોત;
સહસ્ર સૂર્ય નિશિપતિ પ્રગટયા, એવા થયા ઉદ્યોત. ગોપીના૦ ૩

યુવતીજન મન રંજન થઇ અતિ, જોઈ ગરવા ગોપાળ;
દયાનો પ્રીતમ પ્રાણુથી પ્યારો, એ'તી જઈ નંદલાલ. ગોપીના૦ ૪

---

---

## પદ—રાગ બિહાગ.

કૃષ્ણ કૃષ્ણ કરતાં જાય, જામની અમારી;
સૂતાં રોડી આવ્યું, જોઉં સેજમાં મુરાર. ટેક. ૧

છોડી તને પ્રીતમા હું, થાઉં કોની પ્યારી;
પધારીએ મોરલીવાળા, સેજ તો સમારી. કૃષ્ણ૦ ૨

બાગ બગીચાની માંય, જોઉં કુંજક્યારી;
કરી નવ ચતુર્વદને, આંખડલી મારી કૃષ્ણ૦ ૩

જાવ સખી જાવ વે'લા લાવો ગિરિધારી;
દયાપ્રીતમની પીડા, જોઇશું વિચારી. કૃષ્ણ૦ ૪

---

## પદ–રાગ સારંગ.

ઉદ્ધવજી આવ્યા કે'વા, જેમ તમે થઇએ;
શું ગુણકાને વિસારી મૂકી, નંદજીને છઇએ. ટેક. ૧
નિર્ગુણનું જ્ઞાન કા'વ્યું, બળરામને ભઇએ;
સગુણ તો સારું લાગ્યું, જઇને એવું કહીએ. ઉદ્ધવજી૦ ૨
સગુણ સતીને સેપિ, અમે નિર્ગુણ થઇએ;
જીવ જાર જાણ્યા જૂદા, એણે પથ નહિ જઇએ. ઉદ્ધવજી૦ ૩
અંબર આભૂષણ કાઢી, નગ્ન થઇ રહીએ;
ભસ્મ અંગ શીશ જટા ધરી, ખતા નહિ ખઇએ. ઉદ્ધવજી૦ ૪
મથુરામાં બેશી કા'વે, કે'જો ગાયું નહિ ગઇએ;
દેહ બળી ભસ્મ થયો, તેને અમૃત શું દઇએ. ઉદ્ધવજી૦ ૫
વિષય વ્યાધિ પીડે પાપી, હવે પથ શાં પઇએ;
દયાપ્રીતમે દયા તજી, વિરહનું દુઃખ સહીએ. ઉદ્ધવજી૦ ૬

---

## પદ–રાગ મલ્હાર.

અલિ જોને શ્યામ, નથી કોઇનો સંગી;
બેની કે'ની એની, જાતલડી તેહ કાણે રંગી. ટેક. ૧
શ્યામલડી કાંતિવાળો, ગરજમાં ઉમંગી;
જાત એવી હદે ભાત, બેની ખરાખર વ્યંગી. અલિ૦ ૨
કાર્ય કારણ વિચારી, થાય કેવો એ ત્રિભંગી;
ઘણા જોયા જોશું અલિ, કયહું એવો નહિ જંગી. અલિ૦ ૩
રાત દિન રડું જાણે, ધન તન ઉપંગી;
જાઉં કયહું બેસું સખી, હું ગાત્રતણી ભંગી. અલિ૦ ૪

કેસરિયા આડ ખુંચે, હદે ખુંચે બંગી;
દયાપ્રીતમનો પ્યારો, શું હોશે અસંગી. અલિ૦ ૫

---

### પદ-રાગ મલ્હાર.

ઉદ્ધવ આવ્યા નંદજીને ઘેર;
કૃપાનિધિ કા'ન આવ્યા, જાણ્યું થઇ લીલાલે'ર. ટેક. ૧
યોગી થઇ યોગ સાધો, એવો જાણ્યો નહિ કે'ર;
જાણ્યું નહિ એકાએકી, મૂકે માધવ મે'ર. ઉદ્ધવ૦ ૨
લાવ્યા કિયા જન્મતણું, સંદેશારૂપી ઝેર;
અમે કોઇના માર્યાં નથી, શેનું લેવા આવ્યા વેર. ઉદ્ધવ૦ ૩
સુખતામા જીવ જાશે, થશે કાળો કે'ર;
છે દયાપ્રીતમની વિરહી; એજ જાણે પેર. ઉદ્ધવ૦ ૪

---

### પદ-રાગ મલ્હાર.

વા'લા! વ્રજમાં લખો ગુણ ખ્યાતિ;
નંદનંદન! લખની હોય તો લખજે વિરહની કાતી. ટેક. ૧
નયન સજળ કાગળ અતિ કોમળ, બીજે નહિ કોઇ ભાતી;
કાગળને કાળજશું રાખું, બીડી પીડું નાહ છાતી. વા'લા૦ ૨
પદાવિયે પુરૂષોત્તમ મલી, એક દિવસ તો પાતી;
દયાપ્રીતમ પર દયા ધરીને, થાશો નહિ હ'રે ઘાતી. વા'લા૦ ૩

---

### પદ.

જુઓ જુઓ મધુકરની રીતિ;
નીરસ જાણી તજે ક્ષણુ માંહે, નવલ કુસુમ પર પ્રાતિ. ટેક. ૧
તેનાં સંગી શેં થઇએ, શેં આવે પરતીતિ.
અમને છાંડી છેલડી શોધી, રણુ આવ્યા નહિ છતી. જુઓ૦ ૨
જેની વાતો મધુરી સુણતાં, તેની લાગે ભીતિ;
બેની કે'ની આવે ક્યારે, જાય વિરહ વેદના વીતી. જુઓ૦ ૩
કવણુ કહે અલિ આવી ઉન્માતી, નાવરૂપી નવકા છીતી;
દયાના પ્રીતમ દાસ સંભારો, વિસરતાં જાય નીતિ. જુઓ૦ ૪

### પદ– રાગધનાશ્રી.

શું કરીએ જહીં શ્યામ નિહાળ્યો, ત્યાંહી કશું નહિ દેખું;
વિરહ વન્હિ ધૂમ્ર કુબ્જા, તે ધૂમ્રગોટ પુરુષોત્તમ પેખું. ટેક. ૧
વળી વળી શું સખી મારી, ફિંકરી કુબ્જા ઉવેખું;
દયાપ્રીતમના ગુણગણુ ગાતાં, લાગે નહિ કાંઇ લેખું. શું કરીએ૦ ૨

### પદ–રાગ સારંગ.

જળ વિણુ તરંગ ન હોય સુખદાઈ;
એ તન વિના જાણો સરવે, ચૂલે પડી ચતુરાઇ. ટેક. ૧
ઓધાન નહિ તો આવી શું કરશે, ડાહી ઘણી ઘણી દાઇ;
નિર્ધનના ગુણુ ગાવા તેમાં, મળે ન પઇસો પાઈ. જળ૦ ૨
પુરૂષ વિણુ પ્રકૃતિ રહે કયમ, શું ન જાણો જડુરાઇ;
રાઇની કીમત લાખ થતી પ્રભુ, તે રખડે આ રાઇ, જળ૦ ૩

મન ચોંટી રહી માધુરી મૂર્ત્તિ, ગયંદ ફંદ ફસાઇ;
દાસ દયો શું વળી વળી વિનવે, તુજ વિણુ સરવ દુઃખદાઇ. જળ૦ ૪

## પદ—રાગ મારૂ.

ગોપાળક એને કહું હું, લેઉં ન બીજું નામ;
કંસારિ કૂબડી કહે બેની, સર્યું એથી એનું કામ. ટેક. ૧
શ્યામ સુંદર સખી કહું ના, કુબજા પ્રકટે કામ;
મલ્લારિ માધવ કે'તામાં, શું એની બેસે ન દામ. ગોપાળક૦ ૨
વાસુદેવ કહું કેઇ પેરે, નંદજીનું જાયે નામ;
વિઠ્ઠલ કે'તાં વઢે વાતડી, રાતડીઓ રણુ રામ. ગોપાળક૦ ૩
ધરણીધર કે'તામાં ધ્રુજે, ધર્યું વિરહે તન ધામ;
દેવેશ કે'તા દમ ચઢે છે, જાય ગુણુનિધિ કે'તાં ગામ. ગોપાળક૦ ૪
દામોદર મથુરામાં કહીએ, દેવડાવે એ ડામ;
ઠાકોર કે'તાં ઠકકારે સખી, શેનાં કહીએ ઠાલો ઠામ. ગોપાળક૦ ૫
મુરલીધર મધુપુરમાં કહીએ, જાય તેમાં આપણી મામ;
ચક્રધર કે'તામાં ફોકટ, ફૂલી ફળી બળે ફામ. ગોપાળક૦ ૬
રામા અન્ય તણો જો રસિયો, કવણુ કે' સીતારામ;
જગતપતિ કે'તામાં જાણે, જીવને વીતે નહિ જામ. ગોપાળક૦ ૭
અવિનાશી કે'વો સખી મારે, વળી કે'વું આવો આમ;
દયાપ્રીતમ દાસ વિલપે, વિડારો વિરહાગ્નિ ઘનશ્યામ. ગોપાળક૦ ૮

### પદ—રાગ વસંત.

વિઠ્ઠલવરઅમે સોંપી તમને, ચઢવા જ્ઞાનની ઘોડી;
અમને કા'વ્યું તેહ શીખવીએ, નાગરી નવલકિશોરી. ટેક. ૧
કંચનકુરંગ કામિની દેખે, જાણે નહિ જે જાશે છોડી;
કંચનકુરંગ કારમો બાંધ્યો, ગયો કારમી દોરી તોડી. વિઠ્ઠલવર૦ ૨
વિરહ અગ્નિથકી થઇ છે, આ તનની ગખોડી;
જોગ જણાવી આપજો વા'લા, ચોળી બેસે જોડી. વિઠ્ઠલવર૦ ૩
કા'ન કાળાને કુબ્જા મળિયાં, વળી લોક કે' પાગે ખોડી;
દયાપ્રીતમ વ્રજજન વિરહી જે, રડે છે આધું ઓડી. વિઠ્ઠલવર૦ ૪

---

### પદ—રાગ સારંગ.

અમારે છે એટલું કાજ;
ગિરિવરધર ગોપાળજી આવે, પામ્યાં ત્રિલોકી રાજ, ટેક. ૧
કમળ નયનને કવણુજ લાવે, જેહ અમારો મા'રાજઃ
તારૂણીનો ત્રિકમ જાણ્યો, જુગોજુગ શિરતાજ. અમારે૦ ૨
કોકિલા ટળવળતી મૂકી, જુઓ ઝડપી જાય ન બાજ;
શું કરીએ હરિને નવ આવે, ખાંય અજ્ઞાની લાજ. અમારે૦ ૩
પે'લેથી જગજીવન જાણ્યું, તો બાંધું પાણી પે'લી પાજ;
જોગ જોગ જીગજીવન શ્યામા, કાંઇ વિચારો વધુ રાજ. અમારે૦ ૪
અપાર દુઃખમાં અરવિંદ મુખી આવી, દેખાડો દુઃખાબ્ધિકેરી મોઝ;
નખશિખ સુભગ શ્યામા વદતા, આપો જોગ આવે દયાને દાઝ. અમારે૦ ૫

---

## પદ–રાગ સારંગ

માધવ કોઇ ન થવું મીત;
સંગ રંગ કરી સ્યામા ઠરાવી, હાવુહમ કે'વું એક ચિત્ત. ટેક. ૧
મોહ પામી નયનકમળ જોઇ, વળી સુણી મુરલીનું ગીત;
જોતા જોતામા તરછોડી ત્રિકમ, બાધી પિછોડી પ્રીત. માધવ૦ ૨
ઇંદ્રવારણા જેવું થયુ હરિ, શું જાણું થશે વિપરીત;
કહો ક્યાં જઇ શીખ્યા શાણા, આની અલૌકિક નીત. માધવ૦ ૩
જુવતીજનને જદુવર ઠગતા, રાખો યમતણી કંઇ ભીત;
વિશ્વાસઘાતનું પાતક મોટું, શાસ્ત્ર વદે છે ખચીત. માધવ૦ ૪
ધર્મ ઉલ્લંઘન કરો ધરણીધર, એ તે ક્યાંની રીત;
દયાપ્રીતમ કાંઇ એવું કીજે, જેમ આવે પરતીત. માધવ૦ ૫

---

## પદ–રાગ ધનાશ્રી.

એવુ કોણ હવે છે સજની, મોહનવર અહીં લાવે;
એકવાર દરશન કરી લીજે, જેને માખણ મધુરૂં ભાવે. ટેક. ૧
પાય લાગીને લલના મારી લગની અગની સુણાવે;
નિશિ નિકુંજ સુખકેલિ પરમ રૂચિ, રમાપતિને જઇ જણાવે. એવું૦ ૨
અવર વિધિ કાંઇ કે'વી રહી ગઇ, સખી સજ થઇ તે તું કા'વે;
પુનિ પુનિ સુરતા સ્યામમા લાગી, દયા દામોદર આવે ન આવે. એવું૦ ૩

## પદ–રાગ બિલાવર.

જાગિએ ગોપાળલાલ જશોમતી જગાવે;
ટોળે ટોળાં મળી જો ત્રિકમ, ગોપના બાળક આવે. ટેક. ૧
કા'ન કાલાં કાઢે શાં એવાં, મુખ ઢાંકે ઉઘાડે;
વારે વારે જગાડું વિઠ્ઠલ, પટ ઓઢી મુખ સંતાડે. જાગિયે૦ ૨
ઉંઘતો હશે એમ હું જાણું, કયહું કપટ ના કા'વે;
હું જોતાં આંખડલી મીચે, વળી ઉઘાડે મનમાં આવે. જાગિયે૦ ૩
જો ઉદયાચળે રવિ ઉગ્યો, લે માખણ જે તેને ભાવે;
ઊઠે નહિ દયાનો પ્રીતમ, લાલ લાલચે ના લપટાવે. જાગિયે૦ ૪

---

## પદ–રાગ બિલાવર.

અલ્યા ઊઠ ઊઠ કુંવર કાળા;
અગ્રજ બળદેવ ઊઠયા જો, બાજા સખા ગોવાળા. ટેક. ૧
અલ્યા તેમને શું નિદ્રા ન આવે, ઊઠી આવ્યા છે તું'થી બાળા;
વાટે વિંટાળી નાખું વિઠ્ઠલ, ચતુરાઇના મૂકય ચાળા. અલ્યા૦ ૨
લે આ દાતણ પાણી આણ્યું, તારાં છોગાં ઘાલ છોગાળા;
મુરલી તારી લઇને જા તું, રમવાને મુરલીવાળા. અલ્યા૦ ૩
ચુંજાહાર ચુંજાધર ઘાલો, લકુટી લીજે લકુટીવાળા;
દાસ દયાના પ્રીતમ પ્યારા, નવ ઊઠતાં કોઇએ ભાળ્યા. અલ્યા૦ ૪

---

✓પદ-

હવે માધવ મુને ઊધારો:
મગ્ન થયો ભવસિંધુ માંહી, કૃપાસિંધુ હરિ તારો. ટેક. ૧
નીર અતિ ગંભીર નંદનંદન, માયા મોહ લહર તરંગ;
વાસના મીન તો મસ્તજ થાયે, અહ ગ્રાહ અનંગ હવે૦ ૨
ઈંદ્રિયાદિક જળચર બીજાં, દેતાં દુ:ખ અપાર,
મોહનવર મુને તારો વિઠ્ઠલ, તમ શિર સોપ્યો ભાર. હવે૦ ૩
ક્રોધ દંભ ભય તૃષ્ણા કહીએ, પવન અતિ ઝકઝોળ;
નહિ ચિત્ત ચતુર્ભુજ ચરણે જવાદે, થાય નૌકા નારી અડોળ હવે૦ ૪
એવા સિંધુથી તારો ભવસિંધુ, એમ કરગરે સંત સુજાણ;
દયા દુષ્ટ તો કાંઇ ન જાણે, રહે જન્મોજન્મ અજાણ હવે૦ ૫

---

પદ-

મે ઘનસ્યામ દીઠો લાગ્યો મને મીઠો, રસિયો મહારૂપાળો રે;
મેઘના પેરે સ્યામળો સારો, વીજવસ્ત્ર ધરે છોગાળો રે ટેક. ૧
કર્ણભૂષણ ગુંજાના ધાર્યા, મોરપિચ્છ મુકુટાળો રે;
વનમાળા વનમાળી પે'રે, ભાજો દુ:ખને ટાળો રે. મે૦ ૨
કોમળ કમળ ચરણ છે મનહર, જોઇ જોઇને મન વાળો રે;
ઉચ્છિષ્ટભાવ પરો કરી પ્રભુજી, આહીર ભેગા મા'લો રે. મેં૦ ૩
જેષ્ટિકા શીંગડી વેણુ ઝાલી, હરિ દુષ્ટના દુ:ખ ટાળો રે,
એવા રૂપને નમન કરૂં હું, અઘ મારાં પરજાળો રે. મેં૦ ૪
દાસ દયાના પ્રીતમ કા'વ્યા, અઘના ઓઘને ખાળો રે;
હું પાપ પુણ્યનો પારખ જાણું, નરતું નાથ નિવારો રે. મેં૦ ૫

---

પદ

પાસ તેડી પુરૂષોત્તમ પોતે, વાત કહું વિસ્તારી રે;
કૃપાપાર પામું નહિ કયારે, જોડું શું ધારી ધારી રે. ટેક. ૧
તપ કરી કરી તન તો તાપ્યું, તોય ત્રિકમ ના મળિયા રે;
જપ જપતાં જદુવર જડયા નહિ, કાનજી કયાંહી ન કળિયા રે. પાસ૦ ૨
કેમ મળે તે અમો બનાવું, મળ્યા અમને જે પેરે રે;
તપાદિ નહિ કલેશ વેઠયો જરી. જપ આદિક મૂકયાં વેરે રે. પાસ૦ ૩
આસક્તિ છોડી સ્વકર્મ ફળને, ભોગવિયાં ભલી ભાતે રે;
મન વાણી શરીરથી જાણે, જદુવરને એક જાતે રે. પાસ૦ ૪
એવું જીવતર જે જીવ ધારે, તેને માધવ મુક્તિ આપે રે;
પ્રેમલક્ષણા સમજે પૂરી, કષ્ટ કૂડાં હરિ કાપે રે. પાસ૦ ૫
બાળમુકુંદને બારણે બેશી, દયો કીર્તન બોલે રે;
ત્રિકમજી તન મનથી ત્યારે, તોલ તે ત્રિવિધ તોલે રે. પાસ૦ ૬

---

પદ

મહરૂપી ઘાટા અંધકારે, આંધળો જઈ અફળાય રે;
ઇશ્વરથી જૂદી ઇશ્વરતા, ન માની તે શું મનાય રે. અપરાધીના૦ ૫
તોય હરિ તમે કૃપા કરો છો, મૂઢ સમજે ને થાય રે;
પણ અંસ્યા તુને હું પૂછું એક, મહત્વ તે શું મનાય રે. અપરાધીના૦ ૬
પ્રકૃતિ મહત્વ અહંકાર ને નભ, વાયુ અગ્નિ જળ ને જગતિ રે;
તેથી કરી કરવાનું ન કરતો, વે'તી મૂકે તુ ભક્તિ રે. અપરાધીના૦ ૭
સાત વેંતનું કલેવર તારૂં, અગણિત માપનો માધવરે;
તું ને તેમાં અંતર એવો, સત્ય કહું કર ના રત્ન રે. અપરાધીના૦ ૮
ભેદ ભણ્યો નહિ તેહ ભણાવ્યો, હવે ન ભૂલે ભટકે રે;
દાસ દયાનો પ્રીતમ સાચો, જે જાણે તે નવ ફટકે રે. અપરાધીના૦ ૯

---

૫૬

હરિ મારો ક્ષમા કરો અપરાધ, બળિયા બંધનથી ટાળો બાધ. ટેક. ૧
ગર્ભવાસમાં બાળક સૂતો, મારે માતાને લાત;
પગ ઉછાળવો પ્રેમે જાણે તે, જાણે દુઃખ ન વેઠે માત. હરિ૦ ૨
તેથી શું જનની એમ જાણે, બાળકે દીધું બહુ દુઃખ;
જકત માંહે અમે જોઇ જોઇ થાક્યા, માત ધરે ન એવું દુઃખ. હરિ૦ ૩
એણી પેરે હરિ ઉદર વસિયો, અજ્ઞાની હું મૂઢ;
સ્થૂળ સૂક્ષ્મ કાર્ય કારણ જાણો, ગોવિંદજી ગતિગૂઢ. હરિ૦ ૪
એવે શબ્દે હરિ જકત કે'વાયે, ઉદર અંતરગત આપ;
તે માંહેનો હું એક અપરાધી, નમાની લ્યો મુને બાપ. હરિ૦ ૫
પ્રલયકાળે આપે નિપાવ્યા, નાભિનાળથી જાણ;
બ્રહ્મા હરજી તેહ કે'વાયા, કરૂં શું આપ વખાણ. હરિ૦ ૬

તેહ પુત્રને પાળો પોષો, ક્ષમા કરો સાક્ષાત;
તેવા તનુજ ત્રિકમ તારા, વિસ્તારી કહું શી વાત. હારિ૦ ૭
જેવો તેવો પણ જન તમારો, ઉગારી લ્યો અવિનાશ;
દાસ દયાની આશા પૂરવી, કૂડ કપટનો કરી નાશ. હરિ૦ ૮

---

૫૬

ગોટાવાળો ટોટા જાપે, શું સમજે છો કાચું;
ગાતાં ગાતાં ગોથાં ખાઓ, તેણે બળશે ડાચું. ૧
નફટ નહિ માને નિર્લજ થઇ, તો તો તનડું ત્રૂટે;
છેલ બનીને છોગાં ઘાલો, છેલપણું તો છૂટે. ૨
મારૂં તારૂં ગે'લો ગૂર્ખા, જમડા ઝાડે બાંધે;
ધગધગતી અંગીઠી માંહે, સાંધેસાંધો સાંધે. ૩
જણાય નહિ જુગટાનુ જીત્યું, મૂરખ મનમાં મા'લે;
ચાળા ચસકા ચૂલે પડશે, જમડા ઝાળી ઘાલે. ૪
અગડબંબ અલબેલા થઇને, નહિ બચો કો કાળે;
પ્રૌઢ પ્રેમ જો પૂરો ધારો, માધવ મુશ્કો ટાળે. ૫
જોરાળા સોરાળા સાચા, કાચા કાચા કરડે;
ટંકાવેલી તાતી ધંટી, માંહી તમને ભરડે. ૬
ડાલા ડોક'રહો ઠમ ઠમતા, ધમ ધમતા જઇ ઝાલે;
અંગે તો ઉઝરડા થાશે, હળવા તોય ન ચાલે. ૭
જેને તેને ઝાસો કરતા, ઝાલી ઝાલી ઝીકો;
જમડા તમને એમ મસળશે, મસળી લાખો લીખો. ૮

તરિયા તમને કાંઇ ન તારે, તરિયા શા ફુટારો;
દાસ દયાનો પ્રીતમ પ્યારો, ભજતાં નહિ ભચકારો. ૯

---

## ૫૬

નારાયણ ભજે નર નારી રે, કહું વાત વિચારી;
નાર શબ્દનો અર્થ જણાવું અવિધારી રે, સુણો વાતડી મારી. ટેક. ૧
નાર એટલે જીવ સમૂહ જુઓ ધારી. મન માંહે સત્ય વિચારી;
અયન આશ્રય છે અવિધારી રે, સાર ભવિષ્યનો ભારી. નારા૦ ૨
નારાયણ નામ એવું વિચારી, સમજે સમજ કંઈ સારી;
આત્મારામતણી આ વારી રે, સત્ય કહું અવિધારી. નારા૦ ૩
વળી નાર તે જીવ સંખ્યા સારી, માટે કહું અમો મોરારી;
અયન પ્રવર્તક માંહી પસારી રે, ગુણ ગાઉં તારા ગિરિધારી. નારા૦ ૪
એમ પણ નારાયણ નર નારી, ભવ તરવાકેરી બારી;
દયો દાસ જાયે બલિહારી, ગુણ ગણ ગાયે વિસ્તારી. નારા૦ ૫

---

## ૫૬

હરિ હરિ ભજી લે પામર પ્રાણી, દુઃખ થવાનું શિર પર જાણી;
તું સમજ શીખામણ શાણી રે, હરિ હરિ૦ ૧
જીવ જોને તું પાછું વાળી, મુર્ખ દેશે તુને પરજાળી;
તારાં સગાં દેશે તને ટાળી રે, હરિ હરિ૦ ૨
તારા પુત્ર તે ખાધે લેશે, તારી પાછળ રામ રામ કે'શે;
અસ્થા તને દેન આવી તે દેશે રે, હરિ હરિ૦ ૩

તારો પુત્રી રડે સાદ મોટે, તને ગણુશે જમડા જોટે;
તારૂં સગું નહિ કોઇ ખોટે રે, હરિ હરિ૦ ૪
તારી ધરૂણી ચુડો ભાગે, તું ગયો કે તારૂં ત્યાગે,
વળી એને બીજા ધણીનું જાગે રે, હર હરિ૦ ૫
તારા સગાં આવી આવી જાશે, પડ્યો નરકે ખતા તું ખાશે;
અલ્યા ! મલિન અર્પણ દુઃખ તુને થાશે રે, હરિ હરિ૦
મારૂં મારૂં તે મહીમાં રે'શે, કોઇ કશું આવી નહિ કહે,
તારા છાજિયાં મળી સહુ લેશે રે, હરિ હરિ૦ ૭
તારી પૂઠે નાત્યો કરશે, અન્ન કોં'વડાવી દીટ માંહી ધરશે,
તું જાણે તેમાં કાંઈ સરશે રે, હરિ હરિ૦ ૮
એ નો તરંગના બુદબુદા, છાકમછોળના જાણો છૂંદા,
તમે તો થયા તે થયા જૂદા રે, હરિ હરિ૦ ૯
નામ નિશાન જાશે નાશી, જેમ અન્ન વળ્યું હોય વાશી,
સમજી કરો પ્રયાગ ને કાશી રે, હરિ હરિ૦ ૧૦
નામ તેનો તો નાશજ થાશે, જાવાનું જે તે નિશ્ચે જાશે,
મૂઢ માયા તને સત્ય વા'શે રે, હરિ હરિ૦ ૧૧
તારૂં તારૂં તાજવું ટુટે, આશાપાશ ખૂટાડ્યો ન ખૂટે,
આ મારૂં મારૂં નવ છુટે રે, હરિ હરિ૦ ૧૨
સંત સમજાવે તેને ભાંડે, સમજ ખેલવું તારે ખાંડે,
મિથ્યા રમત શી મૂઢ માંડેરે, હરિ હરિ૦ ૧૩
એવું જાણી સેવો વિઠ્ઠલેશ, ધારો વૈષ્ણવજનનો વેશ,
જાણે તારકનો તંત્ર તેશ રે, હરિ હરિ૦ ૧૪
દાસ દયાનો પ્રીતમ પરખો, હરિજન થઈ તમે હરખો,
ટળે ચોરાશીનો જેહ ચરખો રે, હાર હરિ૦ ૧૫

---

## ૫૯.

કૃષ્ણ કૃપાળ ગોપાળ ભજી લે, મનમાં રાખી ભાવ,
જાણુજે નિશ્ચે તારા મનમાં, જમડા ન ચુકે દાવ. ટેક. ૧
સગું વા'લું કોઇ કામ ન આવે, તરશો માધવને નામ,
સંસારસાગરે નૌકા મળી, બેડો વિચારય કામ. કૃષ્ણ૦ ૨
પાપરૂપ ખડક લે'વાયો, પુણ્યરૂપી દીવાદાંડી ત્યાંય,
પાપીજન તો પૂરા થાયે, ઉગર્યા હરિજન માંય. કૃષ્ણ૦ ૩
પાપીના સ્પર્શે અર્ધદગ્ધ મરતા, હરિજન સ્પર્શે તરતા પાપી,
શું કરીએ સમજાવ્યું ન માને, નાંગર નાખે કાપી. કૃષ્ણ૦ ૪
રમાપતિ નિજ રથમાં ઘાલી, ફેરવવા ઘણું ચા'ય;
પાપી કે' કયમ હરિજન થઇએ, સુખ સંપત્તિ વિસરાય? કૃષ્ણ૦ ૫
રથના રૈવંત રડવડી જાયે, કે રથનો થાયે નાશઃ
સુખ આપ્યું તો શેણે ન માણ્યું, કરે સેવા દાસી દાસ. કૃષ્ણ૦ ૬
અમે પણ ભાઇ એમજ કહિયે, માણો સુખ વિલાસ;
કૂડ કપટને ઝપટથી ટાળી, સેવા કરો હરિદાસ. કૃષ્ણ૦ ૭
અજ્ઞાની કે' સરવે સરખા, નહિ કો ઉચ કે નીચ;
હરિજનને શું આવે ન ભાઇ, કાળ ખૂટયાથી મીચ. કૃષ્ણ૦ ૮
જો એમ છે તો સહુ જન સરખા, વત્તું ઓછું નહિ કાંઇ;
સાહેબને મન સર્વે સરખા, દુલ્લા મુલ્લા ને સાંઇ. કૃષ્ણ૦ ૯
•.રનો એવુ બોલે તેમાં, સમજે નહિ તલભાર;
બીજને પૃથ્વી સર્વે સરખી, પણ કપડુ ક ઉદે રસાળ. કૃષ્ણ૦ ૧૦
પૃથ્વીમાંથી પાણી નીકળે, ખણતાં કૂપ નિરધાર;
ખારૂં મીઠું કયમ કરી થાયે, એક પૃથ્વી એક વાર. કૃષ્ણ૦ ૧૧

શ્વાન રઝળતાં રણમાં દેખો, શેરીએ શેરીએ સોય,
છતરપલંગમાં સુઇ રહ્યાં કોઇ, એની શી જુગતી જોય. કૃષ્ણ૦ ૧૨
પંચભૂતનાં માણસ સરવે, તેમાં દુઃખી સુખી નિરધાર;
તેનું કારણ આપો છો કાંઇ, કરી ઉંડો વિચાર. કૃષ્ણ૦ ૧૩
વાર વારે અમો શું રે સમજાવું, સમજે નહિ લગાર;
હરિજને સાંચ્યું પૂર્વે સારૂં, તેથી વિઠ્ઠલે કીધી વાંર. કૃષ્ણ૦ ૧૪
વલ્લભકુળ મણિ પ્રકટયા પોતે, શ્યામ સ્વરૂપે આપ;
દાસ દયાના પ્રીતમ કાવ્યા, ટાળ્યા ભવના તાપ. કૃષ્ણ૦ ૧૫

---

## પદ.

આપ અજપતિ હરિ અજપાળ;
મુજપર મે'ર કરા રે, માધવ ગોપાળ. ટેક. ૧
હરિ સત્ય સંકલ્પી શોભો નવરંગ;
સત્યે પ્રાપ્ત થાઓ વા'લા ધરી ઉમંગ. રે માધવ ગોપાળ. ૨
હે હરિ પંચભૂતે તમ વાસ;
સર્વત્ર વસિયા હે અવિનાશ. રે માધવ ગોપાળ. ૩
જો હરિ થાય પંચભૂતનો નાશ;
તોપણ આપ રહો અવિનાશ. રે માધવ ગોપાળ. ૪
વા'લા સમદ્દષ્ટિ તમારૂં સ્વરૂપ;
મૂઢમતિ લહે કેઇ પેરે રૂપ. રે માધવ ગોપાળ. ૫
મધુરી વાણી મોહનજી જેહ;
પવિત્ર વાણી પણ આપનો દેહ. રે માધવ ગોપાળ. ૬

તેના પ્રવર્ત્તક પણ પ્રભુ આપ;
હરિ ભક્તજનનો ટાળો સંતાપ. રે માધવ ગોપાળ. ૭
સત્યયુગમાં સાક્ષાત ભૂદેવ;
નભ સુર આદ કરતા સેવ. રે માધવ ગોપાળ. ૮
પાતાળમાં હરિ કીર્તન થાય;
ગુણ ગોવિંદના હોંસે ગાય રે માધવ ગોપાળ. ૯
આકાશમા અવિનાશી આપ;
હરિ તેજરૂપ થઇ કરતા તાપ. રે માધવ ગોપાળ. ૧૦
ભૂમિમાં વસુંધરા જાણુ;
શાં શાં કરૂં મૂઢમતિ વખાણુ. રે માધવ ગોપાળ. ૧૧
વાયુરૂપે વમો વિઠ્ઠલ રાય;
વળી પંચ રૂપે ધુરંધર કાય. રે માધવ ગોપાળ. ૧૨
વારે વારે કહીએ શું દેવ;
જન્મ મરણ તરે જે સાધે સેવ. રે માધવ ગોપાળ. ૧૩
વલ્લભકુળમાં વસિયા ભૂપ;
નારકીશ નવ નિરખે રૂપ. રે માધવ ગોપાળ. ૧૪
દાસ દયા પર કીધી મે'ર;
અધ ઓધ પર કરી કાળો કેર. રે માધવ ગોપાળ. ૧૫

---

## ૫૬.

ભવજળ તરે જો પુરૂષોત્તમ જાણો;
દેહ કૃતાર્થ કરો જો ગોવિંદગુણ મન આણો. ટેક. ૧
હરિ બ્રહ્માંડભાર શિર પર ધાર્યો;
અમ કાજે સમૂહ પાપી માર્યો. જો ગોવિંદગુણ મન આણો. ૨
વા'લા વૃક્ષરૂપે તમે વસતા;
હરિજન કાજે તમે પદથી ખસતા. જો ગોવિંદગુણ મન આણો. ૩
આપ વૃક્ષરૂપે જદા થાઓ,
આશ્રય પ્રકૃતિરૂપ લહો લા'ઓ. જો ગોવિંદગુણ મન આણો. ૪
સુખ દુઃખ ફળરૂપે બે સા'વો;
સત્વ રજ તમ ન તમે મૂળ કા'વો. જો ગોવિંદગુણ મન આણો ૫
ધર્મ અર્થ કામ મોક્ષ રસ ઉપજાવો;
પંચેંદ્રિય જાણ પૂરા થાવો. જો ગોવિંદગુણ મન આણો. ૬
ષટ્ સ્વભાવનો હવે લઇએ લા'ઓ;
રાગ દ્વેષ ક્ષુધા ખાંતે ખાઓ. જો ગોવિંદગુણ મન આણો. ૭
પિપાસા લોભ મોહે લજાઓ;
સપ્ત ધાતુ છાલે છાઓ. જો ગોવિંદગુણ મન આણો. ૮
હાવા આઠ શાખાતણી સોહી;
પંચભૂત મન બુદ્ધિ અહંકારે જોઇ. જો ગોવિંદગુણ મન આણો. ૯
નવ દ્વાર છિદ્ર ભલાં ન્યાળું;
દશ પ્રાણ પાંદડાં ભાળું. જો ગોવિંદગુણ મન આણો ૧૦
જીવ શિવ પક્ષીડાં પરમાણું;
હરિ વૃક્ષ ઉત્પત્તિ આપથી મન આણું. જો ગોવિંદગુણ મન આણો. ૧૧

લય લાધવતા હરિ છે તમમાં;
સત્યારથ સમજાએ છે સમમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૨
ક્રોધ દૂલી જાય નહિ હરિ દમમાં;
તેને જાણે જોર નહિ ભાસે જમમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૩
હરિ હરિ ભજો સહુ આ ભવમાં;
મુક્તિપુરી વસે એક માધવમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૪
દાસ દયાનો પ્રીતમ વલ્લભ ઘરમાં;
સેવે તેહ તરે ભવજળસરમાં. જો ગોવિંદગુણ મન આણો. ૧૫

---

૫૬.

મૂર્ખ સમજે નહિ તે તો મિથ્યા માને;
જે શ્યામ સમજે સહી તેહ ભજે ગોવિંદ ગાને. ટેક. ૧
તમારી માયા હરિ મહા મોટી;
એને કે'વાય નહિ હરિ કાંઇ ખોટી. તેહ ભજે ગોવિંદ ગાને. ૨
તમારી માયાથી મૂઢ જન જે થાયે;
તે તો માધવ મૂકી માયા ગાયે. તેહ ભજે ગોવિંદ ગાને. ૩
તે તો જાણે તમે હરિવર દાતા;
જેહ માયામાં જઇ ખત્તા ખાતા. તેહ ભજે ગોવિંદ ગાને. ૪
હરિ જગત તમારે છે રૂપે;
સહુ પ્રગટ્યું પુરૂષોત્તમભૂપે. તેહ ભજે ગોવિંદ ગાને. ૫
જગ્ત જગજીવનકેરી એકી;
મૂઢ મતિ જાણે એમાં બેકી. તેહ ભજે ગોવિંદ ગાને. ૬

સુજ્ઞ જાણેછે સાચે સાચું;
હરિવિગ્ર જન્તરૂપે તું તો રાચું. તેહ ભજે ગોવિંદ ગાને. ૭
સર્વના આત્મા પરમાત્મા પોતે;
સ્થાવર જંગમ દીપ દીપ જ્યોતે. તેહ ભજે ગોવિંદ ગાને. ૮
સત્વગુણસ્વરૂપ હરિ ધારો;
ધાર્મિક જનને જઈ તારો. તેહ ભજે ગોવિંદ ગાને. ૯
અધર્મી અકર્મી સંહારો;
હરિજનના વિઘ્ન જઈ વારો. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૦
જોગી સમાધિ જઈ સાધે;
તેમાં પણ હરિ તમને આરાધે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૧
આશ્રય અવિનાશીનો સાચો આણે;
તો તો જોગની જુક્તિ રૂડી જાણે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૨
વૈષ્ણવ ભાવિક તરે વેંલા;
ચરણારવિંદ વાંણમા ટાળી વેલા. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૩
સંસાર સાગર તેમને ભાગે;
વત્સપદ અંતર ઉરમાં વાસે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૪
દાસ દયો તરે અતિ ઉલ્લાસે;
વલ્લભમણિ પ્રીતમ જ્યારે ભાસે. તેહ ભજે ગોવિંદ ગાને. ૧૫

---

### પદ.

જોજો હરિ કેવી જુગતિ, વદું સત્ય હું રાખું નાંહ રૂસ્તી;
ભક્તિ ભવિષ્યમાં ભુક્તિ, હરિ માધવ આપો મુક્તિ. ટેક.
હરિ હરિજન પણ આપના જેવા;
જાણે સાધીએ નિશદિન તેની સેવા. હરિ માધવ આપો મુક્તિ. ૨
જુઓ હરજી ઉપકારી કેવા;
હું તો જાણું અહીં જેવા તેવા. હરિ માધવ આપો મુક્તિ. ૩
મહાદયાળુ એ મહાજન મોટા;
જોયા નહિ જુગમાં બીજા જોટા. હરિ માધવ આપો મુક્તિ. ૪
તેમણે સેવક સારૂં શું શું કીધું;
દુસ્તર ભવસાગરમાં વા'ણુ લીધું. હરિ માધવ આપો મુક્તિ. ૫
કોઇએ સાથે સમજી તે નવ લીધું;
તેથી મૂઢમતિનું કારજ સીધ્યું. હરિ માધવ આપો મુક્તિ. ૬
પૂર્ણ પુણ્યે હરિપદની નવકા;
તરૂં નારાયણ જાણી નવકા. હરિ માધવ આપો મુક્તિ. ૭
હરિજનના ઉપકારી થાશું;
માધવ મુરારિના ગુણ ગાશું. હરિ માધવ આપો મુક્તિ. ૮
આપ અનુગ્રહીનો અનુગ્રહ સા'શું;
સમજી શાણા થઇ ભજવા જાશું. હરિ માધવ આપો મુક્તિ. ૯
અમે મુક્ત છીએ એમ નહિ કહિયે;
એવા મૂઢમતિ અમે નહિ થઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૦
જ્યાં ત્યાં ગોવિંદજીના ગુણ ગઇએ;
હરિજનની સેવા સાચી સહિએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૧

ભજન ભરોસો દઢ તો કહીએ;
જદુવરની જાત્રાએ જઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૨
હરિ વિઠ્ઠલ વલ્લભ ગુણ ગઇએ;
તરિયે નહિ જાણીએ છોડી છઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૩
ભાગ મૂક્યો સુણ્યો નહિ કોઇ ભઇએ;
તાર્યા નહિ દૃઢ તરણ કોઇ ખઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૪
માઇકાંગલા તો કીધા મહીએ;
દયાપ્રીતમ ગુણ ગાજી ગઇએ. હરિ માધવ આપો મુક્તિ. ૧૫

---

## પદ-રાગ સારંગ.

છે સખી ખોટા મધુવન લોક;
ઉપાય આણવા આપણ કીજે, કરી નાખે સહુ ફોક. ટેક. ૧
જાણે નહિ જે વિરહે વ્યાકુળ, મરશે પંખિણી કોક;
જાશે જીવનની પૂઠે જીવ, વસશે વસમે ઓક. છે સખી૦ ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ ન રૂચે, વ્યર્થ ત્રિભંગી વિણ ત્રિલોક;
દયાના પ્રીતમ દામોદર જેવો, થાય ન કયહું આ લોક. છે સખી૦ ૩

## પદ.

શાણા તું સમજે છે સાચું, બોલ્યું તોલ્યું તારૂં;
ભુંડા તું તો ભવિષ્ય ન જાણે, ઓસ્યું પેલું મારૂં. ૧
એમ કરતામાં મરશો વે'લા, માડી છેડો વાળે;
રંડા તારી રા'ડે ચડશે, રંડાપો ના ગાળે. ૨
ડાકોર ને રેવાજી જાશે, ગોદાવરીએ ચાલે;
તેં કરિયાં જે પુણ્યજ પૂરાં, રંડા પાછાં વાળે. ૩
એવી કે વળી તેવી હાજે, મૂકી જાવું શેનું;
હાથે કરશો સાથે આવે, કૃત્ય કહ્યું આ તેનું. ૪
શાણો તો તુજને સમજાવું, બાકી પથરો આપું;
કપાળ ફૂટો તેની સાથે, ચૂકવો ચોરી દાપું. ૫
વારે વારે વિનવિયે શું, આપી વિસર્યાં અમને;
સમદષ્ટિ રાખી હરિ સેવો, જણાવી દીધું તમને. ૬
છોવાળે છોકરડા એવા, દીકરીઓ તો દાટે;
બંધવ ખૂરા માનો સર્વે, આવોને ઉચ્ચાટે. ૭
પૂરતો વાંક ન તારો પો'ચે, માયા મારે સહુને;
સાસુડી જેવી સતાપે, પ્રીતમ પ્યારી વહુને. ૮
તેવી માયા તેવી કાયા, જાયા તેવી જાણો;
વા'યા કે વહવાયા માનો, કે જઇ તરિલાં તાણો. ૯
દાસ દયાને એમાં કાંઇ, નહિ લેવું નહિ દેવું;
સારૂં જોઇ રીઝે મનડું, તેથી કાંઇક કે'વું. ૧૦

---

૫૬.

માધવ મારો કહી તારો, ભરોસો મારે ભાજ્યો;
હરિજનને પાર ઉતારો, સમરો શ્યામળીઓ સારો. ટેક. ૧
જે જન જાણે છે તમને દેવા;
તે તો સાધે તમારી સેવા. સમરો સ્યામળીઓ સારો. ૨
નવ ભ્રષ્ટ થાયે તે કયારે;
એક હરિવર ઉરમાં ધારે. સમરો સ્યામળીઓ સારો. ૩
પ્રભુપદ પુણ્ય મન વિચારે;
બીજા ધર્મમાંથી મન મારે. સમરો સ્યામળીઓ સારો. ૪
મુખે વલ્લભ વિઠ્ઠલ ગાયે;
સખી થઈ નૃત્યે જાયે. સમરો શ્યામળીઓ સારો. ૫
તે ગોલોકનો વાસી થાયે;
કરે સ્યામળીઓ વર સાથે. સમરો શ્યામળીઓ સારો. ૬
ગોપીરૂપ ધરે જન જેહ;
તરે સ્વદેહે નિઃસંદેહ. સમરો સ્યામળીઓ સારો. ૭
તન મન ધન અર્પણ કરે જ્યારે;
તારકમંત્ર હાથ લાગે ત્યારે. સમરો શ્યામળીઓ સારો. ૮
મનને મોકમ માર જે મારે;
અદ્વૈત આભડછેટ વિચારે. સમરો સ્યામળીઓ સારો. ૯
સમો સાચો ત્યારે તે સારે;
સ્વર્ગથી ભ્રષ્ટ થાય ન ક્યારે. સમરો સ્યામળીઓ સારો. ૧૦
મારો કહ્યો તેને મુરારે;
પણ એ સહુ દ્રઢાશ્રય જો ધારે. સમરો સ્યામળીઓ સારો. ૧૧

અહો ! અત્ય અદ્‌ભૂત મહિમા શું ભાખું!
સમુદ્રેથી બિંદુ સમુ જાહ્ય દાખું. ૩

થયું હોય જેણે પયઃપાન માતા,
કદા તેહને યમ નહિ દુઃખદાતા;
કદા દુષ્ટ તોયે સ્વસાસુત કા'વે,
વિચાર્યું યમે યાતનામાં ન આવે. ૪

કરે સ્નાન નિશ્ચે નવો દેહપાયે,
તદા યોગ્યતા સેવવા કૃષ્ણ રાયે;
જગત્પાવની જાન્હવી વેદવાણી,
શિવે શીશ રાખી પરાપૂત જાણી. ૫

ત્રિવિક્રમ પાદોદકી એજ હેતુ,
સદાનંદ શ્રીકૃષ્ણ તે મૂળ કેતુ;
રવિજા તમો તે તણાં પટરાણી,
શકું કેમ કીર્ત્તિ તમારી વખાણી. ૬

પતિ નામ છે કૃષ્ણ કૃષ્ણા તમારૂં,
રૂપે એક વસ્તુ કશું છે ન ન્યારૂં;
રંગે શ્યામળાં સ્નાનથી શ્વેત પ્રાણી,
વડું એજ આશ્ચર્ય અદ્‌ભૂત કા'ણી. ૭

કૃપા સાગરી નાગરી જગતમાતા,
હરિ વલ્લભા ઈશ્વરી ભદ્રદાતા;
સદા સપ્ત સિંધુથકી નીર ન્યારૂં,
અને કોણથી કર્મ અદ્‌ભૂત સારૂં; ૮

નદી નર્મદે ને નવાણું નવાગે,
સમું પુણ્ય ગંગા વશાં એક નાગે:
વિધિ કલ્પ ગંગા ભજે મંન ગાત્રે,
ફળે પુન્ય તે યમુના સ્મર્ણે માત્રે. ૯
માનાદિ રૂપે કાશીદીકનિવાસી,
થયા જીવ જે પૂર્વમાં પુણ્ય રાશિ.
ગિરા ગોમતી ગોમતી નર્મદાજી.
ભીમા ગણ્ડકી સર્યૂ આદિક રાજી. ૧૦
કુરૂક્ષેત્રે કાશી ગયા પુષ્કરાદિ,
વગે નિમિષારણ્ય જ્યાં બ્રહ્મવાદી;
નદી તીર્થ ઇત્યાદિ અંગે સમાજા,
તગોમાં કરે સ્નાન પ્રયાગરાજા. ૧૧
ઘણા જન્મનાં પાપના ઓઘકાપે,
કદા વર્ણે કો નામ યાગી અલાપે;
ધરે પાય તે પૃથિવી પૂત માનું,
કુળે પુન્ય પાવન ત્યાં ચિત્ર શાનું. ૧૨
કરે સ્નાન આ તીર્થમા નિત્ય કોઈ,
કહું પુણ્ય તે તીર્થરાજેથી હોઈ;
રવિ પર્વ કોટિક સિંધુ ભજેથી,
મળે તેટલું પુણ્ય કૃષ્ણા રજેથી. ૧૩
નદી ક્ષેત્ર સૌ તીર્થ પ્રત્યેક સાધી.
અમૃતાબ્જથી જેટલું પુણ્ય લાધે;

પારક્રંમ પંચાસ કોટિ ફરેથી,
ફળે પુણ્ય તે મથુરા સાંભરેથી. ૧૪
મધુપુર ગોકુલ વૃંદાવને વા,
વસે પ્રાણી તે પ્રાર્ણો પ્રાણેશ લેવા:
વડું મહાત્મ્ય સહેજે વસી માત્ર રે'વું,
વસી કૃષ્ણ કૃષ્ણા ભજે તો શું કે'વું ૧૫
તટે રાસક્રીડા સદા કૃષ્ણગોપી.
લીલા લાડિલી લાલ એકાંત ઓપી.
જહાં વૃક્ષ વૃક્ષે વસ્યા વેણુપાણિ;
પત્રે પત્ર ચોભુજ છે વેદવાણી. ૧૬
અલૌકિક આનંદદાતાર માજી!
દયો દાસ મારો મુખે કો'ની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી.
કૃપા દષ્ટિ તેને કરે કૃષ્ણરાણી. ૧૭

---

## પદ–રાગ સારંગ.

શ્રીજી સારા નઠારા તોય તમારા.
પાપ પુણ્યની ગરજ નહી જો શ્રીજી થયા અમારા.
ચરણસરોજરૂપી ઓજ જોયું સંતાપ ગયા સવારા. ટેક.
લાલનું લાલિત્ય રૂપ હૃદેમાં તેણે સળગ્યા પાપના ભારા. શ્રીજી.
ક્ષીર સમુદ્રમાં પ્રીતથી પેઠો દષ્ટે જોયા નહિ સાયર ખારા.
ભૃગુઅંઘ્રિ ચિન્હ હૃદે. જોઇ મારા કપાયા કર્મના ભારા. શ્રીજી.

રંકનો રાજા તમ કૃપાથી થઇ ગયો હું દેવ મોરારા.
શિવ બ્રહ્માદિક નારદ શારદ લાગે ન કોઇ મને સારા. શ્રીજી.
એવો દશાનન જો મળો ત્રિકમ આવ્યા નિવૃત્તિના ઓવારા
કુડી કુટુંબ ને લોક પ્રભુ સુંદર સ્વજન શ્રીજી તમે ।
ગુણગણનો પાર શેષ ન પામે હે નરહરિ રૂપ નોધારા.
દયા પ્રીતમ હું દાસ તમારો થયો ત્યારે પામ્યો ભવપાર. શ્રીજી.

---

પદ.

## હનુમાન ગરૂડ સંવાદ.

### લાવણી.

એક સમે હનુમાન ગરૂડ બેઉ, એક સ્થળે મળીયા,
કોઇ કોઇના ગાંજ્યા ન જાય, એમ એકકપેં બળીયા. ટેક.
નિકટ દ્વારીકા શ્રીકૃષ્ણ તણો, એક બાગ હતો ચારૂ;
ચોકી ત્યાંહાં ગરૂડજી કરતા, પતિને પ્રિય સાર.
હરિકિંકર હનુમાન ત્યાંહાં, જેહેદા ક્ષુધા અંગમાં;
આવી અચાનક ફળ ભક્ષી, તરૂ ફેંક્યાં સાગરમાં;
તજી વિવેક વાટિકા બિગાડી, ગરવ ધર્યો ભારી;
જોઇ અનીતિ વિહંગમપતિએ, હરત મળ્યો આવી;
જોઇ સમોવડ સુભટ વિચાર્યો, વૃક્ષથી પડિયા. કોઇ૦ એ૦ ૧
ગરૂડ કહે અલ્પ ઉભો રહેને, ઉ અનુચર કહનો;
વિના કહે એમાં કેમ પેઠો, બાગ શિરી હરિનો,

એ વાડી શ્રીકૃષ્ણતણી છે, તેહેની તને દુહાઈ;
નિકળ બહાર કે શિક્ષા કરી હું, કહાડીશ કર સહાઇ;
એમ સુણી કપિરાય કોપીઓ, રીસ ઘણી આણી;
રેહે અળગો શ્રીકૃષ્ણ હીમાયતી, વિચારી વદ વાણી;
શ્રીરામદૂત તેં હજી નથી દીઠા, શ્રવણે નથી સાંભળિયા. કો૦ એ૦ ૨
શ્રીરામદૂત જાણ્યા ઢાંક્યા રોહો, શું જાઓછો ફુલી;
અહીરાવણના પ્રતિહારનો, માર ગયા ભૂલી;
શ્રીકૃષ્ણદાસથી હાર્યા માટે, ધ્વજાપર પડયું રહેવું;
મનમાં જાણો છો પણ ફુલ્યા, માટે પડયું કહેવું;
જાણ્યું બળ વાલીના ભયથી, વસ્યા હતા વનમાં;
કુંભકરણ ગળી ગયો હતો, વળી વિચારી લો મનમાં;
ત્રણ તાત ને માત કુંવારી, એવા કુંવર કળિયા. કો૦ એ૦ ૩
અરે ગરૂડ ત્હારા જશ કહું હું, સાંભળી રહે છાનો;
શોકતણી દાસી ત્હારી મા, તું તે સુત કોહેનો;
ભાઇ બિચારો એક પાંગળો, નહિ કંઇ ઠેકાણું;
સૂરજ તણો સારથિ થઇને, ભટકે નિશ વહાણું;
ઓરમાઇ પણ ભાઈ પોતાનો, તેહેને તું મારે;
વાહાલાનો વેરી તું તેવો, સ્વામી પણ ત્હારે;
માતપિતા બંધનમાં પોતે, બાહિરમાં ભળિયા. કો૦ એ૦ ૪
ગરૂડ કહે કપિ ત્હારે પતિએ, જશ ઝાઝો લીધો;
પરણી સ્ત્રી એકલી અબળાને, બ્હારવટો દીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના, બ્રાહ્મણે પાળ્યા;
નગ્ર સર્વ વૈકુંઠ વસાવ્યું, આપ તાત ટાળ્યા;

વ્હાલ ધરી એક વિનતા આવી, વરવાને કાજે,
તે નારીનું નાક છેદાવ્યું, ત્હારે રઘુગાજે;
જૂઠાં ફળ શબરીનાં ખાધાં, પવિત્ર પણ અળિયા કો૦ એ૦ ૫
મ્હારા પતિના લાંછન કહો શા ત્હારે ઘેર ટોટો,
તુજ પતિ અ હિરડાનું એકું, ખાઈ થયો મોટો;
મારી પૂતના અબળા જાતિ, જેનું પય પીધું,
વરૂ૭ પ્રલબ બક અગજર માર્યો, અઘટિત કૃત કીધું,
ભિક્ષુક બ્રાહ્મણની પણ ભિક્ષા, માગીને જમિયો,
વણ પરણી બહુ બાળા સંગ, રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ, રઘુવર એક પત્ની વરીયા કો૦ એ૦ ૬
તુજ પતિને બહુ સ્ત્રી પણ, સહુને દુઃખ લીલા દાખી,
ત્હારા પતિને એક પ્રેમદા, પણ ન શક્યો રાખી;
રઘુનંદન રામાનો રસિયો, નથી તે પણ જોયો.
મહિલા માટે હે સીતે, હે સીતે કરી રોયો;
મોટો અધર્મ વણ વાંકે, વાળી વાનર તાડયો.
ક્ષત્રી થઈ બ્રાહ્મણની વિનતાને પગ અડકાડયો.
બ્રાહ્મણકેરૂં દૈવત લીધું, એમાં શું રળિયા. કો૦ એ૦ ૭
ત્હારે કૃષ્ણે શમના આભ્રણ, ઉતરાવી લીધાં;
બ્યડળનો રથ હાંક્યો, પાડવ દાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાધી, પરાક્રમી પૂરા;
કાળયવનથી રણમાં નાઠા, જાણ્યા બહુ શૂરા;
ત્હેની આપના હું નહીં માનું, એમ કહ્યું જ્યારે;

પ્રેર્યો દૂત પ્રભુની પાસે, વિહંગપતિ ત્યારે;
શ્રી કૃષ્ણે કહાવ્યું રામ આણુ દો, દેતામાં ઢળિયા; કો૦ એ૦ ૮
હરીશ કહે શ્રીરામ કમકાં છે, મુજને દરશાવો;
વૈનતેય કહે દ્વારામતીમાં, મુજસંગે આવો;
જદુનાયક રઘુનાથ થયા, રુક્મિણિ જાનકી જોડે;
પવન પુત્રે પરણામ કરીને, સ્તવન કર્યું કોડે;
એજ કૃષ્ણ શ્રીરામ થઈ, માર્યો લંકાભૂપ;
જુગલ નામ પણ જોતાં દીસે, ઉભયે એક સ્વરૂપ;
હળ્યા મળ્યા હનુમાન ગરુડ બે, સંધે સહુના ટળિયા. કો૦ એ૦ ૯
આ વાણીવિલાસ કર્યો છે, નથી નિંદા ઉચ્ચારી;
ઉપર અવળું ભાસે અંતર જોતાં સ્તુતિ ભારી;
ઉપાસનાની ટેક બતાવી, નથી ગાયું અવળું;
ભક્તવત્સલનો ભેદ સમજશે, તે લહેશે સવળું;
એ રામ કૃષ્ણ મુજને પ્રિય હોજો, પ્રાણજીવન મ્હારા;
સદા છહોના નિર્મળ યશ, મુજ વદન વહે ધારા;
દાસ દયાના પ્રીતમ, શ્રીસીતાવર સામળિયા. કો૦ એ૦ ૧૦

---

## અકળ કળા.



### ગરબો.

હરિ તાહારી અકળ કળા નાં કળાયરે,
મોટા સમર્થ જેમાં વ્હેવાય. હરિ. ટેક.

ભૂલ્યા હળધર તાલી ગણતાંરે, દાખી લીલા તે નાં બણે ભણતાંરે;
વરવું દીસે છે આગું છ્યુતાં. હરિ તાહારી. ૧

ભૂલ્યાં લક્ષ્મીજી આપ અરધંગરે, છળ્યાં રૂપ દેખી શ્રીનરસંઘરે;
કળે કોણ નવા નિત્યે રંગ. હરિ તાહારી. ૨

ભૂલ્યા શંકર મોહની છેકરે, ન રહ્યું જ્ઞાન ધીરજ વિવેકરે;
તારી માયાથી વંચ્યો તું એક. હરિ તાહારી. ૩

ભૂલ્યાં ઉમિયા રામલીલા જોઇરે, બ્રહ્મ ભામની શોધે ન રોઇરે.
સીતારૂપ ધરી પત ખોઇ. હરિ તાહારી. ૪

સુરાસુર મળી સિંધુ વરોળ્યોરે, ત્યારે ગણેશે મંદ્રાચળ બોળ્યોરે;
પીઠ પડિયા કચ્છપરૂપે તોળ્યો. હરિ તાહારી ૫

હરિ પ્રગટાવ્યા પ્રાર્થના કરિનેરે. વળી ગર્ભ સ્તુતિ કરી ફરીનેરે;
તે બ્રહ્મા ગયા વાછરૂ હરિને. હરિ તાહારી. ૬

ભૂલ્યા નારદ નૈષ્ટિક બ્રહ્મચારીરે, હરિ રૂપ માંગ્યું વરવા નારીરે;
ગ્લાની પામ્યા ત્યાં શ્રાપ્યા મોરારી. હરિ તાહારી. ૭

ભૂલ્યા ગરૂડ નાગપાશ ભાળીરે, ભુષંડીજીએ ભ્રમણા ટાળીરે;
કહ્યો મોહ ન પોતાનો વાળી. હરિ તાહારી. ૮

ભૂલ્યા જનક વશિષ્ઠ મહા જ્ઞાનીરે, મુઆ શ્રાપી પરસ્પર ધ્યાનીરે;
જુઓ દ્વૈત કર્યું ક્યાંહાં હાની. હરિ તાહારી. ૯
શિક્ષા પામ્યો છે ઘનં વરસાવીરે, માંગ્યું પારિજાત ના આપ્યું લાવીરે;
પ્રહાર પામ્યો ત્યારે શુધ્ધિ આવી. હરિ તાહારી. ૧૦
ભૂલ્યા શુક્રાચારજ થઇ શાણારે, હરિ જાણી ભૂલ્યા ગત્ય વાંહાંણારે;
ધર્મરોધ કર્યે થયા કાણા. હરિ તાહારી. ૧૧
અજામેલ વેળા કહી દીન વાણીરે, ગુરૂ સુત માગ્યો ન આપ્યો આણીરે;
જમને ઝડયો ત્યારે જોડયા પાણિ. હરિ તાહારી. ૧૨
રામાનુજ ભૂલ્યા ઇશ વખાણીરે, અટકયા સ્વામીથી હઠ વેદ વાણીરે;
નાખ્યાં દૂર કરમ જડ જાણી. હરિ તાહારી. ૧૩
ઝાઝું ભણતાં તો નિંદા ભાસેરે, અન્યાશ્રિતને અવળું વાસેરે;
સધું સમજતાં સંધે નાસે. હરિ તાહારી. ૧૪
તારી માયાનું બળ છે અપારરે, કોહોને કહિયે ભૂલ્યો સંસારરે;
વાહારે શરણે આવે નિસ્તાર. હરિ તાહારી. ૧૫
હરિજન માયાથી ન મોહોવાયરે, અહંકારે આખડિયું ખાયરે;
દયો, દીનતાએ હરિ સાય. હરિ તાહારી. ૧૬

# શૃંગારનાં પદ.



## રસીયાજીયા મહિના.

### ગરબી.

શ્રીગુરૂ વલ્લભ દેવને ચરણે લાગુરે રસિયાજી,
તેર માસ હરિગુણ ગાવા મતિ માગુ હો રંગ રસિયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મૂળગે રસિયાજી,
પ્રાણજીવન પ્રભુ શી વાતે હુ ચૂકી હો રંગ રસિયાજી ૨
ચૂકી તોપણુ દાસી દોષ સમાવોરે રસિયાજી;
મ્હાગ સમ જો મનમા કાઈ એક લાવો હો રંગ રસિયાજી. ૩
અબળા જન અમો અવગુણકેરી ખાણુરે રસિયાજી,
તોપણુ નાથ નિભાવો ઝાલ્યો પાણુ હે રંગ રસિયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે રસિયાજી,
દાસ દયાના પ્રિતમ લ્યો શુધ મ્હારી હો રંગ રસિયાજી. ૫
માગસર માસે મળવા મન અકળાયરે રસિયાજી,
પ્રીતતણી પીડા કયકુ નવ કહેવાય હો, રંગ રસિયાજી. ૧
મિઠયુ શિકયુ પણ અંતર ભડકે લાગેરે રસિયાજી;
કાળજ છેદે કંદ્રપના શર વાગે હો રંગ રસિયાજી. ૨
વિરહ વિકળ થઇ કળ ન પડે નિશદિનરે રસિયાજી;
તાનારેલી લાગી મ્હારે તન હો રંગ રસિયાજી. ૩

દુઃખદાવાનળ પ્રગટ્યો કયમ સહેવાયરે રસિયાજી;
ધીરજ રાખું પણ કહાલગી રહેવાય હો રંગ રસિયાજી. ૪
નિશ્ચે જીવ જશે તલખી આહીં આવોરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો રંગ રસિયાજી. ૫
પોષ માસે તો રોષ ત્રૂટ્યો મૂકોરે રસિયાજી;
અબળાના આધાર ના અવસર ચૂકો હો રંગ રસિયાજી. ૧
ઘણું પ્રગટ શું કહિયે સમજી લેજોરે રસિયાજી;
વિજોગ પાખે દડ બીજો કાંઇ દેજો હો રંગ રસિયાજી. ૨
સ્રીને દુખ નહિ પતિ જો ગ્રસે મારેરે રસિયાજી;
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો રંગ રસિયાજી. ૩
એથી અદકું હાવાં તે શું કહિયેરે રસિયાજી;
ચતુરાશરોમણિ ચતુરાનું દુઃખ લહિયે હો રંગ રસિયાજી. ૪
આ જોબન આમો મોર્યો શુક સુખ માણોરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમજી તક જાણો હો રંગ રસિયાજી. ૫
આહા માસે તો મ્હારા સમ ઘેર આવોરે રસિયાજી,
આ રતમાં તો દંપતી લે સુખલ્હાવો હો રંગ રસિયાજી. ૧
પ્રથમ અમો એમા કંઇએ નવ લ્હેનારે રસિયાજી;
શિખવી સમજાવી શું મેલ્યાં વ્હેતા હો રંગ રસિયાજી. ૨
વ્હાલા થઇને વેર શું વાર્યું આવુંરે રસિયાજી;
આવડું શિર કર્યું જ્યારે છૂટું જાવું હો રંગ રસિયાજી. ૩
પ્રેમપંથમાં કાંટો કપટ ન સારોરે રસિયાજી,
પ્રથમથકી પોખી હાવાં શું મરો હો રંગ રસિયાજી. ૪

વ્રેહેવાણમાં ધીકું છું નિશ દહાડોરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી સુને કહાડો હો રંગ રસિયાજી. ૫

ફાગણ કેસુ ફૂલ્યાં હું કરમાણીરે રસિયાજી,
વનમાળી પિયું સીચ્યું ન પૂરૂં પાણી હો રંગ રસિયાજી. ૧
વસંતઋતુ તો સહુને વ્હાલી લાગેરે રસિયાજી,
તમપાખે મુને બાણ રૂદેમાં વાગે હો રંગ રસિયાજી ૨
ઉડે અબિલ ગુલાલ કેસર રંગ ઘોળીરે રસિયાજી,
વિલાસસુખ નવ લીધું મુજ ઉર હોળી હો રંગ રસિયાજી. ૩
આ સુખની ઋતુ શોક્યની સંગે સોહયેરે રસિયાજી,
ડુસકડે રોવું તો હમારે જોઇયે હો રંગ રસિયાજી. ૪
પ્રથમથકી પ્રભુ શેં નવ નાખ્યાં મારીરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતિ ધારી હો રંગ રસિયાજી. ૫

ચૈત્રે ચંદકિરણ સહુને સુખકારીરે રસિયાજી,
મુજ એકલડીને લાગે તેહ કટારી હો રંગ રસિયાજી. ૧
સુખકારી હૂતા તે સહુ દુઃખ દે છે રે રસિયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વ્હે છે હો રંગ રસિયાજી ૨
કરે કોઇ શું કર્મતણો એ દોષ રે રસિયાજી,
વક્રવદન નિજ દર્પણ પર શો રોષ હો રંગ રસિયાજી. ૩
આ દહાડા કયા મૂક્યા હતા સંતાડીરે રસિયાજી,
જોબન અવસર આવ્યે આપ્યા કહાડી હો રંગ રસિયાજી. ૪
તમો કહેતા તે અમો માનતાં સાચું રે રસિયાજી,
દાસ દયાના પ્રિતમ કીધું કાચું હો રંગ રસિયાજી. ૫

વૈશાખે વ્રજ સનું સઘળું દીસેરે રસિયાજી,
જન ઝાઝા પણ કોને જોઇ મન હીસે હો રંગ રસિયાજી. ૧
સર્વ સરોવર સૂકાં ચાતક લેખેરે રસિયાજી,
ચકોર ચંદ્ર વિના જગ ઉજડ દેખે હો રંગ રસિયાજી. ૨
વીત્યું હોય તે સાચું એ પરમાણેરે રસિયાજી,
પીડ પ્રસૂતાની શું વંધ્યા જાણે હો રંગ રસિયાજી. ૩
વિરહવેદના ઘણી કઠિણ સહુ દુઃખથીરે રસિયાજી,
વેઠે તે જાણે કહેવાય ન મુખથી હો રંગ રસિયાજી. ૪
સ્નેહતણો ઘા મલમથકી ન રૂઝાયરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસિયાજી. ૫
જેષ્ઠ માસે સહુ સરોવર સૂકયાં કહેછેરે રસિયાજી,
મુજ લોચને ધારા નવ સૂકી વ્હે છે હો રંગ રસિયાજી. ૧
ગ્રીષ્મઋતુને તાપે સહુ અકળાયરે રસિયાજી
પવન ફુવારાથી તે સદ્ય સમાય હો રંગ રસિયાજી. ૨
ગ્રીષ્મતાપ ને દીપ વાયુથી વામેરે રસિયાજી,
વિરહવહ્નિ આ પવને વૃદ્ધિ પામે હો રંગ રસિયાજી. ૩
પય ઉભર્યું તે છાંટે નીર સમાયરે રસિયાજી,
તાવું તેલ મળે જળ ભડકો થાય હો રંગ રસિયાજી. ૪
પ્રેમપાવકની પીડ સહુ દુઃખથી અળગીરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તે મુને વળગી હો રંગ રસિયાજી. ૫
અષાડ માસે અતિ ઉંડું દુઃખ સાલેરે રસિયાજી,
પંખીડાં પણ મળિ જુગ માળા ઘાલે હો રંગ રસિયાજી. ૧

કોહોને કહિયે કહ્યો અદેખાં ઠારવેરે રસિયાજી,
અંતરઆગે હંકયાં ધીકી મરિયે હો રંગ રસિયાજી. ૨
કીડો કાષ્ટ જ્યમ ખોખું કરે ખાઈ બાધુંરે રસિયાજી,
ત્યમ વ્રેહેકીડે કાળજ કોરી ખાધું હો રંગ રસિયાજી. ૩
ઉપરથી તન સારૂં સહુ કોઈ દેખેરે રસિયાજી,
ભીતર ભડકો પ્રાણુ પોતાનો પેખે હો રંગ રસિયાજી. ૪
જે જાણે તે મુરખ કહે એ વાતેરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ દુઃખ સહુ બાતે હો રંગ રસિયાજી. ૫
શ્રાવણ સગ્વડે વરસ્યો તરસે મંનરે રસિયાજી,
પાવસઋતુ શોભા થઈ વૃંદાવન હો રંગ રસિયાજી. ૧
વૃક્ષે વળગી વેલ છુટે નવ છોડીરે રસિયાજી,
દેવે મ્હારી બેલ તો નાખી તોડી હો રંગ રસિયાજી. ૨
એક દિવસ આપણુ ત્યાં વાતે વળગ્યારે રસિયાજી,
ધન વરસ્યો ભીજ્યા પણુ ન થયા અળગાં હો રંગ રસિયાજી. ૩
મેં પછી શીત સહેવાઇ નહીં ઘણું કાંપીરે રસિયાજી,
ત્યારે તમે મુને લઇ રૂદયા શું ચાપી હો રંગ રસિયાજી. ૪
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તજી શામાટે હો રંગ રસિયાજી. ૫
પુરૂષોત્તમ માસે આશા તે। મ્હારીરે રસિયાજી,
પૂરો પુણ્ય થશે જુઓ મંન વિચારી હો રંગ રસિયાજી. ૧
આતુર જન સંતોખો હરિ સનમાનરે રસિયાજી,
અધરામૃત પઇ આપો જીવતદાન હો રંગ રસિયાજી. ૨

આ એક માસ તો પુણ્યદાનનો દહાડોરે રસિયાજી,
પ્રભુ પધારો સેવી કરૂં કર ટાહાડો હો રંગ રસિયાજી. ૩
અન્ય દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહિરે રસિયાજી,
પુરુષોત્તમ પરણીને અવર ધટે નહિ હો રંગ રસિયાજી. ૪
પ્રાણ જરો તોય તમ વિના નહીં ભજિયેરે રસિયાજી,
દાસ દયાના પ્રભુ અમો એમ સમજિયે હો રંગ રસિયાજી. ૫

ભાદરવો ભર વરસે ચપળા ચમકેરે રસિયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો રંગ રસિયાજી. ૧
હું બીની સુણી ગરજ્યો ઘન આકાશેરે રસિયાજી,
પીતાંબર હોગડી લીધી પાસે હો રંગ રસિયાજી. ૨
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે રસિયાજી,
વિકળપણે કાંઈ કહું છું નથી રહેવાતું હો રંગ રસિયાજી. ૩
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિયાજી,
પાયે લાગી કહુંછું હું ફરા ફરીને હો રંગ રસિયાજી. ૪
વ્રેહેદુઃખ નથી રહેવાતુ દદ થઇ આવેરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસિયાજી. ૫

આશ્વિન આવ્યો શરદ માસ સુખકારીરે રસિયાજી,
વામ આંખલડી પણ ફરકે છે મ્હારી હો રંગ રસિયાજી. ૧
રાસરમણની ઋતુ આવી તમો જાણોરે રસિયાજી,
લાલ વિહારી લલના શું રંગ માણો હો રંગ રસિયાજી. ૨
શરદ પુનમ નિશા પૂરણ ચંદ્ર પ્રકાશેરે રસિયાજી
તમથી રમતા સહુ દુઃખ મ્હારા મટશે હો રંગ રસિયાજી. ૩

કરૂણાનિધિ છો માટે કરૂણા કરશોરે રાસયાજી,
વ્હાલાની વિનતી રૂદયામા ધરશો હો રંગ રસિયાજી. ૪
આનંદ ઉપન્યો ઉરમા વાલમ વાળયારે રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળિયા હો રંગ રસિયાજી ૫

---

## મોહની સ્વરૂપ.

### ગરબો.

અકળ કળા શ્રીઅવિનાશનીરે, તેહનો પાર ન પામે કોય,
શિવ સરખા જેમા ભૂલા પડયારે, તેથી કોણ વડેરૂ હોય અ૦ ટેક.
એક સમે શ્રી મહાદેવજીરે, આવ્યા વૈકુંઠ વિષ્ણુની પાસ;
દરશન કરી હરિના હર બોલીયારે, એક ચરિત્ર જોવા ચિત્ત આશ. અ૦ ૧
વાત તમે મને કહાડી મહારૂદ્રજીરે, પ્રભુ સમુદ્ર મથાવ્યો જેવાર,
ત્યાહા તમો મોહનીરૂપ કહો કયમ ધર્યુંરે, સુર અસુર છળ્યા શે પ્રકાર.
અ૦ ૨
એજ ઇચ્છા છે મ્હારે બહુ દીનનીરે, મુને દેખાડોને તેહ સ્વરૂપ,
એવા વચન શિવજીતણા સાભળીરે, વળતા બોલ્યા ત્રિભોવનભૂપ. અ૦૩
સાભળો શંકર વાત વિવેકનીરે, તે છે મોહની માયાનું અંગ,
તે તપસ્યાની ઇચ્છા રખે નાખતારે, તે તો ધ્યાન ધીરજ કરે ભંગ અ૦૪
ત્યારે ઉમાધવે માધવને કહ્યુ રે, ના ના હુ નહીં ચળુ લગાર,
જાણુ છુ માટે કદાપિ નહિ ભૂલુરે, દેખાડો મુને હોસ અપાર અ૦ ૫

એહેવું કહ્યું શિવે ત્યારે હસ્યા હરિરે, ભલું દેખાડીશું કોઈ દિન;
એમ પરસ્પર બેહુ જણા બોલતાંરે, ત્રીજું રૂપ ધર્યું મોહન. અ૦ ૬
એક અનુપમ પુષ્પની વાટિકારે, તેની મધ્યે દીઠી એક નાર;
સુંદર સોળ વરસની સુંદરીરે, શ્યામા સ્વરૂપતણો ભંડાર. અ૦ ૭

સુપટવરણુ તન ને ચપળ ઘણીરે, સામુદ્રિક લક્ષણુ પૂર્ણ;
ગુણુગભીર ગોરી ગરવે ભરારે, કરે મહા મુનિનાં મન ચૂર્ણ. અ૦ ૮
જરકસી કોરનો સુંદર સાલુડારે, જેનો ઝીણો કસુંબલ રંગ;
અનુપમ રીતે ઓઢ્યો અલબેલિયેરે, જેમાં ભાસે ગોરૂં સહુ અંગ. અ૦ ૯

વેણી લાંબી નાગ શેષ સરીખડીરે, ફેણુ મણિ જાણે છે શીશફૂલ;
સેંથો સિંદુરે પૂર્યો છે સોહામણોરે, ઉપર દામણી દીપે અમૂલ. અ૦ ૧૦
મોતીજડિત મનોહર ચોહોટણુંરે, મૃગમદના ટીલી ચિત્તચોર;
સુંદર ભાળ વિશાળ બિરાજતુંરે, મદમાનીનું જોબન જોર. અ૦ ૧૧

ભૃકુટી કમાન સમાન છબીલડીરે, રતનાળાં લોચન રસરૂપ;
દીર્ઘ અણિયાળાં ચપળથી મન હર્યુંરે, છે કટાક્ષ કટારીનું રૂપ. અ૦ ૧૨
વાળી ઝુમણુ ઝુમે ઝુમખેરે, વેસર મુકતા છે લાંબુ સુંઢાળ;
અરૂણુ અધરની ઉપર સુંદર લટકતુંરે, જોતાં જોગી ચળે તત્કાળ. અ૦ ૧૩

મંદ મધુર મધુરૂં હાસ્ય કરે રે, ઝળકે દાડમબીજશા દંત;
કુંદનરેખા બે દંતમાં દીપતીરે, ચળકારામા ચોરે ચંત. અ૦ ૧૪
ચારૂ ચિબુક મધ્યે છે હરૂં ટબકલુંરે, બીજું ગાલે ત્રીજું અદભાલ;
ત્રણુ બિંદુની શોભા હું શી કહુંરે, ત્રાજૂંડું ત્રિલોકી મનજાળ. અ૦ ૧૫

ઝૂલ જુગલ મણિજડિત કનકતણારે, કર્ણફુલ પાંદડીઓનો ઝુમ;
ચોટલો ગોફણો ગોરીનો ધમકતોરે, ઘણો ઘુઘરીકેરો ઘચૂમ. અ૦ ૧૬

કોટી સરજ શશિ વદને ઓવારિયેરે, સુંદર મુખડું સ્વરૂપનિધાન;
અલકની લટ મુકી રહી ગંડપરેરે, મધુરૂં મધુરૂં કરતી ગાન. અ૦ ૧૭.
રંગ તંબોળ ચોંટયો મુખે ચોળશીરે, મૃગાનેણીનો વાંકો મોડ;
જરકસી બુટ્ટાની છે કાળી કંચુકીરે, કસકસતી પ્હેરી કરી કોડ. અ૦ ૧૮
તુશી તનમનિયાં કંઠે હેમ હાસડીરે, માંદળિયાં અરીસો ચિનમાળ;
ચંપકળી ચંદનહાર ચોમેરનોરે, મુક્તાફળ માળા વિશાળ. અ૦ ૧૯
કંકણુસહિત કનક કર ચૂડલોરે, મનગડ જવ તે બજોઠાની સાથ;
વાંક વીંટી બાજુબંધ બેરખારે, જડાઆરસી રહી હસી હાથ. અ૦ ૨૦
સિંધસમાન કટીએ કટીમેખળારે, પાયે નેપુરનો ઝણુકાર;
સાંકળાં કલ્લાં કાંબી અણુવટ વીંછીયારે, નહિ નખશીખ શોભાનો પાર.
અ૦ ૨૧
અલબેલી આંખ્ય આંજી અનુપમ બનીરે, પુષ્પહાર કંઠે ગજરા પાણ્ય,
ભાસે ગુલાલ બે દો મહાવર પાનીયેરે, મેંદી મરદી હથેળીમાં જાણ્ય.
અ૦ ૨૨
ક્રીડા કંદુક કર કુસુમનો કામનીરે, અહી લીલા કરે તેની સંગ;
ઝાલે ઊછાળે પૂઠે ફરે પ્રેમદારે, તેહને ભીંપે નચાવે છે અંગ. અ૦ ૨૩
મંદ સુગંધી સમીર શીત વહેરે, શશી ઉદિયો રવિ પામ્યો અસ્ત;
તે સમે શિવજીયે દીઠી એ સુંદરીરે, ચાલ્યા હરિથી છોડાવીને
હસ્ત. અ૦ ૨૪
મોહની જોતાં મોલા મહાદેવજીરે, પૂછ્યું નહિ પ્રભુને જે છે એ કોણ;
ભૂલી ગયા શુધ્ધ બુધ શરીરનીરે, લાગ્યાં નેનકટાક્ષ મોહબાણ. અ૦ ૨૫
સમજ્યા નહીં જે મેં કહી તે એ મોહનીરે, એવો વ્યાપી છે અંગ અનંગ;
પુષ્પના બાગમાં પેઠા બળે કરીરે, લજ્જા મૂકી દોડયા કરવા સંગ.
અ૦ ૨૬

એવામાં વાયુ વાયો ત્યાં વેગે કરીરે, ફડયું વસ્ત્ર દીઠું સહુ શરીર;
ત્યારે તો આતુર અતિ મળવા થયારે, રૂપ જોતાં રહી નહીં ધીર.
અ૦ ૨૭

દોડતાં અંગનું અંબર રહ્યું ક્યહુંરે. નથી તોપણ શરીરનું ભાન;
એમ વિકળ મોહેવિહ્વળ થઈ ગયારે, લાગ્યું મોહની મળવાનું તાન.
અ૦ ૨૮

જોર કરે તોયે જુવતી ઝલાય નહરિ, કહાડે હડી તોહે આવે ન હાથ;
પાસ દેખે પણ સ્પર્શ થતો નથીરે, બહુ શ્રમિત થયા સ્ત્રીની સાથ. અ૦ ૨૯
એવામાં આવી ગઈ ઘટા વૃક્ષનીરે, તેવામાં આવ્યો વળી પવંન;
વિનતાનાં વસ્ત્ર ગયાં સહુ નીસરીરે, અતિ લજ્જા પામી સ્ત્રી જન.
અ૦ ૩૦

વામા ત્યારે વૃક્ષઓથે ઉભી રહીરે, શંકર સમીપે આવ્યા ભરવા બાથ;
ભાવશું ભેટતાં રૂપ પ્રગટ કર્યુંરે, મુખ જોયું તો વૈકુંઠનાથ. અ૦ ૩૧
માધવ જાણી ઉમાપતિ લાજિયારે, હરિ બોલ્યા હસીને વચન;
મોહનીરૂપ જોયું મહાદેવજીરે, સુણી શિવે કર્યું નીચું વદન. અ૦ ૩૨
વળતી તો જ્ઞાન આણી બોલે ભાળિયુરે, પ્રભુ માયા તમારી અપાર;
અકળગતિ તમારી તેતો તમો લહોરે, બાકી કોઈ ન પામે પાર. અ૦ ૩૩
ગરબો એ ગાય શીખે તે સાંભળેરે, તેને માયા ન પીડે કો વાર;
વલ્લભી વૈષ્ણવ જન દયાશંકરેરે, ગાયા જશ જગદીશના સાર. અ૦ ૩૪

## ગરબી.

રાતલડી કેની સંગેરે જાગ્યા, ઘાએલ છોજી, નેનબાણ કેઇનાં વાગ્યાં. ટેક.
વાંકલડું તમ સામું કેઇયે જોયું, મોહન છો કંઇ મોહિનીએ મન મોહ્યું;
કેઇ પ્રાણ પ્યારી કરી ચિત્ત પ્રોયું. રાત૦ ૧
ભલા ભગવંત વચનનારે સાચા, મોહોની કાસે કેવી વદાતા વાચા;
તુરતના તુરત જણાયા કાચા. રાત૦ ૨
જુઠાશું તંત ન કરવો ઝાજો, બોલ બોલી શકતા નથી એકે સાજો;
જુઠા સમ ખાતા લગારેક લાજો. રાત૦ ૩
હારનાં ચિન્હ દે છે ઉર દેખા, અધરપર દીસે છે અંજનરેખા;
મળી મળી જાય છે નેત્રની મેખા. રાત૦ ૪
જેશું રમ્યા રજની લાગી તે અમોલી, ભુલ્યે તેનું નામ જવાય છે બોલી;
તેના સમ તમને કહો દિલ ખોલી. રાત૦ ૫
શ્રમિત છો આવો લગારેક પોહોડો, પલોટું પાય મટે શ્રમ થોડો;
આંગણુલે ઉભા આળસ શીદ મોડો. રાત૦ ૬
રાખ્યું સુખ પ્રસંન હૃદેમાંહે દાબી, જશે ખસી વસ્તુ અમોલિક લાધી;
સમજણી શ્યામા લીધું કામ સાધી. રાત૦ ૭
સામાસામી નેણ નેહનાં મળિયાં, છૂટયું માન સુખસિંધુમાં ભળિયાં;
દયાના પ્રીતમ બેહુ પલંગે ઢળિયાં. રાત૦ ૮

---

## ગરબી.

પ્રીતલડી જીવણજીની તોડી, નટવર નવલી કોની સંગાથે જોડી.—ટેક.
નેનમાંથી નાથજી નીર સુકાણાં, હઇયામાંથી હેતલડાંરે ચોરાણાં;
કેશવરાય મનજી ક્યાંહાંરે પોરાણાં. પ્રીતલડી. ૧
ચતુર હોય તે ચતુરાઇ જણાવે, ઉપરથી વાત મીઠીરે બતાવે;
હઇયામાંનું તુરત જણાયામાં આવે. પ્રીતલડી. ૨
શાને કાજે શ્યામ થાઓ ઓશિયાળા, હમે નથી કેહેતાં ગોરા કે કાળા;
જેવાં બિબાં હોય તેવા પડે છાપા. પ્રીતલડી. ૩
જાંણીજોઇ જીવણ રસની રીતિ, પરાંણે ન થાયે મોહી તમ પ્રીતી;
દયાના પ્રિતમ ભણે નીત નીતિ. પ્રીતલડી. ૪

---

## ગરબી.

રાધિકે તારે પ્રેમે હું મોહ્યો, તારા સરખો પ્રેમ કહીં ના જોયો;
માનુની તારે પ્રેમે હું મોહ્યો. ટેક.
હજુ પણ હેતરસ તારો મેં પીધો, અજીતછું તદપિ તેં જીતી લીધો;
અનન્ય રતિ વણ અર્થ કોઇનો ના સીધ્યો. રાધિકે૦ ૧
કહ્યામાં ન આવે રૂપ પ્યારી તાહારૂં, જેનાપર કોટી રતિરૂપ વારૂં;
તાહારે રૂપે લોભી રહ્યું મન મારૂં. રાધિકે૦ ૨
સોચના શીદ કરે છે તું કાલી, ગોપી સહુ તાહારે સંબંધે વહાલી;
તાહારે મેહેલે આવું તેડ્યા વિના ચાલી. રાધિકે૦ ૩

રૂપ માહારૂં યોગીહૃદે નથી વસતું, રૂપ તારૂં મુજ મનથી નથી ખસતું;
મોહું . સુખ દેખુ વદન તારૂં હસતું. રાધિકે૦ ૪
આંખ અણીયાળી તારી ઉર સળકે, કાળજડું કોરાય વચનને ભળકે;
કહું સુખ ક્યમ મંદ મધુરૂં તું મળકે. રાધિકે૦ ૫
રાધે રાધે અચળ જપે મુજ વાણી, આતુરતા અંતરની ન જાએ વખાણી;
કેવી વ્હાલી છે કોઇથી ન જાએ જાણી. રાધિકે૦ ૬
અનંગવિષ મુજ તુજ સંગ હરે છે, લોચન મારાં તુજ મુખ દેખી ઠરે છે;
સ્મરણ તાહારૂં મન માહારૂં ના વિસરે છે. રાધિકે૦ ૭
તું તે હું ને હું તે તું વેદમાં વાણી, મોટા ભાગ્યવાળા શકે કોઇ જાણી;
જુગલ છબી દાસ દયે ઉર આણી. રાધિકે૦ ૮

---

## ગરબી.

સામું જો નંદના છોગાળા, મારૂં ચિત્ત ચોરનુવાળા ટેક.
નંદ છોગાળા કામણગાળા, મોહ્યું તેં બાળાઇંદરે વાલમ. સામું૦ ૧
તારી હસણી મદના ફંદમાં ઘેરી, માર્યા નેનતણા તેં ભાલારે
વાલમ. સામું૦
દીનદયાળ પુરાણે પુકારે, બોલ્યા પુરાણી ઠાલારે વાલમ. સામું૦ ૨
મુને જખમી કરીને ઝુલતી મેલી, ન જાણ્યું જે જીવશી ક્યમરે
વાલમ. સામું૦
મારી તો મુખ દેખાડતો જા, તુંને મારા ગળાના સમરે વાલમ. સામું૦ ૩
મારો ચદ્રથી ચોથો જંપતો છે નહીં, વણ જોયે મુખ ચંદરે
વાલમ. સામું૦
ચેન નહિ ક્યહુ ભાવે ન ભોજન, આવે ન નેનમાં નિંદરે વાલમ. સામું૦ ૪

મારા કાળજાનું દુઃખ કોઇ ન જાણે, જાણે જે વીતતુ હોયરે
વાલમ. સામું૦

જણુવેથી જંજાળ વધે પત જાય, કોઇ પીડ ન ખોયરે વાલમ. સામું૦ ૫

મારી આખના ભાવ્યા મનના માન્યા, માગ કાવજડાની કોરગે
વાલમ. સામું૦

હુ પીડની મારી પોકારૂં દયાપ્રભુ, બીજું શું મારૂં જોરરે
વાલમ. સામું૦ ૬

---

## પદ–રાગ કાફી.

રૂપાળી રાધા તારૂ તનરે, સેહેજે તે સુંદરતાનું ભર્યું છે. રૂપાળી રાધા૦ ટેક

વિના અંજન દીસે આખડલી આંજીરે, સલૂણી શ્યામા;

રંગ્યાવના રક્ત દસન વસનરે, બાળબિંબ સુધા માનનું ભર્યું છે. રૂપાળી ૧

વિના સુગંધ બ્હેકે શ્રીઅંગ ત્હારૂરે, સલૂણી શ્યામા;

વિના સકળ ગુણ રૂપ નિધાનરે, અનુપમ્ય કાઇ ચિતરૂં ઠર્યું છે. રૂપાળી. ૨

વિના અંગરાગ દીસે કનકલતા શું રે. સલૂણી શ્યામા;

વિંના મહાવર ચરણ અરૂણરે, બિંદુ કપાળે અજબ કર્યું છે રૂપાળી. ૩

દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનું મોહનરે, સલૂણી શ્યામા;

તે મોહ્યો મોહ્યો મદનગોપાળરે, લટું કરીને મનડું હર્યું છે રૂપાળી. ૪

---

## પદ-રાગ કાફી.

કાનુડો કામણગાળોરે, સાહેલી આ તો કાનુડો કામણગાળોરે ટેક!
કાનુડો કામણગાળો, રસભર્યો ને રૂપાળો,
આ શું આખડલીનો ચાળોરે, સાહેલી આ તો કાનુડો. ૧
રંગે ગતો મદમાતો, વાસલડીમાં ગીત ગાતો,
નેણાશું કરે છે વાતોરે, સાહેલી આ તો કાનુડો. ૨
ભરવા હું ગઈતી પાણી, પ્રેમ પીડા ભરી આણી,
ઘેલી થઈ હું આવી શાણીરે, સાહેલી આ તો કાનુડો. ૩
તે કહ્યું તે મે ના માન્યુ, આજે મારી જાતે નાણ્યું,
આવડુ મેં નોતુ જાણ્યું રે, સાહેલી આ તો કાનુડો. ૪
એની તાહારે પાયે લાગુ, વ્હાલા વિના ઘેલુ લાગ્યું,
દયાનો પ્રીતમ માગુ રે; સાહેલી આ તો કાનુડો. ૫

---

## પદ રાગ સોરઠ

ચાલ બ્હેલી અલબેલી પ્યારી રાધે;
તને તારો કાન બોલાવે તને ઘનસ્યામ બોલાવે,
તને તારો પીયુ બોલાવે, સરસ સમય સાધે સાધે, પ્યારી રાધે ચાલ. ટેક
નથી તુજ સમ કોઈ અખિલ વિશ્વ વામા,
શચી સાવિત્રી ઉમા રમા રામા,
તે પણ નહિ સમોવડ અવર કોણ કામા,

મ્હારી તુલના, મ્હારી તુલના, એટ તું જ, કે મજભૂપ;
તું તદ્રુપ, ગુણ સ્વરુપ; વાસરૂપ, અષ્ય યૂપ;
સકૃત રૂપ, એહુ અનુપ, ગતિ અગાધે અગાધે, પ્યારી રાધે. ચાલ. ૧
કેસરી આમિષ તજી તૃણ કેમ ખાય;
સ્વાતિ સલિલ વણ ન ચાતક તરસ જાય;
વન વિશાખા અગ્રજાજ શીપ ન્હાય;
એ દૃષ્ટાંત, એ દૃષ્ટાંત, અર્થ આણ, ધ્યાન ગાન;
મૂકી માન, પ્રિતમ કહાન, દે રસદાન, અધરપાન,
ભાગ્યવાન, નકો આન, તું સમાન, સુતા ભાન;
તજી ઉપાધે ઉપાધે, પ્યારી રાધે. ચાલ વ્હેલી અલબેલી. ૨
સલિલહીન મીન જીવે ન કોય;
જપવિહિન થયું બગડે તે તોય;
તડિત મેઘ મેઘ તડિત વણ ન સોય;
કરિ જો વિચાર, કરિ જો વિચાર, વાર વાર, એજ સાર;
માર્ય માર, ધારધાર, સહુ શૃંગાર, મકર વાર, નંદકુમાર;
પ્રાણઆધાર, ને ઉરહાર, કર અબાધે અબાધે, પ્યારી રાધે. ચાલ વ્હેલી. ૩
એમ કહિ અતિ રતિસ્મૃતિ કરાવી;
સજાવ્યા શૃંગાર જેમ તેમ સમજાવી;
લાવી લલિતા પટરાણીને પધરાવી;
સોંપી શ્યામા, સોંપી શ્યામા, સુંદરશ્યામ, કરિ પ્રણામ, વળી વામ.
કુંજધામ, પુરણકામ, નિગમ યામ, સો વિશ્રામ, તે ગુણગ્રામ;
કથે આમ, દયારામ, હર્ષ વાધે વાધે, પ્યારી રાધે. ચાલ વ્હેલી. ૪

---

## પદ-રાગ સોરઠ

ચાલ ચપળા ભ્રખુભાનની દુલારી:
તુંને ઘનશ્યામ બોલાવે, તુંને ત્યારો લાલ બોલાવે,
તુંને તારો પિયુ બોલાવે, પ્રાણુકેરી પ્યારી પ્યારી; ચાલ ચપળા. ટેક.
રૂદયા તંત્રદોપ વિપ્ર છે શામાટે;
નહી ત્રિયા વર્ષ માસ રહે ઉચાટે;
હરિરિપુપતિ જુએ છે ત્હારી વાટે;
તે માટે ચાલ શ્યામા, ગુણગ્રામ, બહુનામ, સ્નેહારામ,
મંનકામ, પ્રીત વિચારી વિચારી; ચાલ ચપળા ભણુભાનની૦ ૧
જા સખી હાવાં નહિ બોલું એની સાથે;
ચંદ્રમુખી કલંક દીધુ મારે માથે;
એવા નાથને ક્યમ ભીડું ભરી બાથે;
કે સુણુ સુતાભાન, વળીવાન, અતિધ્યાન, મણી માન, કર હૃદે વારીવારી;
ચાલ૦ ૨
હાંરે એમ કહી કરી જેમતેમ સમજાવી;
સજાવ્યા શૃંગાર કંચુકી કાવી;
કટાક્ષમાત્રમાં પુરૂષ નાખે ઢાળી;
કે એટલૂ જોઇ પ્રકાશ, દુજનાશ, કુંજઅવાસ, દાસદયાના મોરારી
મોરારી; ચાલ૦ ૩

## પદ–રાગ સારંગની હોરી.

મુજને અડકેશોમાં, રે મુજને અડકેશોમાં, આઘા રોહો અલબેલા,
છેલા અડકેશોમા. ટેક

અંક ભર્યાના સમ ખાઓતો, અધરતણો રસ પાઉં લાલ;
કહાન કુવર કાળાછો અડતા, હું કાળી થઇ જાઉં. મુજને૦ ૧
તું મુજ અડતા શ્યામ થાશ તો, હુ કયમ નહિ થાઉં ગોરોરે;
ફરી મળતા રંગ અદલાબદલી, ત્યારે મુજ મોરો તુજ તોરો.
માટે વઢશોમાંરે વામા વઢશોમાં; મળ્યા વના નહિ ચાલે
વામા વઢશોમાં. ૨

કાળી થયાનું કષ્ટ નથી પણ, લગન લોકમાં કરશે લાલ;
આ લઘુ વયમાં લાંછન લાગ્યાથી, બીજો વર કયમ વરશે; મુજને૦૩
બીજા વરનું કામ કશું છે, હું વર તું વહુ ધન્યારે,
જેહેનું લાંછન તેને વરિયે, એમાં શાનો અન્યા. માટે વઢશોમાં૦ ૪
સુણી એમ હરિવદની હસી ભેટયાં, પ્રતિઉત્તર ના દીધોરે;
હોળીની હાંસીમિષે દયાપ્રીતમ, બેઉએ આનંદરસ લીધો. મુજને૦ ૫

---

# વ્રજ ભાષાનાં પદો.



## નીતિભક્તિનાં પદ.

### પદ–રાગ ભેરવી.

હમતો શ્રીકૃષ્ણ છબીસોહિ ગાવેં, નિર્ગુન બ્રહ્મ હમેં નહિં ભાવે; હમતો. ટેક.
ગિરિધર ગુન રુપકે રાશિ, બ્રહ્મ કહે જે કોઉ હોય ઉદાસી; હમતો. ૧
જલકું કા સુખ હોય જલપાના, લવન કહા સુખ સિંધુ સમાના; હમતો. ૨
જામેં દાસભાવ ઉડ જાવેં, જુગલ નહીં બ્હા કહા સુખ પાવે; હમતો. ૩
પાઘ આશ શિર છેદાઇ ડારેં, સીસ ગયે પઘિયાં કહાં ધારે; હમતો. ૪
દાસ સદા હમ શ્રીજી સ્વામી, માગે દયો ગુરુપદ શિરનામી; હમતો. ૫

---

### પદ–રાગ ભેરવી.

હમ સાકાર ઉપાસી વે, સખ-ગોકુલકે બાસી વે. ટેક.
ઉધો તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુનહીને;
પ્રેમીજનકો પંથ નહીં, હમ શુષ્કજ્ઞાની તુમ ચિન્હે. હમ. ૧
મીલવો અરસપરસ ભલ કહિયે, હિલમિલ બાનિ બિચારા;
મુંદે નેંનાં મૃતક બરાબર, ઉદાસ ધ્યાન તુમારા. હમ. ૨

લલિત ત્રિભંગી છેલ છાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સે। ધામહે ઉનકા, સમુઝત સમઝાવારે. હમ. ૩
બ્રહ્મરુપકોં જીવ કહત જ્યોં, જીવ બ્રહ્મ ઠહરાવેં;
ઐસો જ્ઞાન બસત જાકે હિય, કશુ કલ્યાન નહિં પાવે. હમ. ૪
જગકર્ત્તાકું રૂપ નહિં તો, જગકું કહાંતેં આયા;
કારન જૈસા કારજ હોવે, ન્યાયશાસ્ત્રમેં ગાયા. હમ. ૫
નિરાકાર કહે દૂરનિવાસી, નિકટી અવયવ દેખે;
તેજોમય રવિ જ્યું કહત પરિ, અરન રૂપકોં પેખે. હમ. ૬
રૂપ બિનાં કર્તૃત્વ બને નહિ, દિવ્યરૂપ શ્રુતિ ગાયા;
કરમુખબિન કયૈં બંસી બજાઇ, પાંઉબિન કયૈં બન ધાયા. હમ. ૭
તુમ જો જાદે નહિં બ્રહ્મતેં, તો કો બ્રહ્માનંદ ભોગી;
ભોગ્ય ભોગતા નહિં તુમરે મન, તબ જોગી કયા રોગી. હમ. ૮
ઐશ્વર્યાદિ ખટ ગુન સંયુત, નિર્ગુન કેસેં કહિયેં;
અજા ત્રિગુનપર શુદ્ધ સત્વ હરિ, નિરખત સબ સુખ લહિયેં. હમ. ૯
ભક્ત નેત્ર ભૂષણ શ્રીમત્, રાધાવર કુંજબિહારી;
દાસ દયાકે પ્રાનજીવનધન શ્રી ગોવર્ધનધારી. હમ. ૧૦

## પદ–રાગ ભેરવી.

રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ ગાય લેરી હો, રાધેકૃષ્ણ
એરી મેરી રસના રાધેકૃષ્ણ. ટેક.
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી, નિશદિન યેહી રટી મહાપદ પાયલે. રા. ૧
જપ તપ તીરથ ધર્મ નેમ વ્રત, નામકો ન અંસ એ સબ સંસે સરકાયલે. રા. ૨
ધ્યાન યજ્ઞ પરિચર્યા ફળ કલિમેં કિરતનહીતેં. શ્રી ભાગવત વંચવાયલે. રા. ૩
અતિ દુઃસાધ્ય ભક્ત્યાદિક પંથ, કલિ ચરન શરન ગિરિધર શીર નાયલે. રા. ૪
દયાકી જીવન જોરી રંગીલી પ્રીતમપ્યારી, હૃદય કમલ મેં તું હિતસો બસાયલે. રા. ૫

---

## પદ–રાગ કાલંગડો.

હેજી ક્યા ગાફલ મત સો જાગ, ત્યાં કોઈ નહિં હેરે તેરા તેરા. ટેક.
માત પિતા સુત ઘરની બંધુ, ઔર કુટુંબ બ્હોતેરાવે;
સબ અપની મતલબકે એલી, હે ઉલટા ફેર ઝેરાઝેરા. કોઈ. ૧
મેહેલ ખજાના દુનિયા દોલત, તું માનત મન મેરાવે;
દેખત રહેગા કુછ ન ચલેગા, તેરા લુંટા જાયગા ડેરાડેરા. કોઈ. ૨
જો તું તેરા ભલા ચહેતો, એકેમક સમજ સવેરાવે;
કબ્જ હોયગા ફિર કયા હોના, તેરા નગર જાયગા ઘેરાઘેરા. કોઈ. ૩

ક્યા ઓરનકું અકલ બતાવે, તેરે ઉર અંધેરા વે;
નહિં કછુ દેરી આખર આયા, તેરા સુકલ કરલે ફેરાફેરા. કોઈ. ૪
ભજ ભગવંત સંતસગત કર, બન સતગુરુકા ચેરાવે;
માયા પટક અટક દયા હરિપદ, કરલે કૃષ્નસોં નેરાનેરા. કોઈ. ૫

---

## પદ–રાગ જંગલો.

મેરી રસના તું વે રાધેકૃષ્ણ ક્યોં ન ગાય, શ્યામા શ્યામ ક્યોં ન ગાય;
આયુરદા તેરો આયરહોરી, ચાહી બહોજાયરે. મેરી રસના. ૧ ટેક.
મેરા જીયરાજી વે દુરિજનસગ મતજાય, દુરિજન સંગ મતજાય;
ચેહી બડો દુઃખદાયરે, દયા દીલધર વે દયાનિધિજુકે પાય;
દયાનિધિજુકે પાય. જો ભલો તેરા ચાય વે. મેરી રસના. ૨

---

## પદ–રાગ જંગલો.

કેવલ એક ભાવભૂખ ગિરિધારી, કોઈ બસ્તુ ના હરિ મન હારી. કેવલ. ટેક.
ગરુડસોં આસન કોસ્તુભ ભૂખન, લચ્છમી લલના પ્યારી;
સરસ્વતીપતિ સ્તુતિ કા કરે કોઈ, ધરત ધ્યાન સદા ત્રિપુરારી. કેવલ. ૧
કીર્ત્તન શેષ શુકાદિ પરમહંસ, સેવે સતત પાદ શ્રીનારી;
તપ દુર્વાસા બગદાલભ્યસે યોગી, શ્રુતિ પુરાન સ્તુતિ ભારી. કેવલ. ૨

અઠયાસી સહસ્ત્ર મુનિ સ્મરણુ કરત અરુ, સનકાદિક બ્રહ્મચારી;
જનકાદિ જ્ઞાન દાન બલિ પ્રાચિનબરહીય યજ્ઞ અપારી. કેવલ. ૩
નૃગાદિ સાધન ધર્મ દેખી તેરા, સાધન મદ દે ડારી;
દયાપ્રીતમ એક પ્રીતિપરાધીન, દેખી લે ગોપકુમારી. કેવલ. ૪

---

## પદ-રાગ સોરઠ.

સુનિયેં પુકાર મેરી, મોહે ઉબારો અબકી બેરીરે. સુનિ. ટેક.
કરતો સબ નિજ કર રાખ્યો, મોહે કયો બંધનમેં નાખ્યો;
યહ ન્યાય તો નહિં ગિરિધારી, તુમસો કહા ચલે હમારીરે. સુનિ. ૧
મોહે માયા કેફ ખવાઈ, કહો બિકલ હોય મત જાઈ;
યહ કૈસી બાત બિચારો, મોહે બિના ધુને કયોં મારોરે. સુનિ. ૨
તુમ પ્રથમ જિય પ્રમટાયે, કહો તમ કરની કહાંતેં લાયે;
ફિર ધરી જાયે સીર જૈસી, અબલ્યોં ભુકતતહેં તૈસીરે. સુનિ. ૩
તુમ બડે બિલગ જિન માનો, યહ હૈં દુઃખકો ઉભરાનો;
દયો સરન તિહારે આયો, પ્રભુ અબ ચહિયે અપનાયોરે. સુનિ. ૪

---

## પદ-રાગ સોરઠ.

શ્રી ગોકુલપતિ ઘનસ્યામા, જય અવધનાથ શ્રીરામા ટેક
ગધાવર કસ વિડારે, સીતાપતિ રાવન મારે;
ઇતિ ઉગ્રસેન નૃપ કીનો, ઉત રાજ્ય બિભીખન દીનો શ્રી ગોકુલ ૧
ઇત કૌરવકુલ સઘાર્યો ઉત નિશ્ચિયરસમૂહ વિડાર્યો,
ઇત ગોપબાલ સગ લીને, વહા બનચરકો ભૂત કીને શ્રી ગોકુલ ૨
બંસીધર યદુ અધિપા, ધર શર ધનુષ રઘુકુનદીપા;
હૃષિકેશ શ્રી હલધર વીરા, લછુમન અગ્રજ રનધીર શ્રી ગોકુલ ૩
પુષ્ટિ મર્યાદ સ્વરુપા દોઉ પૂર્ન મનોહર રુપા;
જન વાસલ ઉદધિ કૃપાકે, પુરષોત્તમ પ્રભુ દયાકે શ્રી ગોકુલ. ૪



## પદ-રાગ સોરઠ.

ગારે ગારે ગિરિરાજધરન ગારે, ગાપિકેશ રાધિકેશ,
પ્રાનપ્યારે પ્યારે ગારે ટેક.
ત્રિગુન અજા કાલ અક્ષર પરસ્વામીરે,
ઈશઈશ આત્મારામ અતરજામીરે,
જગત ઉદભવ સ્થિતિ લયકર બહુનામીરે,
વિભુ,પ્રધાન પુરષેશ્વર, અચ્યુત, સચ્ચિદાનદ, સકલરુપ,
અકલ સબલ ન્યારે ન્યારે, ગારે ૧
વાણી મન અગમ્ય અનિર્દેશરુપારે,
અકલગતિ સ્વયપ્રકાશ શ્રી અનુપારે,

છબી લલિત ત્રિભંગી નટવર વ્રજભૂપારે;
નંદાત્મજ, યશોદોત્સંગલાલિત, વ્રજભૂષણ વ્રજવલ્લભ,
વ્રજરત્ના દગતારે તારે. ગારે. ૨
પૂર્ણ પરમાનંદરૂપ રુપરાશિરે;
આદિ વૃંદાવન રાસરસવિલાસીરે;
દયાપ્રીતમ પ્યારે નિકુંજવાસીરે.
પૂર્ણાનંદ, પુરુષોતમ, અદ્ભુત આનંદકંદ;
મન્મથ મનહરન, બંસીવારે વારે. ગારે. ૩

---

## પદ-જોગી આસાવરી.

અબ હોં સરન પર્યો મેરો કર ધારો હો શ્રીજી;
તમ મેં જાય તર્યો નિજ બલસોં તારો હો શ્રીજી. ટેક.
સાધન ધર્મ સકલ મેં દેખ્યો બહુત કઠિન ફલ ફીકોજી;
શ્રમ છોટો ફલ મોટો જિનમેં સરન તિહારો નીકોજી. તમ. ૧
અબલ જીવ એક અનેક રિપુ કયોં શુધ સાધન બની આવેજી;
ચિત કલેશ બની જરવા તરવા સો કા તુમકું રીઝાવેજી. તબ. ૨
કછુ કોઉ બહુત કિયો શ્રમ સાધન સુફળ કછુ કોઉ હોઇજી;
લલિત ત્રિભંગી મોહન મિલાવે સો સાધન નહિં કોઇજી. તમ. ૩
એક બેર કોઉ કહે તિહારો, તાહેં અભય કર ડારોજી;
દયો કહે લખ કોટી બેર કહું, હું શ્રીકૃષ્ણ તિહારોજી. તમ. ૪

---

